# કાર્લ માર્ક્સ, ફ્રેડરિક એંગલ્સ

# ચૂંટેલી કૃતિઓ

## ખંડ

## ૧



પ્રગતિ પ્રકાશન

મોસ્કો

અનુવાદક — અતુલ સવાણી

К. Маркс и Ф. Энгельс
ИЗБРАННЫЕ ПРОИЗВЕДЕНИЯ
часть I

*на языке гуджарати*

K. Marx, F. Engels
SELECTED WORKS
Part I

*in Gujarati*



સોવિયેત સંઘમાં મુદ્રિત

МЭ $\frac{10101—956}{014(01)—82}$ 581—82 0101010000

## અનુક્રમણિકા

## પ્રકાશકો તરફથી

કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સના સિદ્ધાંતોમાં માનવીય પ્રતિભાની બહુ મોટી સિદ્ધિ અંકિત છે. માર્ક્સવાદ સર્વહારા વર્ગની વિચારસરણી છે, તેનાં હિતોનું વૈજ્ઞાનિક નિરૂપણ કરે છે, અને રાષ્ટ્રીય મુક્તિ, શાંતિ, તથા સમાજવાદ માટે મહેનતકશ લોકોના સંઘર્ષમાં તેમનું બૌદ્ધિક હથિયાર છે.

વૈજ્ઞાનિક સામ્યવાદના મહાન સંસ્થાપકોએ વિજ્ઞાનમાં ખરી ક્રાંતિ સાધી. તેમણે સામાજિક વિકાસના વસ્તુગત નિયમો શોધી કાઢ્યા અને સાબિત કરી દીધું કે આખરે મૂડીવાદનું પતન તથા સમાજવાદી વ્યવસ્થાનો વિજય અનિવાર્ય છે. મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિની નાબૂદી તથા સમાજ વ્યવસ્થાની દૂરગામી ક્રાંતિકારી પુનર્ઘટના અને સ્વતંત્રતા, સમાનતા, બંધુભાવ, શાંતિ, અને શ્રમના સિદ્ધાંતો ઉપર આધારિત નવા સમાજનું નિર્માણ—સર્વહારા વર્ગની ઐતિહાસિક કામગીરી એ મહાન તથા ભવ્ય લક્ષ્યોને સિદ્ધ કરવાની છે, અને તેને મહેનતકશ લોકો, કિસાનો, તથા સમાજના બીજા પ્રગતિશીલ સ્તરોના ટેકાના આધારે તે સિદ્ધ કરશે જ.

સમાજવાદી ક્રાંતિ સાંસ્થાનિક તથા રાષ્ટ્રોના પીડનનાં તમામ રૂપોને સદાને માટે ખતમ કરી નાખશે. માર્ક્સ અને એંગેલ્સના સિદ્ધાંતો મુજબ, રાષ્ટ્રીય મુક્તિ આંદોલન વિશ્વ ક્રાંતિકારી પ્રક્રિયાનું અવિભાજ્ય અંગ છે.

માર્ક્સ અને એંગેલ્સના સિદ્ધાંતો નવા ઐતિહાસિક અનુભવની સામાન્ય તારવણીના આધારે નિરંતર વધારે સમૃદ્ધ બનતા રહે છે. માર્ક્સ અને એંગેલ્સના પ્રતિભાવાન શિષ્ય અને તેમના ધ્યેયને વારસામાં મેળવનાર વ્લાદીમિર ઈલ્યીચ લેનિને માર્ક્સવાદી સિદ્ધાંતોમાં ભારે મોટો ફાળો આપીને તેને અધિક સમૃદ્ધ બનાવ્યા. ઈતિહાસના સઘળા યુગોએ માર્ક્સ-એંગેલ્સ-લેનિનના સદા જીવંત અને સતત વિકસતા સિદ્ધાંતોના સમર્થનમાં નવી સાબિતીઓ પૂરી પાડી છે.

સોવિયેત સંઘ તથા બીજા સમાજવાદી દેશોના ઉદાહરણથી, આખી દુનિયામાં મહેનતકશ લોકોના સ્વતંત્રતાના સંઘર્ષના ઉદાહરણથી, અને સાંસ્થાનિક ગુલામીની બેડીઓ ફગાવી દેનારી પ્રજાઓના અનુભવથી સ્પષ્ટ થઈ ગયું છે કે સામાજિક પ્રગતિ અને નવી તથા ઇનસાફી રીતે દુનિયાની પુનર્ઘટના માટેના સંઘર્ષમાં માર્ક્સવાદ પ્રબળ હથિયાર બની રહે છે.

આ સંગ્રહના ગ્રંથોમાં માર્ક્સ અને એંગેલ્સની અત્યંત મહત્ત્વની કૃતિઓ તથા પત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે. એ બધી સામગ્રીમાં તેમના મહાન ક્રાંતિકારી સિદ્ધાંતોના સંઘટક અંગોનું—માર્ક્સવાદી તત્ત્વજ્ઞાન, રાજકીય અર્થશાસ્ત્ર, વૈજ્ઞાનિક સામ્યવાદનો સિદ્ધાંત, અને સર્વહારા વર્ગસંઘર્ષની રણનીતિ તથા કાર્યનીતિ—નિરૂપણ થયું છે.

કેટલીક મૂળભૂત કૃતિઓનાં ('મૂડી', 'પ્રકૃતિની દ્વંદ્વાત્મકતા', વગેરે) અવતરણો પણ સંગ્રહમાં સામેલ કરવામાં આવ્યાં છે.

પ્રકાશકોએ ભૂમિકાને સ્થાને વ્લાદીમિર ઇલ્યીચ લેનિનના લેખ 'કાર્લ માર્ક્સ'નો એક ભાગ અને તેમના બે લેખ 'ફ્રેડરિક એંગેલ્સ' તથા 'માર્ક્સવાદનાં ત્રણ ઉગમસ્થાનો અને ત્રણ ઘટકો' આપવાનો નિર્ણય લીધો છે.

એ લેખોમાં વ્લાદીમિર ઇલ્યીચ લેનિને સમગ્ર રૂપમાં માર્ક્સવાદનું તથા માર્ક્સવાદનાં સંઘટક અંગોનું ક્લાસિકલ વર્ણન કર્યું છે, અને માર્ક્સ તથા એંગેલ્સના વિચારોના વિકાસની રૂપરેખા પણ આપી છે. લેનિને કામદાર વર્ગના મહાન ગુરુઓના જીવનની ઝાંખી રજૂ કરી છે અને માર્ક્સવાદના સર્જન તથા વિકાસમાં તેમ જ વિશ્વ સર્વહારા વર્ગના મુક્તિ સંઘર્ષના માર્ગદર્શનમાં પ્રત્યેકના ફાળાનું ચિત્રણ કર્યું છે.

સંગ્રહની સામગ્રી લેખનના સમયના ક્રમ મુજબ રજૂ કરવામાં આવી છે, પરંતુ લેખકોની ભૂમિકાઓ ગમે ત્યારે લખવામાં આવી હોય તોપણ સંબંધિત રચનાઓની સાથે જ આપવામાં આવી છે. માર્ક્સ અને એંગેલ્સના પત્રો સંગ્રહના વિશિષ્ટ ભાગ રૂપે આપવામાં આવ્યા છે.

ચૂંટેલી કૃતિઓના દરેક ખંડમાં ટિપ્પણીઓ તેમ જ નામ નિર્દેશિકાઓ પણ સામેલ કરવામાં આવી છે. વિષય નિર્દેશિકા ચોથા ખંડમાં સામેલ છે.

# વ્લા. ઇ. લેનિન

# કાર્લ માર્ક્સ

## (માર્ક્સવાદના વિવરણની સાથે સંક્ષિપ્ત જીવન પરિચય)

(અવતરણ)

**કાર્લ માર્ક્સનો** જન્મ ૧૮૧૮મા નવા કૅલૅન્ડર મુજબ મે માસની ૫મી તારીખે ટ્રીર નગરમાં (રાઈનિશ પ્રશિયા) થયો હતો. તેમના વકીલ પિતા જાતે યહૂદી હતા, પરંતુ તેમણે ૧૮૨૪માં પ્રોટેસ્ટંટ ધર્મ અંગીકાર કર્યો હતો. પરિવાર સમૃદ્ધ અને સંસ્કારી હતો પરંતુ ક્રાંતિકારી નહોતો. ટ્રીરમાં માધ્યમિક શાળાનો અભ્યાસ પૂરો કર્યા પછી માર્ક્સે પહેલાં બોનમાં અને પછી બર્લિનમાં વિશ્વવિદ્યાલયોમાં શિક્ષણ મેળવ્યું, ત્યાં તેમણે કાયદાનો અભ્યાસ કર્યો, પરંતુ વધારે તો ઈતિહાસ તથા તત્ત્વજ્ઞાનનો ખાસ અભ્યાસ કર્યો. ૧૮૪૧માં એપિક્યૂરસની ફિલસૂફી વિશે મહાનિબંધ પેશ કરીને તેમણે વિશ્વવિદ્યાલયનો અભ્યાસક્રમ પૂરો કર્યો. એ વખતે માર્ક્સ હેગેલવાદી આદર્શવાદી વિચારો ધરાવતા હતા, અને બર્લિનમાં હેગેલની ફિલસૂફીમાંથી નિરીશ્વરવાદી અને ક્રાંતિકારી નિષ્કર્ષો તારવવાના પ્રયત્નો કરનારા "ઉદ્દામ હેગેલવાદીઓ"ના (બ્રૂનો બાઉએર અને બીજા) વર્તુળ સાથે જોડાયેલા હતા.

અભ્યાસ પૂરો કરીને માર્ક્સ પ્રોફેસર બનવાની આશાએ બોન ગયા. પરંતુ, ૧૮૩૨માં લુડવિગ ફાયરબાખને તેમના વિભાગના અધ્યક્ષપદેથી હઠાવી દેનાર, ૧૮૩૬માં વિશ્વવિદ્યાલયમાં પાછા આવવાની છૂટ આપવાનો ઇનકાર કરનાર, અને ૧૮૪૧માં યુવાન પ્રોફેસર બ્રૂનો બાઉએરને બોનમાં વ્યાખ્યાનો કરવાની મનાઈ ફરમાવનાર, સરકારની પ્રત્યાઘાતી નીતિને કારણે માર્ક્સને શિક્ષણની દુનિયામાં ભવિષ્ય ઘડવાનો વિચાર પડતો મૂકવો પડયો. જર્મનીમાં એ વખતે ઉદ્દામ હેગેલવાદી વિચારો ઝડપી પ્રગતિ કરી રહ્યા હતા. લુડવિગ ફાયરબાખ એ વખતે, અને ખાસ કરીને ૧૮૩૬થી, ઈશ્વરવાદની ટીકા કરવા તથા ભૌતિકવાદ તરફ વળવા લાગ્યો, અને ૧૮૪૧માં ભૌતિકવાદી વિચારોએ તેની

ફિલસૂફીમાં મુખ્ય સ્થાન લઈ લીધું ('ખ્રિસ્તીધર્મનું સારતત્ત્વ'). ૧૮૪૩માં તેમનું 'ભવિષ્યના તત્ત્વજ્ઞાનના મૂળ સિદ્ધાંતો' નામે પુસ્તક પ્રકટ થયું. આગળ જતાં ફાયરબાખની એ કૃતિઓ વિશે લખતાં ઍંગેલ્સે કહ્યું છે: "એ પુસ્તકોમાંથી મળતી સ્વતંત્ર ચેતનાની પ્રેરણાને તો કોઈ જાતે અનુભવી લીધા પછી જ સમજે. અમે બધા (અર્થાત્ માર્ક્સ સહિત ઉદ્દામ હેગેલવાદીઓ) તરત ફાયરબાખપંથીઓ બની ગયા."* એ વખતે ઉદ્દામ હેગેલવાદીઓના સંપર્કમાં રહેતા રાઇનલૅંડના કેટલાક ઉદ્દામ મૂડીવાદીઓએ કોલોનમાં 'રાઈનિશે ત્સાઇતુંગ' નામે વિરોધી અખબાર શરૂ કર્યું (પ્રથમ અંક ૧૮૪૨ના જાન્યુઆરીની પહેલી તારીખે પ્રકાશિત થયો). માર્ક્સ તથા બ્રૂનો બાઉએરને મુખ્ય લેખકો તરીકે લખવાનું આમંત્રણ આપવામાં આવ્યું, અને ૧૮૪૨ના ઑક્ટોબરમાં માર્ક્સ એ અખબારના મુખ્ય તંત્રી બનીને બોનથી કોલોન રહેવા ગયા. માર્ક્સના તંત્રીપદ હેઠળ અખબારનું ક્રાંતિકારી-લોકશાહીવાદી વલણ વધારે ને વધારે સ્પષ્ટ રીતે વ્યક્ત થતું ગયું. તેના પરિણામે સરકારે અખબારની ઉપર પહેલાં તો બેવડી અને ત્રેવડી સેન્સરશિપ લાદી, અને પછી ૧૮૪૩ના જાન્યુઆરીની પહેલી તારીખે તેને તદ્દન દબાવી દેવાનું નક્કી કર્યું. માર્ક્સને એ તારીખ પહેલાં તંત્રીપદનું રાજીનામું આપવું પડ્યું, પરંતુ તેમનું રાજીનામું અખબારને બચાવી ન શક્યું અને તેનું પ્રકાશન ૧૮૪૩ના માર્ચમાં અટકી ગયું. ઍંગેલ્સે નોંધ કરી છે કે 'રાઈનિશે ત્સાઇતુંગ'માં માર્ક્સે લખેલા મુખ્ય લેખોમાં નીચે નિર્દેશિત લેખો (જુઓ **સંદર્ભ સૂચિ****) ઉપરાંત મોઝેલ ખીણમાં અંગૂરની બગીચીઓમાં કામ કરતા કિસાનોની હાલત વિશે એક લેખ*** હતો. માર્ક્સને પોતાની પત્રકાર પ્રવૃત્તિથી ખાતરી થઈ ગઈ કે અર્થશાસ્ત્રના સંબંધમાં પોતાની જાણકારી હજી પૂરતી નથી, એટલે તેમણે ખંતથી તેનો અભ્યાસ શરૂ કરી દીધો.

માર્ક્સનું સગપણ વિદ્યાર્થીજીવન દરમિયાન જ બાલસખી જેની ફોન

---

* ફ્રેડરિક ઍંગેલ્સ, 'લુડવિગ ફાયરબાખ અને ક્લાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનનો અંત.' આ સંગ્રહ, ખંડ ૪.— સં.

** એ સંદર્ભ સૂચિ લેનિને આ લેખ સાથે આપી હતી પરંતુ આ સંગ્રહમાં સામેલ નથી કરવામાં આવી.— સં.

*** અહીંયાં માર્ક્સના જે લેખ તરફ નિર્દેશ થયો છે તેનું નામ 'મોઝેલના ખબરપત્રીનો છુટકારો' હતું.— સં.



વેસ્ટફાલેન જોડે થઈ ગયેલું, અને ૧૮૪૩માં ક્રેઇત્સનાખ ખાતે તેમનાં લગ્ન થયાં. તેમની પત્ની પ્રશિયન ઉમરાવ વર્ગના એક પ્રત્યાઘાતી કુટુંબની કન્યા હતી, અને તેનો મોટો ભાઈ ૧૮૫૦થી ૧૮૫૮ સુધીના એકદમ પ્રત્યાઘાતી સમય દરમિયાન પ્રશિયાનો ગૃહ પ્રધાન હતો. આર્નોલ્ડ રૂગે (૧૮૦૨-૮૦, ઉદ્દામ હેગેલવાદી; ૧૮૨૫-૩૦ દરમિયાન કારાવાસમાં; ૧૮૪૮ પછી રાજકીય દેશવટો; અને ૧૮૬૬-૭૦ પછી બિસ્માર્કવાદી) જોડે મળીને પરદેશમાં એક ક્રાંતિવાદી સામયિક શરૂ કરવા માર્ક્સ ૧૮૪૩ની શરદમાં પૅરિસ ગયા. 'દોઇત્ચ-ફ્રાંત્સોઝિશે યારબ્યૂખેર' નામે એ સામયિકનો ફક્ત એક જ અંક પ્રકાશિત થયો, તેની જર્મનીમાં ગુપ્ત રીતે વહેંચણી કરવાની મુશ્કેલીને લીધે અને રૂગે સાથેના મતભેદને કારણે ત્યાર પછી પ્રકાશન બંધ કરવામાં આવ્યું. એ સામયિકમાં પ્રકાશિત માર્ક્સના લેખોએ બતાવી આપ્યું કે તે ક્રાંતિકારી બની ચૂક્યા હતા, "દરેક હયાત બાબતની વેધક ટીકા"ની, તથા ખાસ કરીને "હથિયારો વડે ટીકા"ની, હિમાયત કરતા હતા, અને **જનતાને તેમ જ સર્વહારા વર્ગને** હાકલ કરતા હતા.

૧૮૪૪ના સપ્ટેંબરમાં ફ્રેડરિક ઍંગેલ્સ થોડા દિવસ માટે પૅરિસ આવ્યા અને ત્યારથી માર્ક્સના એકદમ ગાઢ મિત્ર બની ગયા. પૅરિસમાં ક્રાંતિકારીઓના એ વખતના ધમધમતા જીવનમાં (ત્યારે પ્રુધોંના સિદ્ધાંતની ખાસ બોલબાલા હતી, અને માર્ક્સે ૧૮૪૭માં 'તત્ત્વજ્ઞાનની દરિદ્રતા' નામે કૃતિમાં તેના ભુક્કા ઉડાવી દીધા) તેમણે બન્નેએ ખૂબ જ સક્રિય ભાગ લીધો, અને નિમ્ન-મૂડીવાદી સમાજવાદના વિવિધ મતોની સામે જોશીલો સંઘર્ષ ચલાવીને ક્રાંતિકારી **સર્વહારા વર્ગીય સમાજવાદ**, અથવા સામ્યવાદના (માર્ક્સવાદના) સિદ્ધાંત તેમ જ કાર્યનીતિની રૂપરેખા ઘડી કાઢી. એ સમયની, ૧૮૪૪-૪૮ની, માર્ક્સની કૃતિઓ માટે **સંદર્ભ સૂચિ** જુઓ. પ્રશિયન સરકારના દબાણને કારણે ૧૮૪૫માં માર્ક્સને ખોફનાક ક્રાંતિકારી તરીકે પૅરિસમાંથી હદપાર કરવામાં આવ્યા. તે બ્રસેલ્સ ગયા. ૧૮૪૭ની વસંતમાં માર્ક્સ અને ઍંગેલ્સ 'કોમ્યુનિસ્ટ લીગ' નામે એક ગુપ્ત પ્રચાર મંડળમાં જોડાયા. તેમણે લીગની બીજી કૉંગ્રેસમાં (લંડન, નવેંબર ૧૮૪૭) આગળ પડતો ભાગ લીધો અને કૉંગ્રેસની સૂચના મુજબ, પ્રખ્યાત 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું'ની રચના કરી. તે ૧૮૪૮ના ફેબ્રુઆરીમાં પ્રકાશિત થયું. તેમાં પ્રતિભા છલકાતી તેજસ્વી અને સ્પષ્ટ રીતે નવા વિશ્વ દૃષ્ટિકોણની, સામાજિક જીવનના ક્ષેત્રને પણ આવરી લેતા સુસંગત ભૌતિકવાદની, વિકાસના એકદમ પરિપૂર્ણ તથા ગહન સિદ્ધાંતના રૂપમાં

દ્વંદ્વવાદની તથા, વર્ગસંઘર્ષના સિદ્ધાંતની, અને નવા સામ્યવાદી સમાજના સર્જક સર્વહારા વર્ગની વિશ્વ-ઐતિહાસિક ક્રાંતિકારી ભૂમિકાની રૂપરેખા દોરવામાં આવી છે.

૧૮૪૮ના ફેબ્રુઆરીની ક્રાંતિ ફાટી નીકળતાં માર્ક્સને બેલ્જિયમમાંથી હદપાર કરવામાં આવ્યા. તે પૅરિસ પાછા ગયા અને ત્યાંથી માર્ચની ક્રાંતિ બાદ જર્મનીમાં કોલોન પહોંચ્યા. ત્યાં ૧૮૪૮ના જૂનની પહેલી તારીખથી ૧૮૪૯ના મેની ૧૯મી તારીખ સુધી 'નોયે રાઈનિશે ત્સાઈતુંગ' પત્ર માર્ક્સના મુખ્ય તંત્રીપદ હેઠળ પ્રકાશિત થતું રહ્યું. નવા સિદ્ધાંતનું ઉત્તમ પ્રતિપાદન જેવી રીતે આગળ જતાં દુનિયાના બધા દેશોનાં સઘળાં સર્વહારા વર્ગીય તથા લોકશાહીવાદી આંદોલનોથી થયું છે, એવી જ રીતે એ વખતે પણ ૧૮૪૮-૪૯ની ક્રાંતિકારી ઘટનાઓના ક્રમથી થયું. ફતેહ હાંસલ કરનારા પ્રતિક્રાંતિકારીઓએ પહેલાં તો અદાલતમાં માર્ક્સની વિરુદ્ધ કામ ચલાવ્યું (૧૮૪૯ના ફેબ્રુઆરીની નવમી તારીખે તેમને નિર્દોષ જાહેર કરીને મુક્ત કરવામાં આવ્યા), અને પછી તેમને જર્મનીમાંથી હદપાર કરી દીધા (૧૬ મે, ૧૮૪૯). પહેલાં માર્ક્સ પૅરિસ ગયા. ૧૮૪૯ની ૧૩મી જૂનના દેખાવ બાદ તેમને ફરી વાર ત્યાંથી હદપાર કરવામાં આવ્યા. પછી તે લંડન ગયા અને છેવટ સુધી ત્યાં જ રહ્યા.

માર્ક્સ અને ઍંગેલ્સ વચ્ચેનો પત્રવ્યવહાર (૧૯૧૩માં પ્રકાશિત) સ્પષ્ટ બતાવે છે તેમ, રાજકીય વિદેશવાસી તરીકેનું તેમનું જીવન ખૂબ જ મુશ્કેલ હતું. માર્ક્સ અને તેમનો પરિવાર ગરીબીના ભારે બોજા તળે દબાયેલા રહેતા, અને ઍંગેલ્સની સતત તથા નિઃસ્વાર્થ આર્થિક સહાય ન મળતી હોત તો માર્ક્સ 'મૂડી'નું લેખન પૂરું ન કરી શક્યા હોત એટલું જ નહિ, નિરંતર ગરીબીની દશાએ તેમને અનિવાર્ય રીતે કચડી જ નાખ્યા હોત. એ ઉપરાંત, નિમ્ન-મૂડીવાદી તથા સામાન્ય રૂપે બિનસર્વહારા વર્ગીય સમાજવાદના પ્રવર્તિત મતો તથા વહેણોએ માર્ક્સને અવિરત કટ્ટર સંઘર્ષ લડવાની તથા ક્યારેક તો જંગલી તેમ જ દાનવી વૈયક્તિક હુમલાઓને ('મિસ્ટર ફોગ્ટ') મારી હઠાવવાની ફરજ પાડી. રાજકીય વિદેશવાસીઓનાં વર્તુળોથી અળગા રહેતા માર્ક્સે પોતાના ભૌતિકવાદી સિદ્ધાંતને સંખ્યાબંધ ઐતિહાસિક કૃતિઓમાં (જુઓ સંદર્ભ સૂચિ), મુખ્યત્વે રાજકીય અર્થશાસ્ત્રના ઊંડા અભ્યાસ મારફત, વિકસાવ્યો. તેમની કૃતિઓ 'રાજકીય અર્થશાસ્ત્રની મીમાંસામાં ફાળો' (૧૮૫૯) અને 'મૂડી'માં (ગ્રંથ પહેલો, ૧૮૬૭) તેમણે એ વિજ્ઞાનને ક્રાંતિકારી સ્વરૂપ આપ્યું.

ઓગણીસમી સદીના છઠ્ઠા દાયકાનાં અંતિમ વર્ષોમાં અને સાતમા દાયકામાં



ફરી સક્રિય બનેલાં લોકશાહીવાદી આંદોલનો માર્ક્સને પાછા અમલી પ્રવૃત્તિમાં લઈ આવ્યાં. ૧૮૬૪માં (૨૮ સપ્ટેંબર) 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ'ની—પ્રસિદ્ધ પ્રથમ ઇન્ટરનૅશનલની—લંડનમાં સ્થાપના થઈ. માર્ક્સ એ સંસ્થાના હાર્દ સમા હતા, અને તેના પ્રથમ 'સંબોધન'ના તેમ જ ઢગલાબંધ ઠરાવો, ઘોષણાઓ, તથા જાહેરનામાઓના સર્જક હતા. જુદા જુદા દેશોનાં કામદાર આંદોલનોની એકતા સાધવાના કાર્યમાં, બિનસર્વહારા વર્ગીય તથા માર્ક્સવાદ પૂર્વેના સમાજવાદનાં વિવિધ રૂપોને (માત્સિની, પ્રુધોં, બાકૂનિન, બ્રિટનનો ઉદારમતવાદી ટ્રેડ યુનિયનવાદ, જર્મનીમાં લાસાલપંથીઓનું મવાળ ઢચુપચુ વલણ, વગેરે) સંયુક્ત પ્રવૃત્તિમાં વાળવાની કોશિશોમાં, અને એ બધા પંથો તથા વૈચારિક વહેણોનો સામનો કરવામાં, માર્ક્સે જુદા જુદા દેશોમાં કામદાર વર્ગના સર્વહારા વર્ગીય સંઘર્ષ માટે એકરૂપ કાર્યનીતિ ઘડી કાઢી. માર્ક્સે જેનું ગહન, એકદમ સ્પષ્ટ, તેજસ્વી, અસરકારક, અને ક્રાંતિકારી પૃથક્કરણ આપ્યું છે ('ફ્રાંસમાં આંતરવિગ્રહ', ૧૮૭૧) એ પૅરિસ કોમ્યુનની (૧૮૭૧) પડતી પછી અને ઇન્ટરનૅશનલમાં બાકૂનિનપંથીઓએ પાડેલી ફાટફૂટ પછી, યુરોપમાં ઇન્ટરનૅશનલ સંસ્થાનું અસ્તિત્વ અશક્ય બની ગયું. ઇન્ટરનૅશનલની હેગ કૉંગ્રેસ (૧૮૭૨) પછી માર્ક્સે તેની સામાન્ય પરિષદને ન્યૂ યૉર્ક ફેરવી નાખી. પ્રથમ ઇન્ટરનૅશનલે પોતાની ઐતિહાસિક ભૂમિકા ભજવી લીધી હતી. ત્યાર પછી એવો યુગ આવ્યો કે જેમાં દુનિયાના બધા દેશોની અંદર કામદાર આંદોલનનો ઘણો વધારે વિકાસ થયો, ફેલાવો વધી ગયો, અને અલગ અલગ રાષ્ટ્રીય રાજ્યોમાં બહોળી સમાજવાદી કામદાર પાર્ટીઓની સ્થાપના થઈ.

ઇન્ટરનૅશનલના કામમાં સખત મહેનત અને એથીયે વધારે સખત સૈદ્ધાંતિક જહેમતોને પરિણામે માર્ક્સની તબિયત લથડી ગઈ હતી. રાજકીય અર્થશાસ્ત્રને નવો ઘાટ આપવાનું અને 'મૂડી' પુસ્તક લખવાનું કામ તેમણે જારી રાખ્યું, અને તેને માટે જથ્થાબંધ નવી સામગ્રી એકઠી કરી તથા ઘણીબધી ભાષાઓ (દા.ત. રશિયન) શીખી લીધી. પરંતુ નબળી તબિયતને લીધે 'મૂડી'નું લેખન પૂરું ન થયું.

૧૮૮૧ના ડિસેંબરની બીજી તારીખે તેમની પત્નીનું અવસાન થયું, અને ૧૮૮૩ના માર્ચની ૧૪મી તારીખે માર્ક્સે આરામખુરશીમાં બેઠા બેઠા જ શાંતિથી આ સંસારમાંથી વિદાય લઈ લીધી. તે લંડનના હાઈગેટ કબ્રસ્તાનમાં પોતાની પત્નીની બાજુમાં જ ચીર નિદ્રામાં પોઢ્યા છે. માર્ક્સનાં બાળકોમાંથી કેટલાંક તો, માર્ક્સનો પરિવાર લંડનમાં બેહદ કંગાલ હાલતમાં રહેતો હતો ત્યારે,

બાળપણમાં જ મૃત્યુ પામ્યાં હતાં. ત્રણ પુત્રીઓ અંગ્રેજ અને ફ્રેંચ સમાજ-વાદીઓ સાથે પરણી: એલ્યેઓનોરા એવેલિંગ, લાઉરા લાફાર્ગ, અને જેની લોંગે. જેની લોંગેનો પુત્ર ફ્રેંચ સમાજવાદી પાર્ટીનો સભ્ય છે.

૧૯૧૪ના જુલાઈ-નવેંબર દરમિયાન લિખિત

વ્લા. ઇ. લેનિન
સંગૃહીત કૃતિઓ
ગ્રંથ ૨૬, પૃ. ૪૬-૫૦. (રૂસી આવૃત્તિ)

## ફ્રેડરિક એંગેલ્સ

કેવી મશાલ તર્કની, હવે જલતી નથી;
કેવું અનુપમ દિલ, હવે ધબકતું નથી!*

૧૮૯૫ના ઑગસ્ટની પાંચમી તારીખે ફ્રેડરિક એંગેલ્સનું લંડનમાં અવસાન થયું. પોતાના મિત્ર કાર્લ માર્ક્સ (જેમનું અવસાન ૧૮૮૩માં થયું હતું) પછી, સમગ્ર સભ્ય જગતમાં ફ્રેડરિક એંગેલ્સ આધુનિક સર્વહારા વર્ગના સૌથી ઉત્તમ વિદ્વાન અને ગુરુ હતા. દૈવયોગે કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સ ભેગા થઈ ગયા ત્યારથી બન્ને મિત્રોએ પોતાનું જીવનકાર્ય સમાન ધ્યેયને સમર્પણ કરી દીધું હતું. એટલે, સર્વહારા વર્ગ માટે એંગેલ્સે શું કર્યું છે એ સમજવા માટે, વર્તમાન કામદાર વર્ગીય આંદોલનના વિકાસના સંબંધમાં માર્ક્સના બોધ અને કાર્યના મહત્ત્વનો સ્પષ્ટ ખ્યાલ હોવો જોઈએ. માર્ક્સ અને એંગેલ્સ પ્રથમ માનવીઓ હતા જેમણે બતાવ્યું કે કામદાર વર્ગ અને તેની માંગો, મૂડીદાર વર્ગની સાથે સાથે અનિવાર્ય રીતે સર્વહારા વર્ગને પણ ઉત્પન્ન કરતી અને તેનું સંગઠન કરતી વર્તમાન આર્થિક વ્યવસ્થાનું આવશ્યક પરિણામ છે. તેમણે બતાવ્યું કે વર્તમાન સમયે જે દૂષણો માનવજાતિને પીડી રહ્યાં છે તેમાંથી તેને મુક્તિ, અમુક ઉમદા માનસવાળી વ્યક્તિઓના શુભાશયી પ્રયાસો નહિ પણ સંગઠિત સર્વહારા વર્ગનો વર્ગસંઘર્ષ જ અપાવશે. સમાજવાદ કંઈ સ્વપ્નશીલ લોકોએ ઉપજાવી કાઢેલી વાત નથી પરંતુ આધુનિક સમાજનાં ઉત્પાદક બળોના વિકાસનું અંતિમ ધ્યેય અને આવશ્યક પરિણામ છે, એ હકીકતને પહેલી જ વાર વૈજ્ઞાનિક કૃતિઓમાં સમજાવનારા માર્ક્સ અને એંગેલ્સ હતા. આજ સુધીનો સમગ્ર લેખિત ઇતિહાસ વર્ગસંઘર્ષનો ઇતિહાસ છે, સમાજના અમુક વર્ગોની ઉપર બીજા

*આ પંક્તિઓ રશિયન કવિ નેક્રાસોવની કવિતા 'દોબ્રોલ્યૂબોવની યાદ'માંથી લેવામાં આવી છે.—સં.

વર્ગોના શાસનની અને વિજયોની પરંપરાનો ઇતિહાસ છે. અને વર્ગસંઘર્ષના તથા વર્ગીય વર્ચસ્વના પાયા — ખાનગી મિલકત અને સામાજિક ઉત્પાદનની અંધાધૂંધી — અદૃશ્ય નહિ થઈ જાય ત્યાં સુધી એમ જ રહેશે. સર્વહારા વર્ગનાં હિતો એ પાયાઓનો ખાતમો માગે છે, એટલે સંગઠિત કામદારોના સભાન વર્ગસંઘર્ષને તેમની વિરુદ્ધ વાળી દેવો જોઈએ. અને દરેક વર્ગસંઘર્ષ રાજકીય સંઘર્ષ હોય છે.

માર્ક્સ અને એંગેલ્સના વિચારોને પોતાની મુક્તિ માટે લડતા બધા જ સર્વહારાઓએ હવે અપનાવી લીધા છે. પરંતુ ઓગણીસમી સદીના પાંચમા દાયકામાં બે મિત્રોએ જ્યારે સમાજવાદી સાહિત્યસર્જનમાં, અને પોતાના સમયની સામાજિક ચળવળોમાં, ભાગ લીધો ત્યારે એવા વિચારો તદ્દન નવલ હતા. એ વખતે મેધાવાન અને મેધાહીન, પ્રમાણિક અને અપ્રમાણિક, ઘણા લોકો હતા જે રાજકીય આઝાદીના સંઘર્ષમાં તથા ઝારોની, પોલીસની, અને પાદરીઓની આપખુદી વિરુદ્ધ સંઘર્ષમાં ડૂબેલા હોઈને, મૂડીદાર વર્ગનાં અને સર્વહારા વર્ગનાં હિતો વચ્ચેના વિરોધને જોઈ ન શક્યા. કામદારો સ્વતંત્ર સામાજિક પરિબળ તરીકે પ્રવૃત્તિ કરે એવા વિચારને મનમાં ધરવા એ લોકો તૈયાર નહોતા. બીજી તરફ, એવા ઘણા સ્વપ્નસેવીઓ પણ હતા, તેમાંના કેટલાક તો પ્રતિભાશાળી પણ હતા, જે માનતા કે સમકાલીન સામાજિક વ્યવસ્થામાં સમાયેલો અન્યાય શાસકો તથા શાસક વર્ગોને ફક્ત સમજાવી દેવાની જ જરૂર છે, ત્યાર પછી તો પૃથ્વી ઉપર શાંતિ તથા સર્વસામાન્ય સુખસગવડ સ્થાપવાનું સરળ બની જશે. તેઓ સંઘર્ષ વિના સમાજવાદ સ્થાપવાનાં સ્વપ્નો સેવતા. છેલ્લે, એ સમયના લગભગ બધા સમાજવાદીઓ તથા સામાન્ય રીતે કામદાર વર્ગના મિત્રો સર્વહારા વર્ગને ફક્ત સમાજના ગૂમડા તરીકે જ ગણતા, અને ઉદ્યોગના વિકાસની સાથે તેની વૃદ્ધિને ભયભીત નજરે જોતા. એટલે એ સૌ ઉદ્યોગના તથા સર્વહારા વર્ગના વિકાસને રોકવાના, "ઇતિહાસના ચક્ર"ને થંભાવવાના, ઉપાયની શોધમાં રહેતા. સર્વહારા વર્ગના વિકાસથી સામાન્ય રીતે ડરનારા માણસોમાં માર્ક્સ અને એંગેલ્સ સામેલ નહોતા. એથી ઊલટું, તેમણે તો પોતાની સમસ્ત આશાઓ તેની સતત વૃદ્ધિમાં કેંદ્રિત કરી હતી. સર્વહારાઓ જેમ જેમ વધતા જાય તેમ તેમ ક્રાંતિકારી વર્ગ તરીકેની તેમની શક્તિ પણ વધે અને સમાજવાદ વધારે નજીક આવતો જાય તથા વધારે શક્ય બનતો જાય. માર્ક્સ અને એંગેલ્સ તરફથી સર્વહારા વર્ગની સેવાઓને થોડાક શબ્દોમાં આમ વર્ણવી શકાય: પોતાને જ કેવી રીતે ઓળખવો અને પોતાને વિશે સભાન



કેવી રીતે બનવું, એ તેમણે કામદાર વર્ગને શીખવ્યું અને સ્વપ્નોને સ્થાને વિજ્ઞાનની સ્થાપના કરી.

એટલે જ, એંગેલ્સના નામ તથા જીવન વિશે પ્રત્યેક કામદારને જ્ઞાન હોવું જોઈએ. એટલે જ, અમારાં બધાં પ્રકાશનોની જેમ રૂસી કામદારોમાં વર્ગજાગૃતિ ઉત્પન્ન કરવાનું ધ્યેય ધરાવતા આ લેખસંગ્રહમાં અમારે એંગેલ્સનાં, આધુનિક સર્વહારા વર્ગના બે મહાન ગુરુઓમાંના એકનાં, જીવન અને કાર્યનું રેખાંકન આપવું જ જોઈએ.

એંગેલ્સનો જન્મ પ્રશિયા રાજ્યના રાઇન પ્રાંતના બાર્મેન નામે સ્થાને ૧૮૨૦માં થયો હતો. તેમના પિતા કારખાનદાર હતા. એંગેલ્સને ૧૮૩૮માં, શાળાભ્યાસ પૂરો કર્યા પહેલાં જ, કૌટુંબિક સંજોગોને કારણે, બ્રેમેનની એક વેપારી પેઢીમાં કારકુન તરીકે કામે વળગવું પડ્યું. વેપારી કામકાજ એંગેલ્સને વૈજ્ઞાનિક અને રાજકીય કેળવણી ચાલુ રાખતાં રોકી શક્યું નહિ. તે શાળામાં હતા ત્યારથી જ આપખુદીને અને નોકરશાહોની જોહુકમીને ધિક્કારવા લાગ્યા હતા. તત્ત્વજ્ઞાનનો અભ્યાસ તેમને વધારે આગળ લઈ ગયો. એ સમયે હેગેલના સિદ્ધાંતો જર્મન ફિલસૂફીમાં પ્રધાનતા ધરાવતા હતા, અને એંગેલ્સ તેના અનુયાયી બની ગયા. હેગેલ બર્લિન વિશ્વવિદ્યાલયમાં પ્રોફેસર તરીકે પ્રશિયન રાજ્યની નોકરી કરતો હતો અને તેનો પ્રશંસક હતો, પરંતુ હેગેલના સિદ્ધાંતો ક્રાંતિકારી હતા. તેને માનવીની તર્કશક્તિ અને અધિકારોમાં નિષ્ઠા હતી, અને તેની ફિલસૂફીમાં એવો આધારભૂત સિદ્ધાંત સામેલ હતો કે પરિવર્તન તથા વિકાસની પ્રક્રિયા વિશ્વમાં નિરંતર ચાલતી રહે છે. બર્લિનના એ પ્રોફેસરના કેટલાક શિષ્યો હયાત પરિસ્થિતિને સ્વીકારી લેવાનો ઇનકાર કરતા હતા. તેમણે હેગેલની એવી નિષ્ઠા અને એવા સિદ્ધાંત ઉપરથી તારવણી કરી કે વર્તમાન સંજોગોની, પ્રવર્તિત અન્યાય તથા અનિષ્ટની, વિરુદ્ધ સંઘર્ષનું મૂળ પણ સનાતન વિકાસના સાર્વત્રિક નિયમમાં છે. જો બધી વસ્તુઓ વિકાસ પામતી રહેતી હોય, જો એક પ્રકારની સંસ્થાઓ બીજા પ્રકારની સંસ્થાઓ માટે સ્થાન ખાલી કરી આપતી હોય, તો પ્રશિયન રાજા કે રૂસી ઝારની આપખુદી, વ્યાપક બહુમતીના ભોગે નજીવી લઘુમતીની સમૃદ્ધિ, કે પછી જનતાની ઉપર મૂડીદાર વર્ગનું વર્ચસ્વ, શા માટે નિત્ય ચાલુ જ રહે? હેગેલની ફિલસૂફીમાં ચિત્ત અને વિચારોની વાત હતી: તે **આદર્શવાદી** ફિલસૂફી હતી. ચિત્તના વિકાસ ઉપરથી તેણે પ્રકૃતિ, માનવી, અને માનવીય, સામાજિક, સંબંધોના વિકાસની ધારણા

કરી. માર્ક્સ અને એંગેલ્સે વિકાસની સનાતન પ્રક્રિયાનો* હેગેલનો વિચાર અપનાવી લીધો, પરંતુ તેની પૂર્વકલ્પિત આદર્શવાદી દૃષ્ટિનો અસ્વીકાર કર્યો; જીવન ઉપર દૃષ્ટિપાત કરતાં તેમણે જોયું કે ચિત્તનો વિકાસ પ્રકૃતિના વિકાસને સ્પષ્ટ કરતો નથી, પણ એથી ઊલટું, ચિત્તનો ખુલાસો પ્રકૃતિમાંથી, ભૌતિક તત્ત્વમાંથી, મેળવવાનો રહે છે... હેગેલ અને બીજા હેગેલપંથીઓથી વિપરીત, માર્ક્સ અને એંગેલ્સ ભૌતિકવાદીઓ હતા. દુનિયાને અને માનવજાતિને ભૌતિક દૃષ્ટિએ જોતાં તેઓ સમજ્યા કે પ્રાકૃતિક ઘટનાઓની તળે ભૌતિક કારણો હોય છે, અને માનવ સમાજનો વિકાસ પણ ભૌતિક બળોના, ઉત્પાદક બળોના, વિકાસના આધારે નિર્ધારિત થાય છે. માનવીય જરૂરિયાતોને સંતોષવાની વસ્તુઓના ઉત્પાદનમાં માનવીઓ એકબીજા જોડે જે સંબંધોમાં આવે છે તે ઉત્પાદક બળોના વિકાસ ઉપર આધારિત હોય છે. અને સામાજિક જીવનની બધી જ ઘટનાઓ, માનવીય આકાંક્ષાઓ, વિચારો, અને નિયમોનો ખુલાસો એ સંબંધોમાં જ સમાયેલો હોય છે. ઉત્પાદક બળોનો વિકાસ ખાનગી મિલકત ઉપર આધારિત સામાજિક સંબંધોનું સર્જન કરે છે, પરંતુ હવે આપણે જોઈએ છીએ કે ઉત્પાદક બળોનો એ જ વિકાસ બહુમતીની મિલકતને તેનાથી અળગી કરીને નજીવી લઘુમતીના હાથમાં કેંદ્રિત કરે છે, આધુનિક સામાજિક વ્યવસ્થાના આધારને, મિલકતને, નાબૂદ કરી નાખે છે, અને ખુદ બરાબર એ જ ધ્યેયની દિશામાં જહેમત કરે છે કે જેને સમાજવાદીઓએ પોતાને માટે નિર્ધારિત કર્યું છે. સમાજવાદીઓને તો ફક્ત એટલું જ કરવાનું છે કે આધુનિક સમાજમાં કયું સામાજિક પરિબળ પોતાની સ્થિતિને કારણે સમાજવાદની સ્થાપનામાં રસ ધરાવે છે તે સમજી લેવું, અને પછી એ પરિબળમાં તેનાં પોતાનાં હિતો વિશેની અને તેના ઐતિહાસિક કાર્ય વિશેની જાગૃતિ પ્રેરિત કરવી. એ પરિબળ છે સર્વહારા વર્ગ. સર્વહારા વર્ગને જાણવાનો અવસર એંગેલ્સને ઇંગ્લૅંડના ઉદ્યોગકેંદ્ર માંચેસ્ટર શહેરમાં મળ્યો, જ્યાં તે પિતાની ભાગીદારીની એક વેપારી પેઢીમાં નોકરી લઈને ૧૮૪૨માં સ્થાયી થયા હતા. એંગેલ્સ કારખાનાના

*માર્ક્સ અને એંગેલ્સે વારંવાર નિર્દેશ કર્યો છે કે પોતાના બૌદ્ધિક વિકાસ માટે તેઓ મહાન જર્મન તત્ત્વજ્ઞાનીઓના, ખાસ કરીને હેગેલના, બહુ જ ઋણી છે. એંગેલ્સે કહ્યું છે: "જર્મન ફિલસૂફી વગર વૈજ્ઞાનિક સમાજવાદ કદી અસ્તિત્વમાં આવ્યો જ ન હોત." (જુઓ આ સંગ્રહ, ખંડ ૨, ફ્રેડરિક એંગેલ્સ, 'જર્મનીમાં કિસાન યુદ્ધ'ની પ્રસ્તાવના—**સં.**)



કાર્યાલયમાં બેસતા એટલું જ નહિ પરંતુ ગીચ અને ગંદા કામદાર લત્તાઓમાં પણ ફરતા, અને કામદારોની ગરીબી તથા દુર્દશાને નજરે જોતા. પરંતુ તેમણે પોતાને વ્યક્તિગત નિરીક્ષણો પૂરતા જ મર્યાદિત ન રાખ્યા. તેમણે બ્રિટિશ કામદાર વર્ગની હાલત વિશે પોતાના સમય પહેલાં જે કંઈ પ્રકટ થયું હતું તે બધું વાંચ્યું, અને જેટલા સત્તાવાર દસ્તાવેજો હાથમાં આવ્યા તે બધાનો કાળજીપૂર્વક અભ્યાસ કર્યો. એ અભ્યાસો તથા નિરીક્ષણોનું સુફળ હતું ૧૮૪૫માં પ્રકાશિત પુસ્તક 'ઇંગ્લૅંડમાં કામદાર વર્ગની હાલત'. એંગેલ્સે એ પુસ્તક લખીને બજાવેલી મોટી સેવાનો ઉલ્લેખ અમે પહેલાં જ કરી ચૂક્યા છીએ. તેમની પહેલાં પણ ઘણા લોકોએ સર્વહારા વર્ગની હાડમારીઓનું વર્ણન કર્યું હતું અને તેને મદદ કરવાની આવશ્યકતાનો નિર્દેશ કર્યો હતો. પરંતુ **પહેલી જ** વાર એંગેલ્સે જણાવ્યું કે સર્વહારા વર્ગ કેવળ પીડાતો વર્ગ **જ નથી**, હકીકતમાં સર્વહારા વર્ગની નામોશીભરી આર્થિક દશા જ તેને અદમ્ય રીતે આગળ ધકેલે છે અને પોતાની અંતિમ મુક્તિ માટે લડવાની ફરજ પાડે છે. અને જંગ ખેલતો સર્વહારા વર્ગ **પોતે જ પોતાને મદદ કરશે**. કામદાર વર્ગની રાજકીય ચળવળ કામદારોને અનિવાર્ય રીતે એવી સમજણ આપશે કે તેમની મુક્તિનો એકમાત્ર ઉપાય સમાજવાદમાં છે. બીજી તરફ, સમાજવાદ જ્યારે કામદાર **વર્ગના રાજકીય** સંઘર્ષનું ધ્યેય બની જશે ત્યારે જ ખરી તાકાત બની રહેશે. ઇંગ્લૅંડના કામદાર વર્ગની હાલત વિશે એંગેલ્સના પુસ્તકના મુખ્ય વિચારો એવા છે, જે એ વખતે સાવ નવલ હતા પરંતુ જેને હવે તો તમામ વિચારશીલ અને લડાયક સર્વહારાઓએ અપનાવી લીધા છે. એ વિચારો હૃદયંગમ શૈલીમાં લખાયેલા હતા, અને ઇંગ્લૅંડના સર્વહારા વર્ગની હાડમારીનાં એકદમ પ્રમાણભૂત તથા ચોટદાર ચિત્રોથી ભરેલા પુસ્તકમાં રજૂ કરવામાં આવ્યા હતા. એ પુસ્તક મૂડીવાદ અને મૂડીદાર વર્ગની વિરુદ્ધ ભયાનક તહોમતનામું હતું, અને તેની ઊંડી અસર પડી. દરેક ઠેકાણે એંગેલ્સની કૃતિનો નિર્દેશ આધુનિક સર્વહારા વર્ગની હાલતનું શ્રેષ્ઠ ચિત્ર રજૂ કરતા પુસ્તક તરીકે થવા લાગ્યો. અને હકીકતમાં કામદાર વર્ગની હાડમારીનું એવું ચોટદાર અને સચ્ચાઈભર્યું ચિત્ર ૧૮૪૫ પહેલાં કે ૧૮૪૫ પછી ક્યારેય પ્રકાશિત નથી થયું.

એંગેલ્સ ઇંગ્લૅંડ આવ્યા પછી સમાજવાદી બની ગયા. માંચેસ્ટરમાં તેમણે ઇંગ્લૅંડના કામદાર આંદોલનમાં એ સમયે સક્રિય લોકો જોડે સંપર્ક સાધ્યો અને ઇંગ્લૅંડના સમાજવાદી પ્રકાશનો માટે લેખો લખવાનું શરૂ કર્યું. ૧૮૪૪માં જર્મની પાછા જતાં રસ્તામાં પૅરિસમાં તેમને માર્ક્સ જોડે પરિચય થયો. તેમણે

માર્ક્સની સાથે પત્રવ્યવહાર તો તે પહેલાં જ શરૂ કરી દીધો હતો. પૅરિસમાં ફ્રેંચ સમાજવાદીઓ તથા ફ્રેંચ જીવનના પ્રભાવથી માર્ક્સ પણ સમાજવાદી બની ગયા હતા. ત્યાં બન્ને મિત્રોએ ભેગા મળીને 'પવિત્ર પરિવાર અથવા ટીકાત્મક મીમાંસાની મીમાંસા' નામે પુસ્તક લખ્યું. 'ઇંગ્લૅંડમાં કામદાર વર્ગની હાલત'થી એક વર્ષ પહેલાં પ્રકાશિત એ પુસ્તક મહદંશે માર્ક્સે લખેલું હતું. અમે ઉપર જેના મુખ્ય વિચારોનું વિવરણ કર્યું છે તે ક્રાંતિકારી ભૌતિકવાદી સમાજવાદના પાયાઓની વ્યાખ્યા તેમાં આપવામાં આવી છે. 'પવિત્ર પરિવાર' શીર્ષકમાં ફિલસૂફો બાઉએર બંધુઓ તથા તેમના અનુયાયીઓને આપવામાં આવેલું ઠેકડીનું નામ અંકિત છે. એ સજ્જનો એવી વિવેચનાની હિમાયત કરતા હતા કે જે સમગ્ર વાસ્તવિકતાથી પર હતી, પાર્ટીઓ તથા રાજકારણથી પર હતી, બધી વ્યાવહારિક પ્રવૃત્તિને નકારી કાઢતી હતી, અને આસપાસની દુનિયાનું તથા તેની અંદર બનતા બનાવોનું ફક્ત "વિવેચનાત્મક દૃષ્ટિએ" મનન કરતી હતી. એ સજ્જનો, બાઉએર બંધુઓ, સર્વહારા વર્ગને ઢીલોપોચો સમુદાય ગણીને તુચ્છકારની દૃષ્ટિએ જોતા હતા. માર્ક્સ અને ઍંગેલ્સે એવા બેવકૂફીભર્યા અને હાનિકારક વલણનો જોરદાર વિરોધ કર્યો. વાસ્તવિક માનવ હસ્તીના નામે—શાસક વર્ગો તથા રાજ્ય દ્વારા પગ તળે કચડવામાં આવતા કામદારના નામે—તેમણે મનનની નહિ પણ બહેતર વ્યવસ્થાવાળા સમાજ માટેના સંઘર્ષની માંગ ઉઠાવી. સર્વહારા વર્ગને તેમણે નિ:શંક એવા પરિબળ તરીકે ગણાવ્યો કે જે એ સંઘર્ષ લડવાની શક્તિ અને ઉત્સુકતા ધરાવતું હતું. 'પવિત્ર પરિવાર'ના પ્રકાશન પહેલાં પણ ઍંગેલ્સે માર્ક્સ તથા રૂગેના 'દોઇત્ચ-ફ્રાંત્સોઝિશે યારબ્યૂખેર'*માં પોતાના 'રાજકીય અર્થશાસ્ત્ર વિશે ટીકાત્મક નિબંધો'** પ્રકાશિત કર્યા હતા. તેમાં તેમણે સમકાલીન આર્થિક વ્યવસ્થાની મુખ્ય ઘટનાઓને ખાનગી મિલકતના શાસનનાં અનિવાર્ય પરિણામો ગણાવીને તેમની છણાવટ સમાજવાદી દૃષ્ટિકોણથી કરી હતી. જે વિજ્ઞાનમાં માર્ક્સની

---

*અહીં લેનિનનો નિર્દેશ *«Deutsch-Französische Jahrbücher»* ('જર્મની-ફ્રેંચ વાર્ષિક') વિશે છે. એ વાર્ષિક પૅરિસમાં જર્મન ભાષામા ૧૮૪૪માં પ્રકાશિત થયું હતું.—**સં.**

**આ નિર્દેશ ફ્રેડરિક ઍંગેલ્સની કૃતિ 'રાજકીય અર્થશાસ્ત્રની મીમાંસાની રૂપરેખા' વિશે છે.—**સં.**



કૃતિઓથી યથાર્થ ક્રાંતિ થઈ હતી એ રાજકીય અર્થશાસ્ત્રનો અભ્યાસ કરવાના માર્ક્સના નિર્ણયમાં ઍંગેલ્સ સાથેનો સંપર્ક નિસ્સંદેહ કારણભૂત હતો.

૧૮૪૫થી ૧૮૪૭ દરમિયાન ઍંગેલ્સ બ્રસેલ્સ અને પૅરિસમાં રહ્યા અને ત્યાં તેમણે વૈજ્ઞાનિક કાર્યની સાથે સ્થાનિક જર્મન કામદારોની અમલી પ્રવૃત્તિનો સમન્વય સાધ્યો. માર્ક્સ અને ઍંગેલ્સે ત્યાં ગુપ્ત જર્મન 'કોમ્યુનિસ્ટ લીગ'* જોડે સંપર્ક સ્થાપ્યો, અને તેમણે ઘડી કાઢેલા સમાજવાદના મુખ્ય સિદ્ધાંતોના વિગતવાર નિરૂપણનું કામ લીગે તેમને સોંપ્યું. એ રીતે, માર્ક્સ અને ઍંગેલ્સ દ્વારા લિખિત અને ૧૮૪૮માં પ્રકાશિત પ્રખ્યાત 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું'ની રચના થઈ. એ નાનકડી પુસ્તિકા અનેક ગ્રંથોનું મૂલ્ય ધરાવે છે. તેની ભાવના સભ્ય દુનિયાના સમગ્ર સંગઠિત અને સંઘર્ષ લડતા સર્વહારા વર્ગને આજ સુધી પ્રેરણા અને માર્ગદર્શન આપી રહી છે.

પ્રથમ ફ્રાંસમાં ફાટી નીકળેલી અને પછી પશ્ચિમ યુરોપના બીજા દેશોમાં ફેલાઈ ગયેલી ૧૮૪૮ની ક્રાંતિ માર્ક્સ અને ઍંગેલ્સને પાછા પોતાના મૂળ વતનમાં લઈ આવી. ત્યાં રાઈની પ્રશિયામાં તેમણે કોલોનનું લોકશાહીવાદી અખબાર 'નોયે રાઇનિશે ત્સાઇતુંગ'** પોતાને હસ્તક લઈ લીધું. બેઉ મિત્રો રાઈની પ્રશિયાની સમગ્ર ક્રાંતિકારી-લોકશાહીવાદી આકાંક્ષાઓના હાર્દ અને આત્મા સમા હતા. આઝાદી અને જનતાનાં હિતોના રક્ષણ કાજે પ્રત્યાઘાતનાં બળોની વિરુદ્ધ તેઓ આખર સુધી લડયા. આપણે જાણીએ છીએ તેમ, અંતે તેમાં પ્રત્યાઘાતનો વિજય થયો. 'નોયે રાઇનિશે ત્સાઇતુંગ'ને દબાવી દેવામાં આવ્યું. માર્ક્સના દેશવટા દરમિયાન તેમની પ્રશિયાઈ નાગરિકતા ખૂંચવી લેવામાં આવી હતી. તેમને હદપાર કરવામાં આવ્યા. ઍંગેલ્સ સશસ્ત્ર પ્રજાકીય વિદ્રોહમાં સામેલ થયા, સ્વતંત્રતા માટે ત્રણ લડાઈઓમાં લડયા, અને વિદ્રોહીઓના પરાજય પછી છટકી જઈને સ્વિટ્ઝરલૅંડને રસ્તે લંડન પહોંચી ગયા.

---

*'કોમ્યુનિસ્ટ લીગ'—ક્રાંતિકારી સર્વહારાઓનું પહેલું આંતરરાષ્ટ્રીય સંગઠન—આંતરરાષ્ટ્રીય કામદાર બિરાદરી (પ્રથમ ઇન્ટરનેશનલ)ની પૂરોગામી હતી. તે ૧૮૪૭ના જૂનથી ૧૮૫૨ના નવેંબર સુધી અસ્તિત્વમાં હતી.—**સં.**

***«Neue Rheinische Zeitung». Organ der Democratie*—દૈનિક, કોલોનમાં કાર્લ માર્ક્સના તંત્રીપદ હેઠળ ૧૮૪૮ના જૂનની પહેલી તારીખથી ૧૮૪૯ના મે માસની ૧૯મી તારીખ સુધી પ્રકાશિત. સંપાદક મંડળમાં ફ્રેડરિક ઍંગેલ્સ પણ સામેલ હતા.—**સં.**

માર્ક્સ પણ લંડનમાં સ્થાયી થયા. એંગેલ્સ માંચેસ્ટરની જે વેપારી પેઢીમાં ચાળીસીઓ દરમિયાન કામ કરી ચૂક્યા હતા તેમાં પાછા કારકુન તરીકે જોડાઈ ગયા અને આગળ જતાં ભાગીદાર બન્યા. તે ૧૮૭૦ સુધી માંચેસ્ટરમાં રહ્યા. માર્ક્સ લંડનમાં રહેતા હતા. પણ એમની અરસપરસ અત્યંત રસમય વિચાર-વિનિમય જાળવી રાખવામાં તેમને કશા અંતરાય ન નડ્યા. તેઓ લગભગ દરરોજ એકબીજાને પત્રો લખતા. આ પત્રવ્યવહારમાં બેઉ મિત્રો વિચારોની તથા શોધોની આપલે કરતા, અને તેમણે વૈજ્ઞાનિક સમાજવાદ ઘડી કાઢવામાં પરસ્પર સહયોગ ચાલુ રાખ્યો. ૧૮૭૦માં એંગેલ્સ લંડન રહેવા ગયા અને તેમનું એકદમ મુશ્કેલ સંયુક્ત બૌદ્ધિક જીવન ૧૮૮૩માં માર્ક્સના અવસાન સુધી ચાલુ રહ્યું. તેના સુફળ રૂપે, માર્ક્સના પક્ષે રાજકીય અર્થશાસ્ત્ર વિશેની આપણા યુગની સૌથી મહાન કૃતિ ‘મૂડી’નું, અને એંગેલ્સના પક્ષે નાનીમોટી સંખ્યાબંધ કૃતિઓનું, સર્જન થયું. માર્ક્સે મૂડીવાદી અર્થકારણની જટિલ ઘટનાઓના પૃથક્કરણને લગતું કાર્ય કર્યું. એંગેલ્સે સાદી ભાષામાં લખેલી અને ઘણી વાર વિવાદાત્મક લક્ષણ ધરાવતી કૃતિઓમાં અધિક સામાન્ય વૈજ્ઞાનિક સમસ્યાઓની, અને ભૂતકાળ તથા વર્તમાન કાળની વિવિધ ઘટનાઓની, છણાવટ ઈતિહાસની ભૌતિકવાદી વિભાવનાની તેમ જ માર્ક્સના આર્થિક સિદ્ધાંતની ભાવનાની દૃષ્ટિએ કરી. એંગેલ્સની કૃતિઓમાં અમે આ કૃતિઓનો ઉલ્લેખ કરીશું: ડ્યૂરિંગના વિરોધમાં વિવાદાત્મક કૃતિ (તત્ત્વજ્ઞાન, પ્રાકૃતિક વિજ્ઞાન, તથા સામાજિક વિજ્ઞાનોના ક્ષેત્રમાં પારાવાર મહત્ત્વની સમસ્યાઓનું પૃથક્કરણ કરતી કૃતિ)*, ‘પરિવાર, ખાનગી મિલકત, અને રાજ્યની ઉત્પત્તિ’ (રૂસી ભાષામાં અનૂદિત, સૅંટ-પિટર્સબર્ગમાં પ્રકાશિત, ત્રીજી આવૃત્તિ, ૧૮૯૫),** ‘લુડવિગ ફાયરબાખ’ (પ્લેખાનોવે રૂસી ભાષામાં કરેલો અનુવાદ અને તેની જ ટિપ્પણીઓ, જિનિવા, ૧૮૯૨)***, રૂસી સરકારની વિદેશ નીતિ વિશે એક લેખ (રૂસી અનુવાદ જિનિવાના અખબાર ‘સોત્સિઆલ-દેમોક્રાત’ના પહેલા અને બીજા અંકમાં પ્રકાશિત), ઘરની સમસ્યા વિશે ઉત્તમ લેખો,**** અને છેલ્લે,

* ફ્રેડરિક એંગેલ્સ ‘ડ્યૂરિંગ-ખંડન. હેર ઓઈગેન ડ્યૂરિંગે વિજ્ઞાનમાં આણેલી ક્રાંતિ’, પ્રગતિ પ્રકાશન, મોસ્કો, ૧૯૮૧.—સં.

** આ સંગ્રહના ત્રીજા ખંડમાં પ્રગટ થશે.—સં.

*** આ સંગ્રહના ચોથા ખંડમાં પ્રગટ થશે.—સં.

**** અહીં ફ્રેડરિક એંગેલ્સના લેખ ‘ઘરોની સમસ્યા વિશે’ તરફ છે.—સં.



રશિયાના આર્થિક વિકાસ વિશે બે નાનકડા પરંતુ ખૂબ મૂલ્યવાન લેખો (‘રશિયા વિશે ફ્રેડરિક એંગેલ્સના લેખો’, ઝાસૂલિચે રૂસી ભાષામાં કરેલો અનૂવાદ જિનિવા, ૧૮૯૪). મૂડી વિશેની પોતાની વિસ્તીર્ણ કૃતિને આખરી સુધારાવધારા કરીને અંતિમ સ્વરૂપ આપી શકે તે પહેલાં માર્ક્સનું અવસાન થયું. પરંતુ મસૂદો તો પૂર્ણ રૂપે તૈયાર થઈ જ ચૂક્યો હતો, અને મિત્રના દેહાંત પછી એંગેલ્સે ‘મૂડી’ના બીજા અને ત્રીજા ગ્રંથને તૈયાર કરીને છપાવવાનું દુષ્કર કાર્ય પોતાને માથે લઈ લીધું. તેમણે બીજા ગ્રંથને ૧૮૮૫માં અને ત્રીજા ગ્રંથને ૧૮૯૪માં પ્રકાશિત કર્યો (ચોથા ગ્રંથને તૈયાર કરવાનું કામ તેમના દેહાંતને કારણે પૂરું ન થઈ શક્યું). એ બે ગ્રંથોને તૈયાર કરવામાં પારાવાર જહેમતની જરૂર પડી હતી. ઑસ્ટ્રિયન સામાજિક-લોકશાહીવાદી એડલરે સાચું જ કહ્યું છે કે ‘મૂડી’ના બીજા અને ત્રીજા ગ્રંથને પ્રકાશિત કરીને એંગેલ્સે પોતાના પ્રતિભાવાન મિત્ર માટે એવું ભવ્ય સ્મારક રચ્યું છે કે જેમાં તેમનું નામ પણ, તેમના કશા ઈરાદા વગર જ, સદાને માટે કોતરાઈ ગયું છે. ખરેખર, ‘મૂડી’ના એ બે ગ્રંથો બે માનવીઓનું કાર્ય છે: માર્ક્સ અને એંગેલ્સનું. પુરાણી દંતકથાઓમાં મિત્રાચારીનાં વિવિધ હૃદયસ્પર્શી ઉદાહરણો હોય છે: યુરોપિયન સર્વહારા વર્ગ એમ કહી શકે કે તેમના વિજ્ઞાનનું સર્જન એવા બે વિદ્વાનો અને લડવૈયાઓએ કર્યું છે કે જેમના આપસના સંબંધો માનવીય મિત્રાચારીની પ્રાચીનોની એકદમ હૃદયસ્પર્શી કથાઓને પણ ઝાંખી પાડી દે છે. એંગેલ્સે પોતાને હંમેશાં—અને સમગ્ર રૂપે જોતાં યથોચિત રીતે જ—માર્ક્સની પછી જ મૂક્યા છે. તેમણે પોતાના એક જૂના મિત્રને લખ્યું હતું: “માર્ક્સના જીવનકાળ દરમિયાન હું બીજા નંબરે રહ્યો છું.”* જીવંત માર્ક્સ તરફ તેમનો પ્રેમ અને મૃત માર્ક્સની સ્મૃતિના સંબંધમાં તેમનો ભક્તિભાવ અપાર હતો. એ મક્કમ લડવૈયા અને પ્રખર ચિંતકના દિલમાં પ્રેમનો સાગર ભરેલો હતો.

૧૮૪૮-૪૯ના આંદોલન પછી દેશવટો ભોગવતા માર્ક્સ અને એંગેલ્સે પોતાને વૈજ્ઞાનિક સંશોધન પૂરતા જ મર્યાદિત નહોતા રાખ્યા. ૧૮૬૪માં માર્ક્સે ‘આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ’ની સ્થાપના કરી અને તેને એક આખા દાયકા સુધી માર્ગદર્શન આપ્યું. એંગેલ્સ પણ તેની પ્રવૃત્તિમાં સક્રિય ભાગ લેતા. માર્ક્સના વિચાર અનુસાર બધા દેશોના સર્વહારાઓની એકતા સાધતું એ

* અહીં નિર્દેશ ફ્રેડરિક એંગેલ્સે ૧૮૮૪ના ઑક્ટોબરની ૧૫મી તારીખે બેક્કેરને લખેલા પત્ર વિશે છે.—સં.

'આંતરરાષ્ટ્રીય મંડળ' કામદાર વર્ગની ચળવળના વિકાસમાં અપાર મહત્ત્વનું હતું. પરંતુ આઠમા દાયકામાં 'આંતરરાષ્ટ્રીય મંડળ' બંધ થઈ ગયા પછી પણ એકતા સાધવાની માર્ક્સ અને એંગેલ્સની ભૂમિકાનો અંત નહોતો આવ્યો. એથી ઊલટું, એમ કહી શકાય કે કામદાર વર્ગના બૌદ્ધિક નેતાઓ તરીકેનું તેમનું મહત્ત્વ સતત વધતું જ ગયું કેમ કે ચળવળ એકધારી વધતી રહી. માર્ક્સના મૃત્યુ પછી એંગેલ્સે એકલાએ જ યુરોપિયન સમાજવાદીઓના સલાહકાર અને નેતા તરીકેનું કામ જારી રાખ્યું. જેમની તાકાત સરકારી જુલમ છતાં ઝડપથી અને એકધારી વધી રહી હતી એ જર્મન સમાજવાદીઓ, અને સ્પેન, રુમાનિયા, તથા રશિયા જેવા પછાત દેશોના પ્રતિનિધિઓ, જેમને પોતાનાં પ્રથમ પગલાં સોચવિચાર કરીને તથા તોળીતોળીને ઉઠાવવાં પડતાં હતાં એવા માણસો, તેમની સલાહ અને સૂચનાઓ એકસરખી રીતે માગતા. વૃદ્ધાવસ્થામાં એંગેલ્સ પાસે જ્ઞાન અને અનુભવનો જે સમૃદ્ધ ભંડાર હતો તેનો તેઓ બધા ઉપયોગ કરતા.

રૂસી ભાષા જાણતા અને રૂસી પુસ્તકો વાંચતા રહેતા માર્ક્સ અને એંગેલ્સ રશિયા વિશે ઉત્સુકતા ધરાવતા હતા, રૂસી ક્રાંતિકારી ચળવળને હમદર્દીની નજરે નીરખતા રહેતા, અને રૂસી ક્રાંતિકારીઓ જોડે સંપર્ક જાળવતા રહેતા. તેઓ બન્ને **લોકશાહીવાદીઓ** બન્યા પછી સમાજવાદીઓ બન્યા હતા, અને રાજકીય આપખુદી તરફ **ધિક્કારની** લોકશાહીવાદી લાગણી તેમનાં બન્નેનાં મનમાં ખૂબ જોરદાર હતી. રાજકીય આપખુદી અને આર્થિક પીડન વચ્ચેના જોડાણની ઊંડી સૈદ્ધાંતિક સમજણની સાથે ભળેલી એ પ્રત્યક્ષ રાજકીય ભાવનાએ, તથા જીવનના તેમના સમૃદ્ધ અનુભવે, માર્ક્સ તથા એંગેલ્સને **રાજકીય** પ્રતિભાવની અદ્‌ભુત શક્તિ બક્ષી હતી. એટલે જ, તાકાતવાન ઝારશાહી સરકારની વિરુદ્ધ ગણતર રૂસી ક્રાંતિકારીઓના વીરતાભર્યા સંઘર્ષે એ કસોટીપાર ક્રાંતિકારીઓનાં દિલોમાં અપાર હમદર્દી છલકાતા પડઘા જગાવ્યા. બીજી તરફ, માયાવી આર્થિક ફાયદાઓને કાજે ખૂબ તાકીદના તથા મહત્ત્વના કાર્યથી, અર્થાત્ રાજકીય આઝાદી જીતવાના કાર્યથી, મોં ફેરવી લેવાની રૂસી સમાજવાદીઓની વૃત્તિ તેમને સ્વાભાવિક રીતે જ શંકાસ્પદ લાગી, અને તેમણે તેને સામાજિક ક્રાંતિના મહાન ધ્યેયના પ્રત્યક્ષ દ્રોહ તરીકે પણ ગણાવી. માર્ક્સ અને એંગેલ્સ સતત એવો બોધ આપતા રહ્યા હતા કે "સર્વહારા વર્ગની મુક્તિ એ સર્વહારા વર્ગનું પોતાનું જ કાર્ય હોવું જોઈએ", પરંતુ પોતાની આર્થિક મુક્તિ ખાતર લડવા માટે સર્વહારા વર્ગે અમુક રાજકીય અધિકારો હાંસલ કરી લેવા જ જોઈએ. માર્ક્સ અને એંગેલ્સે વધુમાં સાફ જોઈ લીધું હતું કે રશિયામાં રાજકીય ક્રાંતિ



પશ્ચિમ યુરોપી કામદાર વર્ગની ચળવળ માટે પણ ભારે મહત્ત્વની બની રહેશે. આપખુદશાહી રશિયા હંમેશાં સમગ્ર યુરોપિયન પ્રત્યાઘાતનો ગઢ રહ્યું હતું. જર્મની અને ફ્રાંસ વચ્ચે લાંબા કાળ માટે કુસંપનાં બી વાવનાર ૧૮૭૦ના યુદ્ધના પરિણામે રશિયાને હાંસલ થયેલા અસાધારણ સાનુકૂળ આંતરરાષ્ટ્રીય સ્થાનથી આપખુદશાહી રશિયાનું પ્રત્યાઘાતી તાકાત તરીકેનું મહત્ત્વ બેશક વધ્યું હતું. જેને પોલૅંડ, ફિનલૅંડ, જર્મની, આર્મેનિયા, કે બીજાં કોઈ નાનાં રાષ્ટ્રોને જુલમમાં જકડી રાખવાની જરૂર ન હોય, કે પછી ફ્રાંસ અને જર્મનીને સતત એકબીજાની વિરુદ્ધ ટંટાબખેડાની સ્થિતિમાં રાખવાની પણ જરૂર ન હોય, એવું રશિયા જ, ફક્ત આઝાદ રશિયા જ, આધુનિક યુરોપને યુદ્ધના બોજાથી છુટકારો મેળવવામાં અને મુક્ત શ્વાસ લેવામાં સહાયક બની શકે, યુરોપમાં સમગ્ર પ્રત્યાઘાતી તત્ત્વોને નબળાં પાડે, અને યુરોપિયન કામદાર વર્ગને વધારે તાકાતવાન બનાવે. એટલે જ, એંગેલ્સ પશ્ચિમમાં કામદાર વર્ગની ચળવળની પ્રગતિને ખાતર પણ રશિયામાં રાજકીય આઝાદીની સ્થાપનાની ઉત્કટ ઝંખના સેવતા હતા. તેમના અવસાનમાં રૂસી ક્રાંતિકારીઓએ ઉત્તમ મિત્ર ગુમાવ્યો છે.

સર્વહારા વર્ગના મહાન લડવૈયા અને ગુરુ ફ્રેડરિક એંગેલ્સની સ્મૃતિનું આપણે નિરંતર સંમાન કરતા રહીએ!

| | |
|---|---|
| ૧૮૯૫ની શરદમાં લિખિત | વ્લા. ઇ. લેનિન |
| ૧૮૯૬માં લેખસંગ્રહ | સંગૃહીત કૃતિઓ |
| 'રાબોત્નીક'ના અંક ૧-૨માં | ગ્રંથ ૨, પૃ. ૩-૧૨. (રૂસી આવૃત્તિ) |
| પહેલી વાર પ્રકાશિત | |

## માર્ક્સવાદનાં ત્રણ ઉદ્ગમસ્થાનો અને ત્રણ ઘટક

આખી સભ્ય દુનિયામાં સમગ્ર મૂડીવાદી વિજ્ઞાન (શાસનમાન્ય અને મુક્ત, બન્ને) માર્ક્સવાદને એક પ્રકારનો "અનિષ્ટ સંપ્રદાય" ગણે છે અને તેની તરફ ભયંકર દુશ્મનાવટ તથા ધિક્કાર ધરાવે છે. અને એ સિવાય બીજા કોઈ જાતના વલણની આશા રાખી પણ ન શકાય કેમ કે વર્ગસંઘર્ષ ઉપર આધારિત સમાજમાં "બિનપક્ષપાતી" સામાજિક વિજ્ઞાન હોઈ શકે જ નહિ. **સમગ્ર** શાસનમાન્ય તેમ જ મુક્ત વિજ્ઞાન એક યા બીજી રીતે રોજી-ગુલામીનો **બચાવ** કરે છે, જ્યારે માર્ક્સવાદે ગુલામીની વિરુદ્ધ કટ્ટર જંગની ઘોષણા કરી છે. રોજી-ગુલામી ધરાવતા સમાજમાં વિજ્ઞાન બિનપક્ષપાતી હોય એવી આશા રાખવામાં તો મૂડીના નફા ઘટાડીને કામદારોનું વેતન સુધારવાના સવાલ વિશે કારખાનદારો પાસેથી બિનપક્ષપાતી વલણની આશા રાખવા જેવી જ નરી મૂર્ખાઈ છે.

પરંતુ વાત એટલી જ નથી. તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ અને સામાજિક વિજ્ઞાનોનો ઇતિહાસ એકદમ સાફ બતાવે છે કે માર્ક્સવાદમાં એવા અર્થમાં "સંપ્રદાયવાદ" જોડે સામ્ય ધરાવતું કશું જ નથી કે તે સંકુચિત જડ મતવાદ હોય, વિશ્વ-સભ્યતાના વિકાસના ધોરી માર્ગેથી **અળગો** દૂર ઉદ્ભવ પામેલો મતવાદ હોય. એથી ઊલટું, માર્ક્સની પ્રતિભા ચોક્કસ એ વાતમાં જ વ્યક્ત થઈ છે કે અગાઉ માનવજાતિના પ્રખર ચિંતકોએ ઉઠાવેલા સવાલોના જવાબો તેમણે રજૂ કર્યા છે. તેમના સિદ્ધાંતોનો ઉદ્ભવ તત્ત્વજ્ઞાન, રાજકીય અર્થશાસ્ત્ર, અને સમાજવાદના સૌથી મહાન પ્રતિનિધિઓના સિદ્ધાંતોના પ્રત્યક્ષ અને અવિરત **સાતત્ય** તરીકે થયો હતો.

માર્ક્સના સિદ્ધાંતો સર્વશક્તિમાન છે કેમ કે તેમાં સત્ય છે. એ સિદ્ધાંતો સર્વાંગી તથા સુસંગત છે, અને માનવીઓને એવો પરિપૂર્ણ વિશ્વ-દૃષ્ટિકોણ



પૂરો પાડે છે કે જે કોઈ પણ જાતના વહેમ, પ્રત્યાઘાત, અથવા મૂડીવાદી જુલમના બચાવ જોડે બિલકુલ મેળ ન ખાય. માનવીએ ઓગણીસમી સદીમાં **જર્મન** તત્ત્વજ્ઞાન, અંગ્રેજ રાજકીય અર્થશાસ્ત્ર, અને ફ્રેંચ સમાજવાદ થકી પ્રતિનિધિત્વ પામતું જે કંઈ ઉત્તમ સર્જન કર્યું છે તેના તેઓ યથોચિત ઉત્તરાધિકારી છે.

અમે માર્ક્સવાદનાં ત્રણ ઉદ્ગમસ્થાનોની, જે તેનાં ઘટકો પણ છે, સંક્ષિપ્ત રૂપરેખા દોરીશું.

### ૧

માર્ક્સવાદની ફિલસૂફી **ભૌતિકવાદ** છે. યુરોપના સમગ્ર આધુનિક ઇતિહાસ દરમિયાન, અને જ્યાં ખાસ કરીને અઢારમી સદીના અંતમાં દરેક જાતના મધ્યકાલીન ગંદવાડની વિરુદ્ધ, પ્રથાઓમાં તથા વિચારોમાં ખેતગુલામીની વિરુદ્ધ, મક્કમ સંઘર્ષ ચલાવવામાં આવ્યો હતો એ ફ્રાંસ દેશમાં, ભૌતિકવાદ એકમાત્ર સુસંગત ફિલસૂફી તરીકે, પ્રાકૃતિક વિજ્ઞાનના બધા જ સિદ્ધાંતોને વફાદાર અને વહેમ, ધાર્મિક દંભ, વગેરેની દુશ્મન ફિલસૂફી તરીકે, પુરવાર થઈ ગયો છે. એટલે, લોકશાહીના દુશ્મનોએ ભૌતિકવાદનું "ખંડન" કરવામાં, તેના પાયા ખોદવામાં અને તેને બદનામ કરવામાં, હંમેશાં પૂરી જહેમતો લગાવી છે, અને દાર્શનિક આદર્શવાદનાં વિવિધ રૂપોની હિમાયત કરી છે, જેમાં હંમેશાં એક યા બીજી રીતે ધર્મનો બચાવ કે રક્ષણ જ હોય છે.

માર્ક્સ અને એંગેલ્સે દાર્શનિક ભૌતિકવાદનો એકદમ મક્કમ બચાવ કર્યો અને ફરીફરીને સમજાવ્યું કે એ આધારથી અળગા દરેક વિચલનમાં કેવી ગંભીર ભૂલ થાય છે. તેમના વિચારોનું એકદમ સાફ અને સંપૂર્ણ નિરૂપણ એંગેલ્સની કૃતિઓ 'લુડવિગ ફાયરબાખ' અને 'ડ્યૂરિંગ-ખંડન'માં થયું છે. એ કૃતિઓ 'કોમ્યુનિસ્ટ જાહેરનામું'ની જેમ જ પ્રત્યેક વર્ગજાગૃત કામદાર માટે સદા આવશ્યક પુસ્તકો છે.

પરંતુ માર્ક્સ અઢારમી સદીના ભૌતિકવાદ પાસે થંભી ન ગયા, તેમણે ફિલસૂફીને ઉચ્ચતર કક્ષાએ વિકસાવી. જર્મન ક્લાસિકલ તત્ત્વજ્ઞાનની સિદ્ધિઓ વડે, અને ખાસ તો ફાયરબાખના ભૌતિકવાદ સુધી આગવી રીતે દોરી જનારી હેગેલની પદ્ધતિની સિદ્ધિઓ વડે, તેમણે ફિલસૂફીને સમૃદ્ધ કરી. મુખ્ય સિદ્ધિ **દ્વંદ્વવાદની** હતી, અર્થાત્ વિકાસના એકદમ પરિપૂર્ણ, ગહન, તથા વધારેમાં વધારે સર્વાંગી સિદ્ધાંતની હતી, સદા વિકસતા રહેતા ભૌતિક તત્ત્વનું પરાવર્તન

આપણને પૂરું પાડતા માનવીય જ્ઞાનની સાપેક્ષતાના સિદ્ધાંતની હતી. જરીપુરાણા અને સડી ગયેલા આદર્શવાદ ઉપર વારંવાર "નવેસરથી" પહોંચી જતા મૂડીવાદી ફિલસૂફોના ઉપદેશો છતાં, પ્રાકૃતિક વિજ્ઞાનની નવીનતમ શોધોએ—રેડિયમ, વીજાણુ, તત્ત્વોનું રૂપાંતર—માર્ક્સના દ્વંદ્વાત્મક ભૌતિકવાદને અદ્ભુત પુષ્ટિ આપી છે.

માર્ક્સે દાર્શનિક ભૌતિકવાદને પૂર્ણ રૂપે ગહન બનાવ્યો તથા વિકસાવ્યો અને પ્રકૃતિની અનુભૂતિને **માનવ સમાજની** અનુભૂતિ પોતાની અંદર સમાવી લેવા જેટલી વિસ્તારી. તેમનો **ઐતિહાસિક ભૌતિકવાદ** વૈજ્ઞાનિક ચિંતનમાં મોટી સિદ્ધિરૂપ હતો. ઇતિહાસ અને રાજકારણ વિશેના વિચારોમાં પહેલાં જે અંધાધૂંધી અને સ્વેચ્છાચારની બોલબાલા હતી તેના સ્થાને સચોટ રીતે પરિપૂર્ણ અને સુસંગત વૈજ્ઞાનિક સિદ્ધાંતની સ્થાપના કરવામાં આવી. એ સિદ્ધાંત બતાવે છે કે ઉત્પાદક બળોની વૃદ્ધિના પરિણામે સામાજિક જીવનની એક પદ્ધતિમાંથી બીજી ઉચ્ચતર પદ્ધતિ કેવી રીતે વિકસે છે—દાખલા તરીકે, સામંતશાહીમાંથી મૂડીવાદનો ઉદય કેવી રીતે થાય છે.

માનવીનું જ્ઞાન મનુષ્યથી સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી પ્રકૃતિને (અર્થાત્ વિકસતા ભૌતિક તત્ત્વને) જેવી રીતે પ્રતિબિંબિત કરે છે તેવી જ રીતે માનવીનું **સામાજિક જ્ઞાન** (અર્થાત્ તેના વિવિધ વિચારો અને સિદ્ધાંતો—દાર્શનિક, ધાર્મિક, રાજકીય, ઇત્યાદિ) સમાજની **આર્થિક પદ્ધતિને** પ્રતિબિંબિત કરે છે. રાજકીય સંસ્થાઓ આર્થિક પાયાઓ ઉપર બનેલી ઉપલી રચનાઓ હોય છે. દાખલા તરીકે આપણે જોઈએ છીએ કે આધુનિક યુરોપિયન રાજ્યોનાં વિવિધ રાજકીય રૂપો સર્વહારા વર્ગની ઉપર મૂડીદાર વર્ગના વર્ચસ્વને અધિક મજબૂત બનાવે છે.

માર્ક્સની ફિલસૂફીમાં દાર્શનિક ભૌતિકવાદનું પરિપૂર્ણ નિર્મળ રૂપ અંકિત છે. તેણે માનવજાતિને અને વિશેષ રૂપે કામદાર વર્ગને જ્ઞાનનાં જોરદાર સાધનો બક્ષ્યાં છે.

૨

રાજકીય ઉપલી રચના જેની ઉપર ખડી થાય છે તે પાયો આર્થિક પદ્ધતિનો હોય છે, એ હકીકત સ્વીકારી લીધા પછી માર્ક્સે પૂરું ધ્યાન આર્થિક પદ્ધતિના અભ્યાસમાં લગાવ્યું. માર્ક્સની મુખ્ય કૃતિ 'મૂડી'માં આધુનિક, અર્થાત્ મૂડીવાદી, સમાજની આર્થિક પદ્ધતિનું પરીક્ષણ કરવામાં આવ્યું છે.



માર્ક્સની પહેલાંનું ક્લાસિકલ રાજકીય અર્થશાસ્ત્ર સૌથી વધારે વિકસિત મૂડીવાદી દેશ ઇંગ્લૅંડમાં ઉદય પામ્યું. એડમ સ્મીથ અને ડેવિડ રિકાર્ડોએ આર્થિક પદ્ધતિનાં પરીક્ષણો કરીને **મૂલ્યના શ્રમ-સિદ્ધાંતના** પાયા નાખ્યા. માર્ક્સે તેમના કાર્યને આગળ ચલાવ્યું, એ સિદ્ધાંતની સાબિતી પૂરી પાડી અને તેને સુસંગત રીતે વિકસાવ્યો. તેમણે બતાવી આપ્યું કે દરેક પણ્યનું* મૂલ્ય તેના ઉત્પાદનમાં સામાજિક રીતે આવશ્યક શ્રમસમય કેટલો વપરાયો છે તેના આધારે નિર્ધારિત થાય છે.

મૂડીવાદી અર્થશાસ્ત્રીઓએ જ્યાં ચીજો વચ્ચેનો સંબંધ (એક પણ્યનો બીજા પણ્ય સાથે વિનિમય) જોયો ત્યાં માર્ક્સે **લોકો વચ્ચેનો સંબંધ** જોયો. પણ્યોનો વિનિમય વ્યક્તિગત ઉત્પાદકોના બજાર મારફત જોડાણને વ્યક્ત કરે છે. **નાણું** એવું અર્થસૂચન કરે છે કે એ જોડાણ વધારે ને વધારે ઘનિષ્ઠ બનતું જાય છે અને વ્યક્તિગત ઉત્પાદકોના પૂરેપૂરા આર્થિક જીવનને એક સમગ્રતામાં સાંકળી લે છે. **મૂડી** એ જોડાણના અધિક વિકાસનું અર્થસૂચન કરે છે: માનવીની શ્રમશક્તિ પણ્ય બની જાય છે. રોજી-કામદાર પોતાની શ્રમશક્તિ જમીનના, કારખાનાંના, અને શ્રમનાં સાધનોના માલિકને વેચે છે. કામદાર કામદિનનો એક ભાગ પોતાની અને પોતાના પરિવારની આજીવિકાના ખર્ચ માટેના કામમાં ગાળે છે (વેતન), અને બાકીના ભાગ દરમિયાન મહેનતાણા વગર કામ કરીને મૂડીદાર માટે **વધારાનું મૂલ્ય**, નફાનો સ્રોત, મૂડીદાર વર્ગની સંપત્તિનો સ્રોત, પેદા કરે છે.

વધારાના મૂલ્યનો સિદ્ધાંત માર્ક્સના આર્થિક સિદ્ધાંતની આધારશિલા છે.

કામદારના શ્રમમાંથી સર્જન પામેલી મૂડી કામદારને કચડી નાખે છે, નાના માલિકોને પાયમાલ કરી નાખે છે, અને બેરોજગાર લોકોનું લશ્કર પેદા કરે છે. મોટા પાયાના ઉત્પાદનનો વિજય ઉદ્યોગમાં તરત જ દેખાય છે, પરંતુ એ જ ઘટનાક્રમ ખેતીમાં પણ જોવા મળે છે, જ્યાં મોટા પાયાની મૂડીવાદી ખેતી વધારે ને વધારે ચડિયાતું સ્થાન ધારણ કરતી જાય છે, યંત્રોના ઉપયોગમાં વધારો થાય છે, નાણાકીય મૂડીની પકડમાં સપડાયેલું કિસાન-અર્થતંત્ર પછાત રીતોના બોજા તળે પડતીની દશામાં સરકવા લાગે છે અને બરબાદીની હાલતમાં ધકેલાઈ જાય છે. નાના પાયાના ઉત્પાદનની પડતીની દશા ખેતીમાં વિવિધ રૂપો ધારણ કરે છે, પરંતુ પડતી તો નિર્વિવાદ હકીકત હોય છે.

---

* વેચવાની વસ્તુ—**સં.**

નાના પાયાના ઉત્પાદનને નષ્ટ કરી નાખીને મૂડી શ્રમની ઉત્પાદકતામાં વૃદ્ધિ કરે છે અને મોટા મૂડીદારોનાં મંડળો માટે ઇજારદારીના સ્થાનનું સર્જન કરે છે. ઉત્પાદન વધારે ને વધારે સામાજિક બની જાય છે – કરોડો અને અબજો કામદારો નિયમિત આર્થિક સંઘટનામાં એકસાથે સંકળાઈ જાય છે – પરંતુ એ સામુદાયિક શ્રમનાં સુફળ ગણતર મૂડીદારો હડપ કરી જાય છે. ઉત્પાદનની અંધાધૂંધી, કટોકટીઓ, બજારોની પાછળ ઘેલછાભરી દોટ, અને સાધારણ વસતિના નિર્વાહની બિનસલામતી તીવ્ર રૂપ ધારણ કરે છે.

મૂડી ઉપર કામદારોના અવલંબનમાં વધારો કરીને મૂડીવાદી પદ્ધતિ સંયુક્ત શ્રમની મહાન શક્તિનું સર્જન કરે છે.

માર્ક્સે મૂડીવાદના વિકાસનું પણ્ય અર્થતંત્રના બિજાંકુરથી માંડીને, સાદા વિનિમયથી માંડીને, સર્વોચ્ચ રૂપ સુધી, મોટા પાયાના ઉત્પાદન સુધી, પગેરું કાઢ્યું છે.

અને જૂના તથા નવા બધા જ મૂડીવાદી દેશોનો અનુભવ વધારે ને વધારે કામદારો સામે એ માર્ક્સવાદી સિદ્ધાંતની સચ્ચાઈ, એક પછી એક વરસ દરમિયાન, જાહેર કરતો રહે છે.

મૂડીવાદ આખી દુનિયામાં વિજયી થયો છે, પરંતુ એ વિજય મૂડીની ઉપર શ્રમના વિજયનું માત્ર પૂર્વલક્ષણ છે.

૩

જ્યારે સામંતશાહીને ઉથલાવી પાડવામાં આવી, અને દુનિયામાં "મુક્ત" મૂડીવાદી સમાજે દેખા દીધી, ત્યારે હકીકત તરત સાફ નજરે પડી કે એ આઝાદીનો અર્થ મહેનતકશ જનતાના પીડન અને શોષણની નવી પદ્ધતિનો છે. એ પીડનના પ્રતિબિંબ રૂપે, અને તેના વિરોધમાં, વિવિધ સમાજવાદી સિદ્ધાંતો સત્વર ઉદ્ભવ પામ્યા. પરંતુ શરૂઆતનો સમાજવાદ **તરંગી** સમાજવાદ હતો. તેમાં મૂડીવાદી સમાજની ટીકા કરવામાં આવી, મૂડીવાદી સમાજને વખોડી કાઢવામાં આવ્યો અને તેની ઉપર નફરત વરસાવવામાં આવી, મૂડીવાદી સમાજના વિનાશનાં સ્વપ્નાં સેવવામાં આવ્યાં, બહેતર વ્યવસ્થાની તરંગસૃષ્ટિઓ રજૂ કરવામાં આવી, અને શોષણમાં સમાયેલી અનીતિ ધનવાનોને બતાવવાની કોશિશ કરવામાં આવી.



પરંતુ તરંગી સમાજવાદ સાચા ઉકેલનો નિર્દેશ ન કરી શક્યો. તે મૂડીવાદની રોજી-ગુલામીનું અસલી રૂપ ન સમજાવી શક્યો, મૂડીવાદી વિકાસના નિયમોને ઉઘાડા ન પાડી શક્યો, અને બતાવી ન શક્યો કે કયું **સામાજિક પરિબળ** નવા સમાજનું સર્જન કરવાની શક્તિ ધરાવે છે.

દરમિયાનમાં, યુરોપમાં દરેક ઠેકાણે અને ખાસ કરીને ફ્રાંસમાં સામંતશાહી તથા ખેતગુલામીના પતનના સંગાથમાં થયેલી ઝંઝાવાતી ક્રાંતિઓએ વધારે ને વધારે સાફ જાહેર કર્યું કે સમગ્ર વિકાસનો આધાર અને પ્રેરક બળ **વર્ગોનો સંઘર્ષ** છે.

સામંતી વર્ગની સામે રાજકીય આઝાદીનો એક પણ વિજય મરણિયા મુકાબલા વગર હાંસલ નહોતો થયો. એક પણ મૂડીવાદી દેશ એવો નથી કે જેનો વિકાસ મૂડીવાદી સમાજના વિવિધ વર્ગો વચ્ચેના જીવનમરણના સંઘર્ષ વગર ઓછાવત્તા આઝાદ અને લોકશાહીવાદી આધારે થયો હોય.

માર્ક્સની પ્રતિભાની અભિવ્યક્તિ એ વાતમાં છે કે વિશ્વ ઇતિહાસના બોધપાઠને તેમણે જ સૌપ્રથમ સમજી લીધો અને સુસંગત રીતે લાગુ કર્યો. તેમણે કરેલું અર્થઘટન એટલે **વર્ગસંઘર્ષ**નો સિદ્ધાંત.

લોકો રાજકારણમાં હંમેશાં કપટના તથા આત્મછળના બેવકૂફ શિકાર બનતા રહ્યા છે, અને સમગ્ર નૈતિક, ધાર્મિક, રાજકીય, તથા સામાજિક વાણીવિલાસ, જાહેરાતો, અને વચનોની પાછળથી કોઈ ને કોઈ વર્ગનાં હિતોને ગોતી કાઢવાનું શીખશે નહિ ત્યાં સુધી હંમેશાં એ રીતે શિકાર બનતા જ રહેશે. દરેક પુરાણી પ્રથાને, પછી તે ભલે ગમે એટલી જંગલી અને સડેલી દેખાતી હોય તોપણ, ચોક્કસ શાસક વર્ગોનાં બળો જ ચાલુ રાખતાં હોય છે, એ વાત સુધારાઓના અને નાનામોટા ફેરફારના સમર્થકો જ્યાં સુધી સમજશે નહિ ત્યાં સુધી પુરાણી વ્યવસ્થાના સંરક્ષકો તેમને નિરંતર બેવકૂફ બનાવતા જ રહેશે. એ વર્ગોના પ્રતીકારને તોડીને છિન્નભિન્ન કરી નાખવાનો માત્ર એક જ રસ્તો છે, અને એ છે આપણી ચોતરફ ફેલાયેલા સમાજમાંથી જ એવાં પરિબળોને શોધી કાઢવાનો કે જે પુરાણાને વાળીઝૂડીને ફગાવી દેવાની તથા નૂતનના સર્જનની શક્તિ બની શકે – તેમને પોતાની સામાજિક સ્થિતિને લીધે એવી શક્તિ બનવું જ પડે – અને પછી એ પરિબળોને સંઘર્ષ માટે જ્ઞાન આપવાનો તથા સંગઠિત કરવાનો.

બધા પીડિત વર્ગો આજ સુધી જે માનસિક ગુલામીમાં સબડતા રહ્યા છે તેમાંથી છુટકારો મેળવવાનો માર્ગ સર્વહારા વર્ગને કેવળ માર્ક્સના દાર્શનિક

ભૌતિકવાદે જ બતાવ્યો છે. મૂડીવાદની સામાન્ય પદ્ધતિમાં સર્વહારા વર્ગની ખરી સ્થિતિ માત્ર માર્ક્સના આર્થિક સિદ્ધાંતમાં જ સમજાવવામાં આવી છે.

અમેરિકાથી જાપાન સુધી અને સ્વિડનથી દક્ષિણ આફ્રિકા સુધી આખી દુનિયામાં સર્વહારા વર્ગનાં સ્વતંત્ર સંગઠનો ગુણાકારી વૃદ્ધિ પામી રહ્યાં છે. સર્વહારા વર્ગ પોતાનો વર્ગસંઘર્ષ લડીને જ્ઞાન તથા તાલીમ મેળવતો જાય છે, મૂડીવાદી સમાજના પૂર્વગ્રહોથી છુટકારો મેળવતો જાય છે, નિરંતર પોતાની હરોળોની વધારે ગાઢ એકતા સાધતો જાય છે અને પોતાની સફળતાઓના પ્રમાણને માપતાં શીખતો જાય છે, પોતાનાં દળોને પોલાદી બનાવતો જાય છે અને અદમ્ય રીતે વૃદ્ધિ પામતો જાય છે.

'પ્રોસ્વેશ્ચેનિયે', અંક ૩, માર્ચ ૧૯૧૩ વ્લા. ઇ. લેનિન
સંગૃહીત કૃતિઓ
ગ્રંથ ૨૩, પૃ. ૪૦-૪૮. (રૂસી આવૃત્તિ)

# કાર્લ માર્ક્સ, ફ્રેડરિક એંગેલ્સ

કાર્લ માર્ક્સ

## ફ્રાયરબાખ સંબંધી થિસિસો [1]

૧

ફ્રાયરબાખના ભૌતિકવાદ સમેત હાલ સુધી અસ્તિત્વ ધરાવતા સમગ્ર ભૌતિકવાદની મુખ્ય ખામી એવી છે કે ચીજની, વાસ્તવિકતાની, ઐંદ્રિકતાની ધારણા કેવળ **વિષયના** *(Objekt)* અથવા **મનનના** *(Anschanung)* રૂપમાં કરવામાં આવી છે, **માનવીય ઐંદ્રિક પ્રવૃત્તિ** તરીકે, **અમલ** તરીકે, નથી કરવામાં આવી, ભાવગત રીતે નથી કરવામાં આવી. એટલે એવું બન્યું કે ભૌતિકવાદથી ભિન્ન રીતે **સક્રિય** પાસાને આદર્શવાદે વિકસાવ્યું, પરંતુ કેવળ અમૂર્ત રીતે, કારણ કે વાસ્તવિક ઐંદ્રિક પ્રવૃત્તિ એવી પ્રવૃત્તિ તરીકે આદર્શવાદની જાણમાં બેશક નથી. ફ્રાયરબાખ ઐંદ્રિક વસ્તુઓને ચિંતન વસ્તુઓથી ખરેખર અલગ તારવવા માગે છે, પરંતુ ખુદ માનવીય પ્રવૃત્તિની ધારણા તે **વસ્તુગત** *(gegenständliche)* પ્રવૃત્તિ તરીકે નથી કરતો. એટલે, 'ખ્રિસ્તીધર્મનું સારતત્ત્વ'માં તે સૈદ્ધાંતિક વલણને જ એકમાત્ર અસલ માનવીય વલણ તરીકે ગણાવે છે, અને અમલની ધારણા તથા નિર્ધારણ કેવળ દેખાવના હલકટ-ઠગારા રૂપ તરીકે કરવામાં આવેલ છે. એટલે "ક્રાંતિકારી", "અમલી-ટીકાત્મક", પ્રવૃત્તિનું મહત્ત્વ તેને નથી સમજાતું.

૨

વસ્તુગત *(gegenständliche)* સત્યને માનવીય ચિંતનનું લક્ષણ ગણાવી શકાય કે નહિ એ સવાલ સિદ્ધાંતનો નહિ પરંતુ **અમલી** સવાલ છે. અમલમાં માનવીને તેના ચિંતનની સત્યતાની, એટલે કે વાસ્તવિકતા અને પ્રબળતાની, આ-પક્ષીયતાની, *(Diesseitigkeit)* સાબિતી રજૂ કરવી પડે. ચિંતનની વાસ્તવિકતા અથવા બિનવાસ્તવિકતા સંબંધી વિવાદને અમલથી અળગો પાડી દેવામાં આવે ત્યારે તે વિશુદ્ધ **વિદ્યાકીય** સવાલ જ બની રહે છે.

३

માનવીઓ સંજોગોની અને ઉછેરની પેદાશો હોય છે, અને એટલે પરિવર્તિત માનવીઓ જુદા સંજોગોની તથા પરિવર્તિત ઉછેરની પેદાશો હોય છે, એવા ભૌતિકવાદી મતમાં ભૂલી જવામાં આવે છે કે માનવીઓ જ સંજોગોને પલટાવતા હોય છે, અને એટલે ખુદ કેળવણીકારને કેળવણીની જરૂર હોય છે. એટલે એ મત આવશ્યક રીતે જ સમાજને બે વિભાગોમાં વહેંચી નાખવાની સ્થિતિમાં પહોંચી જાય છે, અને એ બે વિભાગોમાંથી એક સમાજથી ચડિયાતો હોય છે (દાખલા તરીકે, રોબર્ટ ઓવેનની બાબતમાં).

સંજોગોના અને માનવીય પ્રવૃત્તિના પરિવર્તનના યોગને કેવળ **ક્રાંતિકારક અમલ** તરીકે જ કલ્પી અને તર્કસંગત રીતે સમજી શકાય.

૪

ફ્યુરબાખ ધાર્મિક આત્મ-વિયોજનની હકીકતથી, જગતનું દ્વિભાજન ધાર્મિક કાલ્પનિક જગત અને વાસ્તવિક જગતમાં કરીને, શરૂઆત કરે છે. તેનું કાર્ય ધાર્મિક જગતને તેના ભૌતિક આધારમાં વિસર્જિત કરી નાખવામાં સમાયેલું છે. તે એ હકીકતને જોવાનું ચૂકી જાય છે કે એ કાર્ય પૂરું કરી લીધા પછી મુખ્ય કામ તો હજી બાકી જ રહે છે. ભૌતિક આધાર પોતાને પોતાનાથી અળગો કરી દે છે અને વાદળોમાં સ્વતંત્ર જગત તરીકે સ્થાપી દે છે, એ હકીકતનો ખુલાસો ખરેખર તો એ ભૌતિક આધારની આંતરિક તિરાડ તથા ભીતરના આંતરવિરોધમાંથી જ મળી શકે છે. એટલે ખુદ ભૌતિક આધારને જ પહેલાં તો તેના આંતરવિરોધની દૃષ્ટિએ અને પછી અમલમાં ક્રાંતિ પામતા આંતરવિરોધના નિરાકરણની દૃષ્ટિએ સમજવો જોઈએ. એ રીતે, દાખલા તરીકે, ઐહિક પરિવારને પવિત્ર પરિવારના રહસ્ય તરીકે પારખી કાઢવામાં આવે એટલે ખુદ ઐહિક પરિવારને જ સિદ્ધાંતમાં ટીકાનો ભોગ બનાવવો જોઈએ અને અમલમાં ક્રાંતિકારી રીતે પલટાવી નાખવો જોઈએ.

૫

**અમૂર્ત ચિંતનથી** સંતોષ ન પામતો ફ્યુરબાખ **ઐંદ્રિક મનનને** અપીલ કરે છે, પરંતુ ઐંદ્રિકતાની ધારણા અમલી માનવીય-ઐંદ્રિક પ્રવૃત્તિ તરીકે નથી કરતો.

૬

ફ્યુરબાખ ધાર્મિક સારતત્ત્વનો ઉકેલ **માનવીય** સારતત્ત્વમાં કાઢે છે. પરંતુ માનવીય સારતત્ત્વ કંઈ દરેક અલગ વ્યક્તિમાં અંતર્ભૂત સારતત્ત્વ નથી હોતું. તેના વાસ્તવિક રૂપમાં તે સામાજિક સંબંધોનું સંયોજન હોય છે.

એ ખરા સારતત્ત્વની ટીકા હાથમાં ન લેતા ફ્યુરબાખને એટલે

૧. ધાર્મિક લાગણીને *(Gemüt)* ઐતિહાસિક પ્રક્રિયામાંથી અળગી ખેંચી લેવી પડે છે તથા કશાક **સ્વતંત્ર** તરીકે નિર્ધારિત કરવી પડે છે અને અમૂર્ત—**એકલ**—માનવીય વ્યક્તિની ધારણા કરવી પડે છે.

૨. તેની દૃષ્ટિએ જોતાં માનવીય સારતત્ત્વને કેવળ એક "જાતિ" તરીકે જ, ઘણી વ્યક્તિઓને ખાલી કુદરતી **રીતે** સાંકળી લેતી મૂક આંતરિક સામાન્યતા તરીકે જ, સમજી શકાય.

૭

પરિણામે ફ્યુરબાખને દેખાતું **નથી** કે ખુદ "ધાર્મિક લાગણી" **સામાજિક પેદાશ** છે, અને તે જેનું પૃથક્કરણ કરે છે એ અમૂર્ત વ્યક્તિ ચોક્કસ રૂપના સમાજની વ્યક્તિ હોય છે.

૮

સામાજિક જીવન આવશ્યક રીતે **અમલી** હોય છે. સિદ્ધાંતને ખોટી રીતે રહસ્યવાદની દિશામાં લઈ જતાં બધાં રહસ્યોનો તર્કસંગત ઉકેલ માનવીય અમલમાં અને એ અમલની સમજણમાં મળે છે.

૯

**મનનમૂલક** ભૌતિકવાદે, એટલે કે ઐંદ્રિકતાને અમલી પ્રવૃત્તિ તરીકે ન સમજતા ભૌતિકવાદે, સિદ્ધ કરેલું સર્વોચ્ચ બિંદુ "સભ્ય સમાજમાં" અલગ અલગ વ્યક્તિઓના મનનનું છે.

૧૦

પુરાણા ભૌતિકવાદનું દૃષ્ટિબિંદુ **"સભ્ય"** સમાજ છે, નૂતન ભૌતિકવાદનું દૃષ્ટિબિંદુ **માનવીય** સમાજ અથવા સમાજીકૃત માનવજાતિ છે.

તત્ત્વજ્ઞાનીઓએ વિવિધ રીતે જગતનું કેવળ **અર્થઘટન** કર્યું છે. પરંતુ મુદ્દો તો તેને **પલટાવી નાખવાનો** છે.

૧૮૪૫ની વસંતમાં લિખિત

જર્મન ભાષામાં લિખિત

પહેલી વાર ૧૮૮૮માં ઍંગેલ્સની કૃતિ 'લુડવિગ ફાયરબાખ અને ક્લાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનનો અંત'ની અલગ આવૃત્તિના પરિશિષ્ટ તરીકે પ્રકાશિત

**કાર્લ માર્ક્સ, ફ્રેડરિક ઍંગેલ્સ**

## કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું[2]

### ૧૮૭૨ની જર્મન આવૃત્તિની પ્રસ્તાવના

'કોમ્યુનિસ્ટ લીગે'[3], એ વખતના સંજોગોમાં બેશક ગુપ્ત જ હોઈ શકે એવા આંતરરાષ્ટ્રીય કામદાર મંડળે, આ ભૂમિકાના લેખકોને, ૧૮૪૭ના નવેંબરમાં લંડનમાં ભરાયેલી કૉંગ્રેસમાં, પાર્ટીનો વિગતવાર સૈદ્ધાંતિક અને અમલી કાર્યક્રમ ઘડી કાઢવાની કામગીરી સોંપી હતી. અહીંયાં પ્રસ્તુત 'જાહેરનામું'ની રચના એવી રીતે થઈ હતી. તેની હસ્તપ્રત ફેબ્રુઆરી ક્રાંતિથી[4] થોડાંક અઠવાડિયાં પહેલાં મુદ્રણ માટે લંડન મોકલવામાં આવી હતી. તેનું સૌપ્રથમ પ્રકાશન જર્મન ભાષામાં થયું ત્યાર પછી જર્મની, ઇંગ્લૅંડ, અને અમેરિકામાં તેની ઓછામાં ઓછી બાર જુદી જુદી આવૃત્તિઓ પ્રકાશિત થઈ છે. અંગ્રેજી ભાષામાં તેનું પહેલું પ્રકાશન ૧૮૫૦માં લંડનના «*The Red Republican*» માં[5] થયું હતું. તેનો અનુવાદ મિસ હેલન મેકફર્લેને કર્યો હતો. ૧૮૭૧માં ઓછામાં ઓછા ત્રણ જુદા જુદા અંગ્રેજી અનુવાદો અમેરિકામાં પ્રકાશિત થયા હતા. ફ્રેંચ ભાષામાં પ્રથમ પ્રકાશન ૧૮૪૮ના જૂન વિપ્લવથી[6] થોડાક વખત પહેલાં પૅરિસમાં થયું હતું, અને ફરી વાર તાજેતરમાં ન્યૂ યૉર્કના «*Le Socialiste*» માં[7] થયું હતું. નવો ફ્રેંચ અનુવાદ હાલ તૈયાર થઈ રહ્યો છે. જર્મન ભાષામાં પ્રથમ પ્રકાશન પછી થોડાક વખતે લંડનમાં પોલીશ ભાષામાં પ્રકાશન થયું હતું. રશિયન અનુવાદ સાતમા દાયકામાં જિનિવામાં પ્રકાશિત થયો હતો. સૌપ્રથમ પ્રકાશન પછી થોડાક વખતે ડૅનિશ ભાષામાં પણ તેનું પ્રકાશન થયું હતું.

ગત પચીસ વરસો દરમિયાન પરિસ્થિતિમાં ભલે ગમે એટલું પરિવર્તન થયું હોય તોપણ, 'જાહેરનામું'માં નિરૂપિત કરવામાં આવેલા સામાન્ય સિદ્ધાંતો, સમગ્ર રૂપે, આજે પણ હંમેશ જેટલા જ ખરા છે. ક્યાંક ક્યાંક કોઈ વિગત સુધારી શકાય ખરી. ખુદ 'જાહેરનામું'માં જણાવવામાં આવ્યું છે તેમ, મુખ્ય સિદ્ધાંતોના વાસ્તવિક અમલનો આધાર, દરેક ઠેકાણે અને હંમેશાં, પ્રવર્તમાન

ઐતિહાસિક પરિસ્થિતિ ઉપર જ રહેશે. એટલે, બીજા વિભાગના અંતમાં રજૂ કરવામાં આવેલાં ક્રાંતિકારી કદમો પર કોઈ ખાસ ભાર નથી મૂકવામાં આવ્યો. એ ફકરો આજે ઘણી દૃષ્ટિએ સાવ જુદા શબ્દોમાં લખવામાં આવ્યો હોત. છેલ્લાં પચીસ વરસો દરમિયાન આધુનિક ઉદ્યોગે ભરેલી પ્રચંડ ફાળોને અને તેની સાથે સાથે પાર્ટી તરફથી કામદાર વર્ગના બહેતર તથા વિસ્તૃત સંગઠનને ધ્યાનમાં લેતાં, પહેલાં ફેબ્રુઆરી ક્રાંતિ દરમિયાન અને તેનાથીયે વધારે પ્રમાણમાં ત્યાર પછી પૅરિસ કોમ્યુન[8] દરમિયન—સર્વહારા વર્ગે પહેલી જ વાર જેમાં પૂરા બે મહિના રાજકીય સત્તા પોતાના કબજામાં રાખી હતી એ પૅરિસ કોમ્યુન દરમિયાન—હાંસલ કરવામાં આવેલા અમલી અનુભવને ધ્યાનમાં લેતાં, આ કાર્યક્રમની કેટલીક વિગતો કાલગ્રસ્ત બની ગઈ છે. કોમ્યુનથી એક બાબત ખાસ રીતે સાબિત થઈ ગઈ કે "કામદાર વર્ગ તૈયાર રાજ્યતંત્રને સીધું કબજે કરી લઈને તેનો ઉપયોગ પોતાના હેતુઓ માટે ન કરી શકે." (જુઓ—*«The Civil War in France; Address of the General Council of the International Working Men's Association», London, Truelove, 1871, p. 15,* જ્યાં આ મુદ્દાની વધુ છણાવટ કરવામાં આવી છે.) વધુમાં—આપોઆપ દેખાઈ આવે છે કે સમાજવાદી સાહિત્યનું વિવેચન વર્તમાન સમયે અપૂર્ણ છે કારણ કે તે માત્ર ૧૮૪૭ સુધીનું જ છે. એ ઉપરાંત, વિવિધ વિરોધી પાર્ટીઓ જોડે કોમ્યુનિસ્ટોના સંબંધો અંગેનાં મંતવ્યો (ચોથો વિભાગ) સિદ્ધાંતની દૃષ્ટિએ આજે પણ ખરાં હોવા છતાં વાસ્તવમાં કાલગ્રસ્ત થઈ ગયેલાં છે કારણ કે રાજકીય પરિસ્થિતિ તદ્દન પલટાઈ ગઈ છે. અને તેમાં ઉલ્લેખિત પાર્ટીઓમાંથી મોટા ભાગની ઈતિહાસના વહેણમાં વિલીન થઈ ચૂકી છે.

પરંતુ 'જાહેરનામું' તો હવે ઐતિહાસિક દસ્તાવેજ બની ગયું છે અને તેમાં ફેરફાર કરવાનો અધિકાર અમને નથી રહ્યો. ૧૮૪૭થી વર્તમાન સમય સુધીના ગાળાને આવરી લેતું આમુખ-કદાચ આ પછીની આવૃત્તિમાં સામેલ કરવામાં આવે. આ પુનર્મુદ્રણ એટલું અણધાર્યું છે કે તેને માટે અમને વખત જ નથી મળ્યો.

લંડન, ૨૪મી જૂન, ૧૮૭૨

| *«Das Kommunistische Manifest. Neue Ausgabe mit einem Vorwort der Verfasser»* નામે પુસ્તિકામાં પ્રકાશિત, લાઇપઝિગ, ૧૮૭૨ | **કાર્લ માર્ક્સ, ફ્રેડરિક ઍંગેલ્સ** જર્મન ભાષામાં લિખિત |
| --- | --- |

## ૧૮૯૦ની જર્મન આવૃત્તિની ફ્રેડરિક ઍંગેલ્સની પ્રસ્તાવના

### અવતરણ

'જાહેરનામું'ને પોતાનો આગવો ઈતિહાસ રહ્યો છે. તેનું પ્રકાશન થયું ત્યારે વૈજ્ઞાનિક સમાજવાદની, એ વખતે હજુ સંખ્યાબંધ કોઈ રીતે ન ગણાય એવી, મોખરાની હરોળોએ તેને ઉત્સાહથી આવકાર્યું (આ હકીકત પ્રથમ પ્રસ્તાવનામાં ઉલ્લેખિત અનુવાદોથી સાબિત થાય છે). પરંતુ ૧૮૪૮ના જૂનમાં પૅરિસના કામદારોના પરાજયથી શરૂ થયેલા પ્રત્યાઘાતે તેને થોડા વખતમાં જ પૃષ્ઠભૂમિમાં ધકેલી દીધું, અને છેલ્લે ૧૮૫૨ના નવેંબરમાં કોલોનના કોમ્યુનિસ્ટોને થયેલી સજાથી[9] તે "કાયદેસર" બહિષ્કૃત થઈ ગયું. ફેબ્રુઆરી ક્રાંતિથી શરૂ થયેલું કામદારોનું આંદોલન જાહેર જીવનમાં અદૃશ્ય થઈ ગયું એટલે 'જાહેરનામું' પણ પૃષ્ઠભૂમિમાં ચાલ્યું ગયું.

યુરોપના કામદાર વર્ગે શાસક વર્ગોની સત્તા ઉપર નવો હલ્લો કરવા માટે પૂરતી તાકાત પાછી એકઠી કરી લીધી ત્યારે 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ' અસ્તિત્વમાં આવ્યું. તેનું લક્ષ્ય યુરોપ અને અમેરિકાના સમગ્ર જોશીલા કામદાર વર્ગને એક જ વિશાળ સેનાના રૂપમાં સાંકળી લેવાનું હતું. એટલે તે 'જાહેરનામું'માં નિરૂપિત સિદ્ધાંતોથી સીધી શરૂઆત ન કરી શક્યું. તેને એવો કાર્યક્રમ અપનાવવો પડે એમ હતો કે જે અંગ્રેજ ટ્રેડ યુનિયનો અને ફ્રેંચ, બેલ્જિયન, ઈટાલિયન, તથા સ્પૅનિશ પ્રુધોંપંથીઓ તેમ જ જર્મન લાસાલ-પંથીઓ* માટે દરવાજા બંધ ન કરી દે. એ કાર્યક્રમ—'આંતરરાષ્ટ્રીય કામદાર

---

*અમારી સમક્ષ લાસાલ વ્યક્તિગત રીતે પોતાને હંમેશાં માર્ક્સનો "શિષ્ય" ગણાવતો હતો અને તે મુજબ 'જાહેરનામું'નું ધોરણ માનતો હતો. પરંતુ તેના અમુક અનુયાયીઓના સંબંધમાં બાબત તદ્દન જુદી હતી. તેઓ રાજ્યનાં

મંડળ'ના નિયમોનો પ્રાસ્તાવિક ભાગ--માર્ક્સે ઉસ્તાદીથી ઘડી કાઢ્યો અને બાકૂનિન તથા અરાજકતાવાદીઓને પણ તે માન્ય કરવો પડયો. 'જાહેરનામું'માં રજૂ કરવામાં આવેલા વિચારોના અંતિમ વિજય માટે માર્ક્સે કામદાર વર્ગના બૌદ્ધિક વિકાસ ઉપર, સંયુક્ત પ્રવૃત્તિ તથા ચર્ચાઓમાંથી આવશ્યક રૂપે પરિણમનારા વિકાસ ઉપર, કેવળ અને એકમાત્ર તેની ઉપર જ, આધાર રાખ્યો હતો. મૂડી સામેના સંઘર્ષમાં ઘટનાઓ અને ચડતીપડતી, સફળતાઓ કરતાં વધારે તો પરાજયો, લડવૈયાઓની સામે તેમના આજ લગીના સર્વ રોગ નિવારક અચૂક ઇલાજોની ઊણપને છતી કરી દીધા વગર રહે જ નહિ, અને તેમનાં માનસોને કામદારોની મુક્તિ માટેના ખરા સંજોગોની સર્વાંગી સમજણ અંગે વધુ ગ્રહણશીલ બનાવ્યા વગર રહે જ નહિ. અને માર્ક્સની ધારણા ખરી હતી. ૧૮૭૪માં 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ'ના વિસર્જનના સમયનો કામદાર વર્ગ ૧૮૬૪માં મંડળની સ્થાપનાના સમયના કામદાર વર્ગથી તદ્દન નિરાળો હતો. લૅટિન દેશોમાં* પ્રુધોંપંથ તથા જર્મનીમાં વિશિષ્ટ લાસાલપંથ ખતમ થઈ રહ્યા હતા, અને એ વખતનાં કટ્ટર રૂઢિચુસ્ત અંગ્રેજ ટ્રેડ યુનિયનો પણ ધીરે ધીરે એવે તબક્કે પહોંચી રહ્યાં હતાં કે ૧૮૮૭માં તેમની સ્વાનસી કૉંગ્રેસનો અધ્યક્ષ** તેમના વતી આ શબ્દો કહી શક્યો: "તળ યુરોપખંડના સમાજવાદથી હવે અમે ત્રાસ નથી પામતા." તેમ છતાં, 'જાહેરનામું'માં ઘોષિત સિદ્ધાંત જ લગભગ પૂર્ણ રૂપમાં ૧૮૮૭ સુધીમાં તળ યુરોપખંડનો સમાજવાદ બની ચૂક્યો હતો. એ રીતે, 'જાહેરનામું'ના ઇતિહાસમાં ૧૮૪૮ પછીના આધુનિક કામદાર વર્ગીય આંદોલનનો ઇતિહાસ અમુક અંશે પ્રતિબિંબિત થાય છે. વર્તમાન સમયે સમગ્ર સમાજવાદી સાહિત્યમાં તે નિઃશંક વધારેમાં વધારે ફેલાવો તથા વધારેમાં વધારે આંતરરાષ્ટ્રીય પ્રકાશન પામેલી કૃતિ છે, સાઇબિરિયાથી કેલિફોર્નિયા સુધીના તમામ દેશોના લાખો કામદારોનો સર્વસામાન્ય કાર્યક્રમ છે.

તેમ છતાં તેનું પ્રકાશન થયું ત્યારે અમે તેને **સમાજવાદી** જાહેરનામું કહી

---

ધિરાણોનો ટેકો ધરાવતાં ઉત્પાદક સહકારી મંડળોની તેની માંગથી આગળ ન ગયા, અને આખા કામદાર વર્ગને તેમણે રાજ્યની મદદના સમર્થકો તથા આપમદદના સમર્થકોમાં વિભાજિત કરી નાખ્યો. (ઍંગેલ્સની નોંધ.)

*દક્ષિણ યુરોપના દેશોમાં.—સં.

**ઉ. બીવેન.—સં.



શકીએ એમ નહોતા. ૧૮૪૭માં બે પ્રકારના માણસોને સમાજવાદીઓ ગણવામાં આવતા હતા. એક તરફ વિવિધ તરંગી વિચારધારાઓના અનુયાયીઓ હતા, તેમાં ઇંગ્લૅંડના ઓવેનપંથીઓ તથા ફ્રાંસના ફૂરિયેપંથીઓ નોંધપાત્ર હતા, એ બન્ને ક્યારના ખાલી સંપ્રદાયો જેવી હાલતમાં આવી ગયેલા હતા અને ધીરે ધીરે ખતમ થઈ રહ્યા હતા. બીજી તરફ પચરંગી સામાજિક ઊંટવૈદો હતા, તેઓ મૂડી તથા નફાને મુદ્દલ હાનિ પહોંચાડયા વગર પોતાના સર્વ રોગ નિવારક તરેહવાર અચૂક ઇલાજો અજમાવીને તથા ભાતભાતનું થાગડથીગડ કરીને સામાજિક ગેરવર્તનને ખતમ કરી નાખવાના ઇરાદા સેવતા હતા. બન્ને પ્રકારના માણસો કામદાર આંદોલનની બહાર હતા અને વધારે તો "સુશિક્ષિત" વર્ગોનું સમર્થન મેળવવાની આશા રાખતા હતા. પરંતુ કામદાર વર્ગનો જે હિસ્સો સમજી ગયો હતો કે ખાલી રાજકીય ક્રાંતિ અપૂરતી છે, અને સમાજની મૂળગામી પુનર્ઘટનાની માંગ ઉઠાવતો હતો, તે પોતાને એ વખતે **સામ્યવાદી** કહેવડાવતો હતો. એ સામ્યવાદ બેઢંગો, માત્ર સહજબુદ્ધિથી પ્રેરિત, અને ઘણી વાર થોડોઘણો અણઘડ સામ્યવાદ હતો. તેમ છતાં તે તરંગી સામ્યવાદની બે વિચારધારાઓને—ફ્રાંસમાં કાબેનો "ઇકારિયન" સામ્યવાદ અને જર્મનીમાં વાઇટલિંગનો સામ્યવાદ—અસ્તિત્વમાં આણવા પૂરતો તાકાતવાન તો હતો જ. ૧૮૪૭માં સમાજવાદનું આંદોલન મૂડીવાદી અને સામ્યવાદનું આંદોલન કામદાર વર્ગીય હતું. ઓછામાં ઓછું તળ યુરોપખંડમાં તો સમાજવાદ સારી પેઠે પ્રતિષ્ઠિત હતો, પણ સામ્યવાદ એથી તદ્દન ઊલટો હતો. અને અમે છેક એ સમય જેટલા વહેલા એવો ચોક્કસ અભિપ્રાય ધરાવતા હતા કે "કામદાર વર્ગની મુક્તિ ખુદ કામદાર વર્ગનું જ કાર્ય હોવું જોઈએ", એટલે અમારે બેમાંથી ક્યું નામ અપનાવવું એ બાબતમાં મુદ્દલ અચકાવું પડયું નહોતું. વળી તેને તજી દેવાનો ખ્યાલ અમારાં મનમાં ત્યાર પછી કદી આવ્યો નથી.

"દુનિયાના કામદારો, એક થાઓ!" પરંતુ બેતાળીસ વરસ પહેલાં, સર્વહારા વર્ગ પોતાની આગવી માંગો ઉઠાવતો જ્યારે આગળ આવ્યો હતો એ પ્રથમ પૅરિસ ક્રાંતિની[10] પૂર્વવેળાએ, અમે આ શબ્દો જગતને ઉદ્દેશીને ઘોષિત કર્યા ત્યારે બહુ ઓછા અવાજોએ તેનો પડઘો પાડયો હતો. પરંતુ ૧૮૬૪ના સપ્ટેંબરની ૨૮મી તારીખે મોટા ભાગના પશ્ચિમ યુરોપીય દેશોના સર્વહારાઓએ ગૌરવમય યાદ મૂકી ગયેલા 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ'માં એકસંપી સાધી. એ ખરું કે ખુદ 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ' માત્ર નવ જ વરસ હયાત રહ્યું. પરંતુ સઘળા દેશોના સર્વહારાઓની તેણે સર્જેલી સનાતન એકસંપી હજુ

કાયમ છે તથા અગાઉ કદી હતી તેનાથી વધારે તાકાતવાન રૂપમાં કાયમ છે, તેનો આજના દિવસ કરતાં બહેતર સાક્ષી બીજો કોઈ નથી. કારણ કે આજે[11], હું આ શબ્દો લખી રહ્યો છું ત્યારે, યુરોપીય તથા અમેરિકી સર્વહારા વર્ગ પોતાનાં લડાયક દળોનું પહેલી જ વાર એકત્રિત કરવામાં આવેલાં, એક સેના તરીકે, એક ઝંડા હેઠળ, એક તાત્કાલિક લક્ષ્ય ખાતર એકત્રિત કરવામાં આવેલાં દળોનું, નિરીક્ષણ કરી રહ્યો છે. એ લક્ષ્ય આવું છે—૧૮૬૬માં 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ'ની જિનિવા કૉંગ્રેસમાં અને ફરી વાર ૧૮૮૯માં પૅરિસની કામદાર કૉંગ્રેસમાં કરવામાં આવેલી ઘોષણા મુજબ, કાનૂન ઘડીને આઠ કલાકના કામદિનનું ધોરણ સ્થાપવામાં આવે. અને આજનું દૃશ્ય તમામ દેશોના મૂડીદારો તથા જમીનદારોની આંખો ખોલીને તેમને એ હકીકતનું ભાન કરાવશે કે હવે તમામ દેશોના કામદારો ખરેખર એકતા સાધી ચૂકેલા છે.

આ બધું પોતાની નજરે જોવા માર્ક્સ હજુ મારી પડખે હોત તો!

લંડન, પહેલી મે, ૧૮૯૦

**ફ્રેડરિક એંગેલ્સ**

*«Das Kommunistische Manifest»* નામે જર્મન ભાષામાં લિખિત પુસ્તકમાં પ્રકાશિત, લંડન, ૧૮૯૦

## કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું

યુરોપમાં ભૂતાવળ નાચી રહી છે—સામ્યવાદની ભૂતાવળ. એ ભૂતાવળથી છુટકારો મેળવવા માટે પુરાણા યુરોપની તમામ તાકાતોએ એકસંપી સાધી છે—પોપ અને ઝાર, મેટેરનિખ અને ગીઝો, ફ્રેંચ રૅડિકલો* અને જર્મન પોલીસ જાસૂસો.

એવી કોઈ વિરોધી પાર્ટી છે ખરી કે જેને તેના સત્તાધારી વિરોધીઓએ સામ્યવાદી કહીને વગોવી ન હોય? એવી કોઈ વિરોધી પાર્ટી છે ખરી કે જેણે વધારે પ્રગતિશીલ વિરોધી પાર્ટીઓને તેમ જ પ્રત્યાઘાતી હરીફોને સામ્યવાદી કહીને તેમની ઉપર નાલેશીની વળતી વગોવણી ન વરસાવી હોય?

આ હકીકતમાંથી બે બાબતો પરિણમે છે:

૧. તમામ યુરોપિયન તાકાતો સામ્યવાદને ખુદ એક તાકાત તરીકેની માન્યતા આપી ચૂકી છે.

૨. સામ્યવાદીઓ માટે પોતાના વિચારો, પોતાનાં લક્ષ્યો, પોતાનાં વલણો, આખી દુનિયા સમક્ષ ખુલ્લેઆમ જાહેર કરવાનો અને સામ્યવાદની ભૂતાવળની વાર્તાનો મુકાબલો ખુદ પાર્ટીના જાહેરનામા વડે કરવાનો સમય હવે આવી ગયો છે.

એ ઉદ્દેશે વિવિધ પ્રજાઓના સામ્યવાદીઓ લંડનમાં ભેગા મળ્યા અને તેમણે નીચે મુજબનું 'જાહેરનામું' ઘડી કાઢ્યું, જેને અંગ્રેજી, ફ્રેંચ, જર્મન, ઇટાલિયન, ફ્લેમિશ, તથા ડૅનિશ ભાષાઓમાં પ્રકાશિત કરવામાં આવશે.

---

*આમૂલ પરિવર્તનવાદીઓ.—સં.

## ૧

## મૂડીદાર અને સર્વહારાઓ
## (બુઝ્ર્વા અને પ્રોલિટેરિયનો)*

અત્યાર સુધી હયાત સમાજનો ઈતિહાસ** વર્ગસંઘર્ષોનો ઈતિહાસ છે. મુક્ત નાગરિક અને ગુલામ, અમીર અને સાધારણજન, ઉમરાવ અને ખેતગુલામ, ગિલ્ડ***-માસ્ટર**** અને કારીગર, ટૂંકમાં પીડક અને પીડિત, નિરંતર એકબીજાનો

*બુઝ્ર્વાઝી એટલે આધુનિક મૂડીદારોનો વર્ગ, સામાજિક ઉત્પાદનનાં સાધનોના માલિકો તથા મજૂરી આપીને મહેનત કરાવનારાઓનો વર્ગ. પ્રોલિટેરિયટ એટલે ઉત્પાદનનાં પોતાનાં સાધનો ન ધરાવતા, જિંદગી ટકાવી રાખવા માટે પોતાની શ્રમશક્તિ વેચવાની હાલતમાં આવી ગયેલા, આધુનિક રોજી-કામદારોનો વર્ગ. (**૧૮૮૮ની અંગ્રેજી આવૃત્તિમાં એંગેલ્સની નોંધ.**)

**એટલે કે સમગ્ર લેખિત ઈતિહાસ. લેખિત ઈતિહાસ પૂર્વે અસ્તિત્વ ધરાવતા સમાજની, સામાજિક સંઘટનની, પ્રાગૈતિહાસિક માહિતી ૧૮૪૭માં લગભગ સાવ અજાણી હતી. ત્યાર પછી હકસ્ટહાઉઝેને રશિયામાં જમીનની સામુદાયિક માલિકીની શોધ કરી, અને માઉરેરે તેને ઈતિહાસમાં શરૂ થયેલી તમામ ટ્યુટૉનિક જાતિઓના સામાજિક પાયા તરીકે સાબિત કરી. પછી ધીરે ધીરે જાણવા મળ્યું કે હિંદુસ્તાનથી આયર્લૅંડ સુધી દરેક ઠેકાણે સમાજનું આદિમ રૂપ જમીનની સહિયારી માલિકી ધરાવતા ગ્રામસમાજોનું હતું અથવા રહી ચૂક્યું હતું. ગોત્રનું ખરું રૂપલક્ષણ તથા ટોળી જોડે તેના સંબંધની મોર્ગનની પરમ શોધથી એ આદિમ સામ્યવાદી સમાજની આંતરિક સંઘટના તેના લાક્ષણિક રૂપમાં જાહેર થઈ ગઈ. એ આદિમ સમાજ વિસર્જિત થઈ જતાં, સમાજનું અલગ અલગ વર્ગોમાં અને અંતે પરસ્પર દ્વૅષીલા વર્ગોમાં વિભાજન શરૂ થઈ જાય છે. વિસર્જનની એ પ્રક્રિયાની રૂપરેખા દોરવાનો પ્રયાસ મેં *«Der Ursprung der Familie, des Privateigentums und des Staats», 2. Aufl., Stuttgart, 1886.* ('પરિવાર, ખાનગી મિલકત અને રાજ્યની ઉત્પત્તિ') (બીજી આવૃત્તિ, સ્ટુટગાર્ટ, ૧૮૮૬) નામની મારી કૃતિમાં કર્યો છે. (**૧૮૮૮ની અંગ્રેજી આવૃત્તિમાં એંગેલ્સની નોંધ.**)

***મહાજન.—**સં.**

****ગિલ્ડ-માસ્ટર એટલે ગિલ્ડનો મુખી નહિ પણ પાકો સભ્ય, ગિલ્ડની ભીતર સભ્યપદ ધરાવતો માલિક. (**૧૮૮૮ની અંગ્રેજી આવૃત્તિમાં એંગેલ્સની નોંધ.**)



સામનો કરતા રહ્યા છે, ક્યારેક છાની તો ક્યારેક ઉઘાડી લડાઈ અણથંભ લડતા રહ્યા છે, જેનું પરિણામ કાં તો સમગ્ર સમાજની ક્રાંતિકારી પુનર્ઘટનામાં અથવા હરીફ વર્ગોની સામાન્ય પાયમાલીમાં આવતું રહ્યું છે.

ઈતિહાસના પાછલા યુગોમાં આપણને લગભગ દરેક ઠેકાણે સમાજની અટપટી સંઘટના—વિવિધ સ્તરો, સામાજિક દરજ્જાનું બહુવિધ વર્ગીકરણ—જોવા મળે છે. પ્રાચીન રોમમાં અમીરો, ઉમરાવો, સાધારણજનો, તથા ગુલામો હતા; મધ્યયુગમાં સામંતી ઉમરાવો, ખંડિયા જાગીરદારો, ગિલ્ડ-માસ્ટરો, કારીગરો, તાલીમીઓ, તથા ખેતગુલામો હતા; વળી એ બધા વર્ગોમાં ઊતરતા દરજ્જાઓ હતા.

સામંતી સમાજના ખંડેરોમાંથી ફૂટી નીકળેલા આધુનિક મૂડીવાદી સમાજમાં વર્ગો વચ્ચેના અંટસો ખતમ નથી થયા. તેમાં તો કેવળ નવા વર્ગો સ્થપાયા છે, પીડનના નવા સંજોગો સર્જાયા છે, સંઘર્ષનાં પુરાણાં રૂપોનાં સ્થાન નવાં રૂપોએ લઈ લીધાં છે.

પરંતુ આપણો યુગ, મૂડીદાર વર્ગનો યુગ, એક વિશિષ્ટ લક્ષણ ધરાવે છે—તેણે વર્ગો વચ્ચેના અંટસોને સીધાસાદા બનાવી દીધા છે. આખો સમાજ બે પરસ્પર અદાવતી જબ્બર છાવણીઓમાં, એકબીજાનો સીધો સામનો કરતા બે જબ્બર વર્ગોમાં, વિભાજિત થઈ રહ્યો છે—મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ.

મધ્યયુગના ખેતમજૂરોમાંથી તદ્દન પ્રારંભિક નગરોના સનદી નગરવાસીઓનો ઉદય થયો. એ સ્વતંત્ર નાગરિકોમાંથી મૂડીદાર વર્ગનાં પ્રથમ તત્ત્વો વિકાસ પામ્યાં.

વિકાસ પામતા મૂડીદાર વર્ગ માટે અમેરિકાની શોધથી, કેપ ફરતા સમુદ્રમાર્ગની શોધથી, નવું ક્ષેત્ર ખુલ્લું થયું. હિંદુસ્તાન અને ચીનનાં બજારો, અમેરિકામાં વસાહત, સંસ્થાનો જોડે વ્યાપાર, અને વિનિમયનાં સાધનોમાં તેમ જ સામાન્ય રૂપે પણ્યોમાં વૃદ્ધિએ વાણિજ્યને, વહાણવટાને, ઉદ્યોગને, અભૂતપૂર્વ પ્રવેગ આપ્યો અને, એ રીતે, પડી ભાંગતા સામંતી સમાજમાં ક્રાંતિકારી તત્ત્વને ઝડપથી વિકસાવ્યું.

જેમાં સંકુચિત ગિલ્ડો ઔદ્યોગિક ઉત્પાદનનો ઈજારો ધરાવતાં હતાં એવી સામંતી ઉદ્યોગ પદ્ધતિ નવાં બજારોની વધતી જતી જરૂરિયાતો માટે હવે પૂરતી ન રહી. તેનું સ્થાન મેન્યુફેક્ચર* પદ્ધતિએ લઈ લીધું. મેન્યુફેક્ચર કરતા મધ્યમ

*પૂરી વસ્તુનું જથ્થાબંધ ઉત્પાદન.—સં.

4—838

વર્ગે ગિલ્ડ-માસ્ટરોને બાજુએ ધકેલી દીધા, દરેક કારખાનાની અંદર જ શ્રમના વિભાજનના મુકાબલામાં જુદાં જુદાં ઘટક ગિલ્ડો વચ્ચેનું શ્રમનું વિભાજન અદૃશ્ય થઈ ગયું.

દરમિયાનમાં બજારો નિરંતર વિસ્તરતાં ગયાં, માંગ નિરંતર વધતી ગઈ. મૅન્યુફેક્ચર પદ્ધતિ પણ પૂરતી ન રહી. ત્યારે વરાળ અને યંત્રોથી ઔદ્યોગિક ઉત્પાદનમાં ક્રાંતિ થઈ ગઈ. મૅન્યુફેક્ચરનું સ્થાન વિરાટ આધુનિક ઉદ્યોગે લઈ લીધું, ઔદ્યોગિક મધ્યમ વર્ગનું સ્થાન ઔદ્યોગિક કરોડપતિઓએ, આખાં ને આખાં ઔદ્યોગિક લશ્કરોના સરદારોએ, આધુનિક મૂડીદારોએ, લઈ લીધું.

મોટા ઉદ્યોગે વિશ્વ બજારની સ્થાપના કરી. તેનો માર્ગ અમેરિકાની શોધથી મોકળો થયો હતો. એવા બજારથી વાણિજ્યનો, વહાણવટાનો, જમીનમાર્ગે વહેવારનો, પારાવાર વિકાસ થયો. એ વિકાસના વળતા પરિણામે ઉદ્યોગ વિસ્તાર પામ્યો, અને જેટલા પ્રમાણમાં ઉદ્યોગ, વાણિજ્ય, વહાણવટું, રેલવે, વિસ્તાર પામ્યાં એટલા પ્રમાણમાં મૂડીદાર વર્ગનો વિકાસ થયો, તેણે પોતાની મૂડી વધારી. અને મધ્યયુગથી ઊતરી આવેલા દરેક વર્ગને પૃષ્ઠભૂમિમાં ધકેલી દીધો.

એટલે આપણને જોવા મળે છે કે ખુદ આધુનિક મૂડીદાર વર્ગ કેવી રીતે લાંબા ગાળાના વિકાસની પેદાશ છે, ઉત્પાદનની તથા વિનિમયની રીતોમાં હારબંધ ક્રાંતિઓની પેદાશ છે.

મૂડીદાર વર્ગના વિકાસના દરેક કદમની સાથે સાથે એ વર્ગની એટલી રાજકીય ઉન્નતિ થતી ગઈ. સામંત ઉમરાવોના અમલમાં પીડિત વર્ગ, મધ્યયુગીન કોમ્યુન*માં હથિયારબંધ તથા સ્વશાસિત સંઘટન, ક્યાંક સ્વતંત્ર શહેરી પ્રજાસત્તાક,

* ફ્રાંસમાં ઊગતાં શહેરોએ "ત્રીજા દરજ્જા" તરીકે સામંતી ઉમરાવો તથા માલિકો પાસેથી સ્વશાસન તથા રાજકીય અધિકારો હાંસલ કરી લીધા તેનાથીયે પહેલાં એ શહેરોએ "કોમ્યુન" નામ ધારણ કરી લીધું હતું. અહીંયાં સામાન્ય રીતે, મૂડીદાર વર્ગના આર્થિક વિકાસની બાબતમાં ઈંગ્લૅંડને અને તેના રાજકીય વિકાસની બાબતમાં ફ્રાંસને લાક્ષણિક દેશ તરીકે ગણવામાં આવ્યા છે. (૧૮૮૮ની **અંગ્રેજી આવૃત્તિમાં ઍંગેલ્સની નોંધ.**)

ઇટાલી અને ફ્રાંસના નગરવાસીઓએ સામંતી ઉમરાવો પાસેથી સ્વશાસનના પ્રાથમિક અધિકારો ખરીદી લીધા અથવા જીતી લીધા ત્યાર પછી તેમણે પોતાના શહેરી સમાજોને એ નામ આપ્યું હતું. (**૧૮૯૦ની જર્મન આવૃત્તિમાં ઍંગેલ્સની નોંધ.**)



ક્યાંક રાજશાહીમાં કરવેરા ભરતો "ત્રીજો દરજ્જો", ત્યાર પછી મૅન્યુફેક્ચરના જમાના દરમિયાન અર્ધસામંતી અથવા આપખુદ રાજશાહીમાં ઉમરાવોના મુકાબલાની કામગીરી બજાવનાર, અને હકીકતમાં સામાન્ય રૂપે મોટી રાજશાહીઓનો આધારસ્તંભ — એવા મૂડીદાર વર્ગે આખરે, આધુનિક ઉદ્યોગ અને વિશ્વ બજારની સ્થાપના પછી, સંપૂર્ણ રાજકીય અમલ, આધુનિક પ્રતિનિધિ રાજ્યના રૂપમાં, પોતાને હસ્તક કરી લીધો છે. આધુનિક રાજ્યની કારોબારી તો સમગ્ર મૂડીદાર વર્ગના સહિયારા મામલા સંભાળતી સમિતિ જ છે.

ઐતિહાસિક દૃષ્ટિએ, મૂડીદાર વર્ગે અત્યંત ક્રાંતિકારી ભૂમિકા ભજવી છે.

મૂડીદાર વર્ગે જ્યાં જ્યાં વર્ચસ્વ મેળવ્યું છે ત્યાં ત્યાં તેણે સામંતી, પિતૃપ્રધાન, ગ્રામગૌરવના સંબંધોને ખતમ કરી નાખ્યા છે. ઇન્સાનને તેના "કુદરતી ચડિયાતા માણસો" જોડે જકડી દેતાં પચરંગી સામંતી બંધનોને તેણે બેરહમીથી તોડીને ફગાવી દીધાં છે, અને માનવીઓ વચ્ચે ઉઘાડા સ્વાર્થ સિવાય, લાગણીશૂન્ય "રોકડ ચુકવણી" સિવાય, બીજી કોઈ કડી બાકી રહેવા દીધી નથી. તેણે ધાર્મિક જુસ્સાના અત્યંત દિવ્ય ભાવોન્માદોને, વીરવૃત્તિના જોશને, અસભ્ય લાગણીવેડાને, આપમતલબી ગણતરીના ટાઢાબોળ પાણીમાં ડુબાવી દીધાં છે. તેણે વ્યક્તિગત લાયકાતને વિનિમય મૂલ્યમાં પલટાવી નાખી છે, અને અસંખ્ય અલોપ્ય સનદી આઝાદીઓને સ્થાને એક જ વિવેકશૂન્ય આઝાદીની — મુક્ત વ્યાપારની — સ્થાપના કરી છે. ટૂંકમાં, તેણે ધાર્મિક તથા રાજકીય ભ્રમોથી ઢંકાયેલા શોષણને સ્થાને ઉઘાડું, બેશરમ, સીધું, પાશવી શોષણ જમાવી દીધું છે.

અત્યાર સુધી સન્માનિત રહેલા અને નિષ્ઠામય અહોભાવ ઉપજાવતા દરેક વ્યવસાયનું તેજોમંડળ મૂડીદાર વર્ગે ખતમ કરી નાખ્યું છે. તેણે તબીબને, વકીલને, પાદરીને, કવિને, વિજ્ઞાનીને, પોતાના પગારદાર મજૂરો બનાવી દીધા છે.

મૂડીદાર વર્ગે કુટુંબનું ભાવમય આવરણ ચીરી નાખીને કુટુંબને ખાલી પૈસાના સંબંધની હાલતમાં ઉતારી નાખ્યું છે.

મૂડીદાર વર્ગે જાહેર કરી દીધું છે કે પ્રત્યાઘાતપંથીઓ મધ્યયુગીન જોશના જે પાશવી પ્રદર્શનનાં આટલાં બધાં વખાણ કરે છે તેને છાજતી પુરવણી તદ્દન એદી અકર્મીપણાના રૂપમાં મળી ગઈ હતી એમ કેવી રીતે બનેલું. પહેલી જ વાર મૂડીદાર વર્ગે બતાવી આપ્યું છે કે ઇન્સાનની પ્રવૃત્તિ કેવાં કેવાં પરિણામો પેદા કરી શકે. ઇજિપ્તના પિરામિડો, રોમના જલસેતુઓ, અને ગોથિક બાંધણીનાં દેવળોને પાછળ રાખી દે એવી અદ્‌ભુત સિદ્ધિઓ તેણે સાધી છે; અગાઉની

રાષ્ટ્રોની તમામ હિજરતોને તથા તમામ જેહાદોને[12] ઝાંખી પાડી દે એવા મહાપ્રવાસો તેણે કરી બતાવ્યા છે.

ઉત્પાદનનાં સાધનોમાં ક્રાંતિ આણ્યા વગર અને એ રીતે ઉત્પાદનના સંબોધોમાં તથા સાથે સાથે સમાજના સમગ્ર સંબંધોમાં ક્રાંતિ અણ્યા વગર, મૂડીદાર વર્ગ હયાત ન રહી શકે. એથી ઊલટું, ઉત્પાદનની પુરાણી રીતોની બિનપરિવર્તિત રૂપમાં જાળવણી, અગાઉના તમામ ઔદ્યોગિક વર્ગોની હયાતીની પહેલી શરત હતી. ઉત્પાદનમાં સતત ક્રાંતિ, સમગ્ર સામાજિક સંજોગોમાં અવિરત ખલેલ, કાયમી અનિશ્ચિતતા અને હિલચાલ, મૂડીવાદી યુગને અગાઉના બધા યુગોથી અલગ તારવે છે. સઘળા અચળ, સખત રીઢા સંબંધો, તેના સંગાથી પ્રાચીન તથા આદરણીય પૂર્વગ્રહો તથા માન્યતાઓ સમેત, ફેંકાઈને સાફ થઈ જાય છે, અને નવા સ્થપાયેલા સંબંધો રીઢા બનતા પહેલાં જ કાલગ્રસ્ત થઈ જાય છે. નક્કર બધું હવામાં ઓગળી જાય છે, પુનિત બધું ભ્રષ્ટ થઈ જાય છે, ઈન્સાનને આખરે પોતાની જિંદગીના ખરા સંજોગોનો, પોતાની જાતિ સાથે પોતાના સંબંધોનો, ઠરેલ બુદ્ધિએ સામનો કરવો પડે છે.

મૂડીદાર વર્ગના ઉત્પાદનની ચીજો માટે નિરંતર વિસ્તરતા બજારની આવશ્યકતા તેને પૃથ્વીના આખા પટમાં ભમાવે છે. તેને દરેક ઠેકાણે વસવું પડે છે, દરેક ઠેકાણે સ્થાયી બનવું પડે છે, દરેક ઠેકાણે સંબંધો સ્થાપવા પડે છે.

મૂડીદાર વર્ગે વિશ્વ બજારના તેના ભોગવટા મારફત દરેક દેશમાં ઉત્પાદન તથા વપરાશને સર્વદેશી રૂપ આપ્યું છે. ઉદ્યોગ જેની ઉપર ખડો હતો તે રાષ્ટ્રીય આધાર મૂડીદાર વર્ગે સરકાવી લીધો છે, જેથી પ્રત્યાઘાતપંથીઓ ભારે ખીજે ભરાય છે. તમામ પુરાણા સ્થાપિત ઉદ્યોગો કાં તો ખતમ થઈ ગયા છે અથવા દરરોજ ખતમ થઈ રહ્યા છે. તેમનું સ્થાન નવા ઉદ્યોગો—હવે તળપદા કાચા માલનો નહિ પરંતુ અત્યંત દૂરવર્તી પ્રદેશોમાંથી આણવામાં આવેલા કાચા માલનો ઉપયોગ કરતા ઉદ્યોગો, જેની પેદાશોનો વપરાશ કેવળ સ્વદેશમાં જ નહિ પરંતુ જગતના દરેક ભાગમાં થાય છે એવા ઉદ્યોગો—લઈ રહ્યા છે, અને એવા ઉદ્યોગો સ્થાપવાની બાબત તમામ સભ્ય દેશો માટે જીવનમરણની બાબત બની ગઈ છે. દેશના ઉત્પાદનથી સંતોષાઈ જતી પુરાણી જરૂરિયાતોને સ્થાને આપણને નવી જરૂરિયાતો જોવા મળે છે, જેને સંતોષવા માટે દૂરના દેશો તથા આબોહવામાં ઉત્પાદિત ચીજો આવશ્યક બને છે. પુરાણી સ્થાનિક તથા રાષ્ટ્રીય એકાકિતા અને આત્મનિર્ભરતાને સ્થાને આપણને પ્રત્યેક દિશામાં વહેવાર, રાષ્ટ્રોનું સાર્વત્રિક પરસ્પરાવલંબન તથા પરસ્પર સંબંધો, જોવા મળે છે. અને ભૌતિક ઉત્પાદનની



જેમ બૌદ્ધિક ઉત્પાદનમાં પણ એમ જ બને છે. અલગ અલગ રાષ્ટ્રોનાં બૌદ્ધિક સર્જનો સર્વસામાન્ય મિલકત બની જાય છે. રાષ્ટ્રીય એકાંગિતા તથા સંકુચિત મનોવૃત્તિ વધારે ને વધારે અશક્ય બને છે, અને સંખ્યાબંધ સ્થાનિક તથા રાષ્ટ્રીય સાહિત્યમાંથી વિશ્વ સાહિત્ય ઉદય પામે છે.

મૂડીદાર વર્ગ ઉત્પાદનનાં તમામ સાધનોમાં ઝડપી સુધારા કરીને તથા વહેવારના ઉપાયોને બેહદ સરળ બનાવીને તમામ રાષ્ટ્રોને, તદ્દન જંગલી દશાનાં રાષ્ટ્રોને પણ, સભ્યતાના ક્ષેત્રમાં ખેંચી લે છે. તેના માલની સસ્તી કિંમતો ભારે તોપો જેવી છે, જેનો ઉપયોગ કરીને તે તમામ ચીની દીવાલોના ભુક્કા ઉડાવી દે છે, પરદેશીઓ પ્રત્યે જંગલી લોકોના તીવ્ર હઠીલા તિરસ્કારને તોડી નાખે છે. તે તમામ રાષ્ટ્રોને વિનાશના જોખમથી બચવા ઉત્પાદનની મૂડીવાદી રીત અપનાવવાની ફરજ પાડે છે, અને પોતે જેને સભ્યતા કહેવડાવે છે તેને તેમની અંદર દાખલ કરવાની, અર્થાત્ ખુદ મૂડીવાદી બની જવાની, ફરજ પાડે છે. ટૂંકમાં, તે પોતાના જ ખ્યાલને અનુરૂપ જગતનું સર્જન કરે છે.

મૂડીદાર વર્ગે ગામોને શહેરોના શાસનનાં તાબેદાર બનાવી દીધાં છે. તેણે વિશાળ શહેરોની રચના કરી છે, દેહાતી વસતિની સરખામણીમાં શહેરી વસતિ ખૂબ વધારી દીધી છે, અને, એ રીતે, વસતિના સારા એવા હિસ્સાને દેહાતી જિંદગીની બેવકૂફીથી છુટકારો અપાવ્યો છે. તેણે જેવી રીતે ગામોને શહેરો પર અવલંબિત બનાવી દીધાં છે એવી જ રીતે જંગલી તથા અર્ધજંગલી દશાના દેશોને સભ્ય દેશો પર, કિસાનોનાં રાષ્ટ્રોને મૂડીદારોનાં રાષ્ટ્રો પર, પૂર્વને પશ્ચિમ પર, અવલંબિત કરી દીધાં છે.

મૂડીદાર વર્ગ વસતિની, ઉત્પાદનનાં સાધનોની, તથા મિલકતની વેરવિખેર હાલતને ખતમ કરવાનું વધારે ને વધારે પ્રમાણમાં ચાલુ રાખે છે. તેણે વસતિની જમાવટ કરી છે, ઉત્પાદનનાં સાધનો કેંદ્રસ્થ કર્યાં છે, અને મિલકતનું ગણતર માણસોના હાથમાં કેંદ્રીકરણ કર્યું છે. તેનું આવશ્યક પરિણામ રાજકીય કેંદ્રીકરણમાં આવ્યું છે. અલગ અલગ હિતો, કાનૂનો, સરકારો, તથા કરવેરાની પદ્ધતિઓ ધરાવતા સ્વતંત્ર અથવા તદ્દન ઢીલા સંકળાયેલા પ્રાંતો એક જ સરકાર, એક જ ધારાધોરણ, એક જ રાષ્ટ્રીય વર્ગહિત, એક જ સરહદ, તથા એક જ જકાતપ્રથા ધરાવતા એક જ રાષ્ટ્રમાં બંધાઈ ગયા છે.

માંડ એકસો વરસના અમલ દરમિયાન મૂડીદાર વર્ગે સર્જેલી ઉત્પાદક શક્તિઓ તમામ પુરોગામી પેઢીઓએ સર્જેલી કુલ ઉત્પાદક શક્તિઓ કરતાં વધારે વિશાળ અને વધારે વિરાટ છે. કુદરતી શક્તિઓ પર માનવીનો અંકુશ,

યંત્રો, ઉદ્યોગે તથા ખેતીવાડીમાં રસાયણવિજ્ઞાનનો ઉપયોગ, વરાળથી ચાલતાં જહાજો, રેલવે, વીજળીથી ચાલતો તાર વહેવાર, ખેતીવાડી માટે આખા ને આખા ખંડોની સાફસૂફી, નદીઓમાંથી નહેરોની વ્યવસ્થા, જાણે જાદુ કરીને ધરતીના પેટાળમાંથી પેદા કરેલી વિશાળ વસતિઓ—અગાઉની કઈ સદીને અણસારોયે હતો કે સામાજિક શ્રમના ખોળામાં આવી ઉત્પાદક શક્તિઓ પોઢેલી પડી છે!

તો આપણે જોયું કે જેના આધારે મૂડીદાર વર્ગનું ઘડતર થયું છે તે ઉત્પાદન તથા વિનિમયનાં સાધનો સામંતી સમાજમાં ઉત્પન્ન થયાં હતાં. ઉત્પાદન તથા વિનિમયનાં એ સાધનોના વિકાસના અમુક તબક્કે સામંતી સમાજના ઉત્પાદન તથા વિનિમયના સંજોગો, ખેતીવાડી તથા મેન્યુફેક્ચર પદ્ધતિના ઉદ્યોગનું સામંતી સંઘટન, ટૂંકમાં મિલકતના સામંતી સંબંધો, વિકસી ચૂકેલી ઉત્પાદક શક્તિઓ જોડે સુસંગત ન રહ્યા, એ તો અનેક બેડીઓ જેવા બની ગયા. તેના ભુક્કા ઉડાવી દેવા પડે એમ હતા, તેના ભુક્કા ઉડાવી દેવામાં આવ્યા.

તેનું સ્થાન મુક્ત હરીફાઈએ લઈ લીધું, અને તેની સાથે સાથે તેને અનુરૂપ સામાજિક તથા રાજકીય તંત્ર આવ્યું, મૂડીદાર વર્ગનો આર્થિક તથા રાજકીય અમલ કાયમ થઈ ગયો.

એવી જ હિલચાલ આપણી નજર સામે ચાલી રહી છે. આધુનિક મૂડીવાદી સમાજ—ઉત્પાદનના, વિનિમયના, તથા મિલકતના પોતાના સંબંધો ધરાવતો સમાજ, ઉત્પાદન તથા વિનિમયનાં આવાં જબરજસ્ત સાધનો પેદા કરનારો સમાજ—જાણે એવો જાદુગર છે કે જે પોતે જ મંત્રબળે બોલાવેલી અપાર્થિવ શક્તિઓને કાબૂમાં નથી રાખી શકતો. ગત ઘણા દાયકાઓ દરમિયાન ઉદ્યોગ તથા વાણિજ્યનો ઇતિહાસ ઉત્પાદનના આધુનિક સંજોગોની વિરુદ્ધ, મૂડીદાર વર્ગની હયાતી અને તેના અમલની શરતો સમા આધુનિક મિલકત સંબંધોની વિરુદ્ધ, આધુનિક ઉત્પાદક શક્તિઓના બંડનો ઇતિહાસ જ છે. સમયાંતરે ફરીફરીને આવતી અને સમગ્ર મૂડીવાદી સમાજની હયાતીને દરેક વખતે વધારે જોખમી કસોટીએ ચડાવતી વાણિજ્ય કટોકટીઓનો ઉલ્લેખ પૂરતો થશે. એ કટોકટીઓમાં કેવળ મોજૂદ ઉત્પાદનનો જ નહિ પરંતુ અગાઉ સાર્જિત ઉત્પાદક શક્તિઓનોયે મોટો ભાગ સમય સમય પર નષ્ટ થઈ જાય છે. એ કટોકટીઓમાં અત્યુત્પાદનનો એવો રોગચાળો ફાટી નીકળે છે કે જે અગાઉના બધા યુગોમાં બેહૂદગી જ ગણાયો હોત. સમાજ જાણે અચાનક જ પાછો અલ્પકાલીન જંગલિયતમાં ધકેલાઈ જાય છે, એમ લાગે છે કે જાણે દુકાળે, સત્યાનાશી



સાર્વત્રિક જંગે, ગુજરાના પ્રત્યેક સાધનનો પુરવઠો કાપી નાખ્યો છે, ઉદ્યોગ અને વાણિજ્ય જાણે નષ્ટ થઈ ગયેલા લાગે છે. પણ કેમ? કારણ કે સભ્યતા વધારે પડતી છે, ગુજરાનાં સાધનો વધારે પડતાં છે, ઉદ્યોગ વધારે પડતો છે, વાણિજ્ય વધારે પડતું છે. સમાજને હસ્તક ઉત્પાદક શક્તિઓ મૂડીવાદી મિલકતના સંજોગોના વિકાસને આગળ ધપાવવાનું વલણ હવે નથી ધરાવતી, તેમને જકડી રાખતા એ સંજોગોથી તેઓ વધારે તાકાતવાન બની ગઈ છે, અને તેઓ થોડા વખતમાં જ એ બેડીઓને તોડી નાખે છે, સમગ્ર મૂડીવાદી સમાજમાં અંધેર પેદા કરે છે, મૂડીવાદી મિલકતની હયાતીને જોખમમાં મૂકી દે છે. તેમણે પેદા કરેલી સંપત્તિને સમાવવા માટે મૂડીવાદી સમાજના સંજોગો અત્યંત સાંકડા પડે છે. અને મૂડીદાર વર્ગ એ કટોકટીઓને કેવી રીતે પહોંચી વળે છે? એક તરફ તો ઉત્પાદક શક્તિઓના અમુક રાશિને મજબૂરીથી નષ્ટ કરી નાખીને, અને બીજી તરફ નવાં બજારો સર કરીને તથા પુરાણાં બજારોનું વધારે સર્વાંગી શોષણ કરીને, એટલે કે વધારે વિસ્તૃત તથા વધારે વિનાશક કટોકટીઓનો માર્ગ મોકળો કરીને અને કટોકટીઓને અટકાવવાના ઉપાયો ઓછા કરીને.

મૂડીદાર વર્ગે જે હથિયારો વડે સામંતશાહીને જમીનદોસ્ત કરી નાખી હતી એ જ હથિયારો હવે ખુદ મૂડીદાર વર્ગની સામે ગોઠવાઈ જાય છે.

મૂડીદાર વર્ગે પોતાનો વિનાશ કરનારાં હથિયારો ઘડયાં છે એટલું જ નહિ, તેણે તો એ હથિયારો વીંઝનારા ઇન્સાનોને—આધુનિક કામદાર વર્ગને, **સર્વહારાઓને**—પણ અસ્તિત્વમાં આણ્યા છે.

જેટલા પ્રમાણમાં મૂડીદાર વર્ગનો, અર્થાત્ મૂડીનો, વિકાસ થાય છે એટલા જ પ્રમાણમાં સર્વહારા વર્ગનો, આધુનિક કામદાર વર્ગનો—કામ મળે ત્યાં સુધી જ જીવતા રહી શકે અને તેમની મહેનત મૂડીમાં વધારો કરે ત્યાં સુધી જ કામ મેળવી શકે એવા કામદારોના વર્ગનો—વિકાસ થાય છે. પોતાની જાતને છૂટક છૂટક વેચવાની હાલતમાં જકડાયેલા એ કામદારો વેચાઉ માલ છે, વાણિજ્યની બીજી કોઈ ચીજ જેવા જ છે, અને તેના પરિણામે હરીફાઈની ચડતીપડતીના, બજારની તમામ તેજીમંદીના, ભોગ બનેલા છે.

મશીનોના વિસ્તૃત ઉપયોગને લીધે તથા શ્રમના વિભાજનને લીધે સર્વહારાઓનાં તમામ વ્યક્તિગત રૂપલક્ષણો ખતમ થઈ ગયાં છે, અને તેના પરિણામે કામદારની કામની ખુશી ખતમ થઈ ગઈ છે. તે મશીનનું જ એક અંગ બની જાય છે, અને તેની પાસેથી માત્ર તદ્દન સાદી, તદ્દન એકવિધ, અને તદ્દન સહેલાઈથી

હાંસલ કરી શકાય એવી આવડતની જ અપેક્ષા રાખવામાં આવે છે. એટલે કામદારના ઘડતરનું લગભગ પૂરું ખર્ચ તેની જિંદગીને ટકાવી રાખવા માટે તથા તેની જાતિના ફેલાવા માટે આવશ્યક ગુજારાનાં સાધનો પૂરતું જ મર્યાદિત હોય છે. પરંતુ ચીજની કિંમત, અને એટલે શ્રમની[13] કિંમત પણ, ઉત્પાદનના ખર્ચ જેટલી હોય છે. એટલે કામની ઘૃણાજનક તાસીર જેટલા પ્રમાણમાં વધે એટલા પ્રમાણમાં મહેનતાણું ઘટે છે. એટલું જ નહિ, મશીનોના ઉપયોગમાં તથા શ્રમના વિભાજનમાં જેટલા પ્રમાણમાં વૃદ્ધિ થાય એટલા પ્રમાણમાં મહેનતનો બોજો પણ વધે છે, કામના કલાકોમાં વધારા મારફત, અમુક વખતની અંદર લેવાના કામમાં વધારા મારફત, કે પછી મશીનોના વધારવામાં આવેલા વેગ મારફત, વગેરે.

આધુનિક ઉદ્યોગે પિતાતુલ્ય માલિકના ટચૂકડા કારખાનાને ઔદ્યોગિક મૂડીદારના વિશાળ કારખાનામાં પલટાવી નાખ્યું છે. કારખાનામાં એકઠા કરવામાં આવેલા કામદારોનું સિપાહીઓની જેમ સંઘટન કરવામાં આવે છે. ઔદ્યોગિક લશ્કરના સિપાહીઓ તરીકે તેમને અફસરો તથા હવાલદારોના પરિપૂર્ણ સોપાનતંત્રની સરદારી હેઠળ ગોઠવવામાં આવે છે. તેઓ મૂડીદાર વર્ગના તથા મૂડીવાદી રાજ્યના ગુલામો તો છે જ, પરંતુ એ ઉપરાંત મશીન, જૉબર, અને સૌથી વધારે તો ખુદ વ્યક્તિગત મૂડીવાદી કારખાનદાર, દરરોજ તથા દર કલાકે તેમને ગુલામીમાં જકડે છે. આ જુલમશાહી નફાને જ પોતાનું ધ્યેય તથા લક્ષ્ય જેટલી વધારે ખુલ્લી રીતે જાહેર કરે છે એટલા પ્રમાણમાં તે વધારે અધમ તથા વધારે તિરસ્કૃત હોય છે અને વધારે કડવાશ પેદા કરે છે.

શારીરિક મહેનતમાં કાબેલિયત અને જોરનો ઉપયોગ જેટલો ઘટે છે, અથવા આધુનિક ઉદ્યોગ જેટલો વધારે વિકસે છે, એટલા પ્રમાણમાં પુરુષના શ્રમનું સ્થાન સ્ત્રી તથા બાળકનો શ્રમ લે છે. કામદાર વર્ગની બાબતમાં ઉંમરના તથા નરનારીના ભેદ હવે કશી વિશિષ્ટ સામાજિક-માન્યતા નથી ધરાવતા. સૌ શ્રમનાં સાધનો હોય છે, ઉંમર અને જાતિ મુજબ વધારે કે ઓછાં ખર્ચાળ સાધનો હોય છે.

કારખાનદાર તરફથી કામદારનું અમુક વખતનું શોષણ પૂરું થાય અને કામદારને રોકડ વેતન મળે કે તરત જ મૂડીદાર વર્ગના બીજા વિભાગો—મકાનમાલિક, દુકાનદાર, ગીરવીદાર વ્યાજખોર, વગેરે—તેની ઉપર તૂટી પડે છે.

મધ્યમ વર્ગના નીચલા થરો—નાના ઉદ્યોગો ચલાવતા લોકો, દુકાનદારો, સામાન્ય રૂપે ધંધાદારી માણસો, કારીગરો, અને કિસાનો—એ સૌ ધીરે ધીરે



સર્વહારાઓમાં પલટાઈ જાય છે, અમુક અંશે એ કારણે કે આધુનિક ઉદ્યોગ જે પાયા પર ચાલે છે તેને માટે તેમની નજીવી મૂડી અપૂરતી હોય છે તથા મોટા મૂડીદારો જોડેની હરીફાઈમાં ખતમ થઈ જાય છે, અને અમુક અંશે એ કારણે કે ઉત્પાદનની નવી રીતો તેમની ખાસ જાતની કાબેલિયતને નકામી બનાવી દે છે. એ રીતે, સર્વહારા વર્ગની ભરતી વસતિના સઘળા વર્ગોમાંથી થાય છે.

સર્વહારા વર્ગ વિકાસના વિવિધ તબક્કાઓમાંથી પસાર થાય છે. તેના જન્મથી જ મૂડીદાર વર્ગ સામેનો તેનો સંઘર્ષ શરૂ થઈ જાય છે.

રસાકસીની શરૂઆત વ્યક્તિગત કામદારો કરે છે, પછી એક કારખાનાના કામદારો સંઘર્ષ લડે છે, ત્યાર બાદ એક જ જાતનું કામ કરનારા, એક જ વિસ્તારના, કામદારો તેમનું સીધું શોષણ કરનારા વ્યક્તિગત મૂડીદારની સામે સંઘર્ષ ચલાવે છે. તેમના હુમલા ઉત્પાદનના મૂડીવાદી સંજોગોની સામે નહિ પરંતુ ખુદ ઉત્પાદનનાં સાધનોની સામે લક્ષ્યાંકિત હોય છે. તેઓ તેમની મહેનતની જોડે હરીફાઈ કરતી આયાત કરેલી ચીજોને નષ્ટ કરી નાખે છે, તેઓ મશીનોના ભુક્કા ઉડાવી દે છે, તેઓ કારખાનાંને આગ લગાવી દે છે, મધ્યયુગીન કામદારના અદૃશ્ય થઈ ગયેલા દરજ્જાને બળજબરીથી ફરી સ્થાપવાની તેઓ કોશિશ કરે છે.

એ તબક્કે કામદારો હજુ આખા દેશમાં વિખરાયેલો અને પરસ્પર હરીફાઈને લીધે વિભાજિત થઈ ગયેલો બિનસંકળાયેલી હાલતનો સમુદાય હોય છે. કોઈ ઠેકાણે તેઓ એકતા સાધીને વધારે સુઘટિત સંગઠન સાધી શકતા હોય તો એમ તેમની પોતાની સક્રિય એકસંપીના પરિણામે નહિ પરંતુ મૂડીદાર વર્ગની એકસંપીના પરિણામે બનતું હોય છે. એ વર્ગને પોતાનાં રાજકીય લક્ષ્યોની સિદ્ધિ ખાતર સમગ્ર સર્વહારા વર્ગને ગતિશીલ કરવો પડે છે, વળી તે હજુ, અમુક વખત પૂરતો, એમ કરી શકે છે. એટલે આ તબક્કે સર્વહારાઓ પોતાના દુશ્મનોની સામે નહિ પણ દુશ્મનોના દુશ્મનોની સામે—આપખુદ રાજશાહીના અવશેષો, જમીનદારો, બિનઔદ્યોગિક મૂડીદારો, તથા નાના મૂડીદારોની સામે—લડે છે. એ રીતે સમગ્ર ઐતિહાસિક આંદોલન મૂડીદાર વર્ગના હાથમાં કેંદ્રિત થયેલું હોય છે, એ રીતે હાંસલ કરવામાં આવેલો દરેક વિજય મૂડીદાર વર્ગનો વિજય હોય છે.

પરંતુ ઉદ્યોગનો વિકાસ થતાં, સર્વહારા વર્ગની સંખ્યામાં વધારો થવા ઉપરાંત તેનું વધારે મોટા સમૂહોમાં કેંદ્રીકરણ થાય છે, તેની તાકાત વધે છે, અને એ તાકાત અંગે તે વધારે સભાનતા અનુભવે છે. જેટલા પ્રમાણમાં મશીનો

મહેનતના સઘળા તફાવતોને ભૂંસી નાખે છે અને લગભગ દરેક ઠેકાણે વેતનને એકસરખી નીચી સપાટીએ આણી દે છે, એટલા પ્રમાણમાં સર્વહારા વર્ગની હરોળોમાં વિવિધ હિતો અને જિંદગીના સંજોગો વધારે ને વધારે એકસમાન બને છે. મૂડીદારો વચ્ચેની વધતી જતી હરીફાઈ અને તેમાંથી પેદા થતી વાણિજ્યનો કટોકટીઓને કારણે કામદારોનાં વેતનમાં નિરંતર વધારે ને વધારે વધઘટ થતી રહે છે. પ્રતિદિન વધારે ઝડપથી વિકાસ પામતી મશીનોની અવિરત સુધારણા તેમના ગુજરાનને વધારે ને વધારે અનિશ્ચિત બનાવે છે, વ્યક્તિગત કામદારો અને વ્યક્તિગત મૂડીદાર વચ્ચેનાં ઘર્ષણો વધારે ને વધારે પ્રમાણમાં બે વર્ગો વચ્ચેનાં ઘર્ષણોનું રૂપ ધારણ કરે છે. ત્યારે કામદારો મૂડીદારની સામે એકસંપી (કામદાર મંડળો) સાધવાનું શરૂ કરે છે, તેઓ મહેનતાણાના દરોની સપાટી જાળવી રાખવા સારુ એકતા સાધે છે, સમય સમય પર થતાં એવાં બંડનો તૈયારી અગાઉથી કરી લેવા માટે તેઓ કાયમી મંડળો સ્થાપે છે. ક્યાંક ક્યાંક સંઘર્ષ ઝપાઝપીઓનું રૂપ ધારણ કરી લે છે.

ક્યારેક ક્યારેક કામદારો વિજયી બને છે, પણ થોડા સમય પૂરતા જ. તેમની લડતોનું ખરું સુફળ તાત્કાલિક પરિણામોમાં નહિ પરંતુ કામદારોની નિરંતર વિસ્તાર પામતી એકસંપીમાં છે. આધુનિક ઉદ્યોગે સર્જેલાં વહેવારનાં બહેતર સાધનોથી કામદારોને એવી એકસંપીમાં મદદ મળે છે, એથી જુદા જુદા વિસ્તારોના કામદારો પરસ્પર સંપર્ક રાખી શકે છે. તમામ એકસરખા સ્વરૂપના સંખ્યાબંધ સ્થાનિક સંઘર્ષોનું કેંદ્રીકરણ વર્ગો વચ્ચેના એક જ રાષ્ટ્રીય સંઘર્ષમાં કરવા માટે એવા સંપર્કની જ જરૂર હતી. પરંતુ પ્રત્યેક વર્ગસંઘર્ષ રાજકીય સંઘર્ષ હોય છે. મધ્યયુગના નગરવાસીઓને ખરાબ માર્ગોને કારણે એવી એકસંપી સાધવામાં સદીઓની જરૂર પડી હતી, પરંતુ આધુનિક સર્વહારાઓ રેલવેની સગવડને કારણે થોડાંક વરસોની અંદર એકસંપી સાધી શકે છે.

સર્વહારાઓનું એક વર્ગના રૂપમાં એ સંગઠન, અને તેના પરિણામે રાજકીય પાર્ટીના રૂપમાં સંગઠન, વળી પાછું ખુદ કામદારો વચ્ચેની હરીફાઈને લીધે સતત ખોરવાતું રહે છે. પરંતુ તે હંમેશાં વધારે મજબૂત, વધારે મક્કમ, વધારે સમર્થ રૂપમાં ફરી ખડું થાય છે. ખુદ મૂડીદાર વર્ગની અંદરના ભાગલાનો ફાયદો ઉઠાવીને તે કામદારોનાં ખાસ હિતોની કાનૂની માન્યતા હાંસલ કરે છે. ઈંગ્લૅંડમાં દસ કલાકનું બિલ એવી રીતે પાસ થયું હતું.

પુરાણા સમાજના વર્ગો વચ્ચેનાં ઘર્ષણો એકંદરે સર્વહારા વર્ગના વિકાસની ક્રિયાને ઘણી રીતે આગળ ધપાવે છે. મૂડીદાર વર્ગને નિરંતર લડત લડવી પડે



છે—શરૂઆતમાં ઉમરાવ વર્ગની સામે, પછી ખુદ મૂડીદાર વર્ગના જે હિસ્સાઓનાં હિતો ઉદ્યોગની પ્રગતિના વિરોધી બની ગયાં હોય તેમની સામે, અને લગાતાર પરદેશી મૂડીદારોની સામે. એ બધી લડતોમાં તે સર્વહારા વર્ગને અપીલ કરવાની, તેની મદદ માગવાની, અને એ રીતે તેને રાજકીય મેદાનમાં ખેંચવાની, હાલતમાં આવી પડે છે. એટલે, ખુદ મૂડીદાર વર્ગ સર્વહારા વર્ગને રાજકીય તથા સામાન્ય કેળવણીનાં તેનાં આગવાં તત્ત્વો પૂરાં પાડે છે, અથવા બીજા શબ્દોમાં, સર્વહારા વર્ગને મૂડીદાર વર્ગની સામે લડવાનાં હથિયારો પૂરાં પાડે છે.

વળી, આપણે જોઈ ગયા તેમ, ઉદ્યોગની ઉન્નતિથી શાસક વર્ગોના આખા ને આખા વિભાગો સર્વહારા વર્ગની હાલતમાં ધકેલાઈ જાય છે, અથવા ઓછામાં ઓછું, તેમની હયાતીના સંજોગો જોખમમાં આવી પડે છે. તેઓ પણ સર્વહારા વર્ગને જ્ઞાન તથા પ્રગતિનાં નવાં તત્ત્વો પૂરાં પાડે છે.

છેલ્લે—વર્ગસંઘર્ષની નિર્ણાયક ઘડી સમીપ આવે ત્યારે શાસક વર્ગની અંદર, હકીકતમાં પુરાણા સમાજના સમગ્ર ક્ષેત્રમાં, ચાલતી વિઘટનની પ્રક્રિયા એવું કારમું સચોટ રૂપ ધારણ કરે છે કે શાસક વર્ગનો એક ભાગ છૂટો પડીને ક્રાંતિકારી વર્ગની સાથે, ભાવિ જેના હાથમાં છે એ વર્ગની સાથે, જોડાઈ જાય છે. એટલે, જેવી રીતે અગાઉના જમાનામાં ઉમરાવ વર્ગનો એક વિભાગ મૂડીદાર વર્ગના પક્ષે ચાલ્યો ગયો હતો એવી જ રીતે હવે મૂડીદાર વર્ગનો એક હિસ્સો, અને ખાસ કરીને તો મૂડીવાદી વિચારકોમાંથી જે ઉન્નતિ સાધીને સમગ્ર ઐતિહાસિક આંદોલનની સૈદ્ધાંતિક સમજણની કક્ષાએ પહોંચી ગયો હોય એ હિસ્સો, સર્વહારા વર્ગને પક્ષે ચાલ્યો જાય છે.

આજે મૂડીદાર વર્ગની સામે જે બધા વર્ગો ખડા છે તેમાં એકલો સર્વહારા વર્ગ જ ખરેખરો ક્રાંતિકારી વર્ગ છે. આધુનિક ઉદ્યોગના સામનામાં બીજા વર્ગોની અંદર સડો પેસે છે અને તેઓ આખરે ખતમ થઈ જાય છે, પરંતુ સર્વહારા વર્ગ આધુનિક ઉદ્યોગની ખાસ અને તાત્ત્વિક પેદાશ છે.

નીચલો મધ્યમ વર્ગ, નાનો કારખાનદાર, દુકાનદાર, કારીગર, કિસાન—એ સૌ મધ્યમ વર્ગના અંશો તરીકેની પોતાની હસ્તીને વિનાશથી બચાવવા ખાતર મૂડીદાર વર્ગની સામે લડે છે. એટલે તેઓ ક્રાંતિકારી નહિ પણ રૂઢિચુસ્ત છે, વધારામાં તેઓ પ્રત્યાઘાતી છે કારણ કે ઇતિહાસના ચક્રને ઊલટું ચલાવવાની કોશિશ કરે છે. પરંતુ તેઓ ક્યારેક ક્રાંતિકારી હોય તો માત્ર એ કારણે કે તેઓ સર્વહારા વર્ગની હાલતમાં ધકેલાઈ જવાની અણી પર હોય છે. એ રીતે તેઓ

પોતાનાં વર્તમાન હિતોની નહિ પણ ભાવિ હિતોની રક્ષા કરે છે, તેઓ પોતાનું દૃષ્ટિબિંદુ છોડી દે છે અને સર્વહારા વર્ગનું દૃષ્ટિબિંદુ અપનાવી લે છે.

"ખતરનાક વર્ગ", અવનત સર્વહારાઓ, પુરાણા સમાજના સૌથી નીચલા થરોએ ફગાવી દીધેલો ચેતનહીન ગંધાતો જમેલો, સર્વહારા ક્રાંતિથી કદાચ ક્યાંક ક્યાંક આંદોલનમાં ધકેલાઈ જાય ખરો. પરંતુ તેની જિંદગીના સંજોગો તો તેને પ્રત્યાઘાતી કાવાદાવાના લાંચખાઉ હાથાની ભૂમિકા માટે જ ઘણો વધારે તૈયાર કરે છે.

સમગ્ર પુરાણા સમાજના સંજોગો સર્વહારા વર્ગની જિંદગીમાંથી વાસ્તવમાં ક્યારના ખતમ થઈ ગયા છે. સર્વહારા વર્ગ પાસે મિલકત નથી, તેનાં બૈરીછોકરાં સાથેના તેના સંબંધમાં હવે મૂડીવાદી કૌટુંબિક સંબંધો જોડે મુદ્દલ સમાનતા નથી રહી. ઈંગ્લૅંડમાં, ફ્રાંસમાં, અમેરિકામાં, જર્મનીમાં, એકસરખી આધુનિક ઔદ્યોગિક મહેનતે, મૂડી તરફથી લાદવામાં આવેલી આધુનિક તાબેદારીએ, રાષ્ટ્રીય રૂપલક્ષણની પ્રત્યેક નિશાની તેની જિંદગીમાંથી ખતમ કરી નાખી છે. કાનૂન, નીતિનિયમો, ધર્મ, એ બધું તેને માટે મૂડીવાદી પૂર્વગ્રહો છે, જેની પાછળ એટલાં જ મૂડીવાદી હિતો છુપાઈને લાગ જોતાં બેઠાં છે.

વર્ચસ્વ હાંસલ કરનારા તમામ પુરોગામી વર્ગોએ પોતે હાંસલ કરી લીધેલા દરજ્જાની કિલ્લેબંધીની કોશિશ સમગ્ર સમાજને પોતાની માલિકીના સંજોગોની તાબેદારીમાં જકડી લઈને કરી હતી. સર્વહારાઓ માલિકીની પોતાની અગાઉની રીતને નાબૂદ કરી નાખ્યા વગર, અને એમ કરીને માલિકીની અગાઉની બીજી દરેક રીતને પણ નાબૂદ કરી નાખ્યા વગર, સમાજની ઉત્પાદક શક્તિઓના સ્વામીઓ ન જ બની શકે. તેમને પોતાને માટે હાંસલ કરવાનું અને કિલ્લેબંધીમાં સાચવી રાખવાનું કશું જ નથી. તેમની કામગીરી તો વ્યક્તિગત મિલકતની અગાઉની તમામ સલામતીઓ તથા ખાતરીઓને ખતમ કરી નાખવાની છે.

અગાઉની તમામ હિલચાલો લઘુસંખ્યાઓની હતી અથવા લઘુસંખ્યાઓના હિતમાં હતી. સર્વહારા આંદોલન પારાવાર બહુસંખ્યાનું, પારાવાર બહુસંખ્યાના હિતમાં, સભાન સ્વતંત્ર આંદોલન છે. સર્વહારા વર્ગ, આપણા વર્તમાન સમાજનો સૌથી નીચલો સ્તર, અધિકારી સમાજના ઉપલા સ્તરોને અદ્ધર ફંગોળી દીધા વગર, હલી જ ન શકે, ખડો થઈ જ ન શકે.

મૂડીદાર વર્ગની સામે સર્વહારા વર્ગનો સંઘર્ષ, સારતત્ત્વની તો નહિ પણ રૂપની દૃષ્ટિએ, આરંભમાં રાષ્ટ્રીય સંઘર્ષ હોય છે. દરેક દેશના સર્વહારા વર્ગે બેશક સૌપ્રથમ તો પોતાના દેશમાં મૂડીદાર વર્ગનો મામલો પતાવી લેવો જોઈએ.



સર્વહારા વર્ગના વિકાસના અત્યંત સામાન્ય તબક્કાઓના ચિતારમાં અમે વર્તમાન સમાજની અંદર ચાલતા ઓછાવત્તા આવૃત આંતરવિગ્રહની રૂપરેખા એટલે સુધી દોરી કે જ્યારે વિગ્રહ દરમિયાન ખુલ્લી ક્રાંતિ ફાટી નીકળે છે, અને મૂડીદાર વર્ગને બળપૂર્વક ઉથલાવી પાડવાનું કદમ સર્વહારા વર્ગના અમલનો પાયો નાખે છે.

આપણે જોઈ ગયા કે અત્યાર સુધી સમાજનું દરેક રૂપ પીડક અને પીડિત વર્ગો વચ્ચેના અંટસ ઉપર આધારિત રહ્યું છે. પરંતુ કોઈ વર્ગનું પીડન કરવા માટે તેને એવા અમુક સંજોગોની ખાતરી તો મળવી જ જોઈએ કે જેમાં તે પોતાની ગુલામીની જિંદગીને જેમતેમ કરીને ટકાવી રાખી શકે. સામંતી આપખુદશાહીની ધૂંસરીમાં જકડાયેલો નિમ્ન-મૂડીદાર જેવી રીતે ઉન્નતિ સાધીને મૂડીદાર બની ગયો, એવી જ રીતે ખેતગુલામીના જમાનામાં ખેતગુલામે ગ્રામસમાજનું સભ્યપદ મેળવવા જેટલી ઉન્નતિ સાધી હતી. પરંતુ એથી ઊલટું, આધુનિક કામદાર ઉદ્યોગની પ્રગતિની સાથે સાથે ઉન્નતિ સાધવાને બદલે તેના પોતાના વર્ગની હયાતીના સંજોગોથી વધારે ને વધારે નીચે સરકતો જાય છે. તે કંગાલ બની જાય છે, અને વસતિ તથા સંપત્તિ કરતાં કંગાલિયત વધારે ઝડપથી વિકસે છે. એ તબક્કે સ્પષ્ટ થઈ જાય છે કે મૂડીદાર વર્ગમાં સમાજના શાસક વર્ગ તરીકે વધારે વખત કાયમ રહેવાની અને સર્વોપરી કાનૂન તરીકે સમાજની ઉપર હયાતીના પોતાની મરજી મુજબના સંજોગો લાદવાની લાયકાત હવે નથી રહી. તે શાસન કરવા નાલાયક છે કારણ કે પોતાના ગુલામને ગુલામીની ભીતર હયાતી ટકાવી રાખવાની ખાતરી આપવા અસમર્થ છે, ગુલામને આવી દશામાં સરકતો અટકાવવા તે કશું કરી શકતો નથી, ગુલામના ભોગે પોષણ મેળવવાને બદલે તે ઊલટો ગુલામને ખવડાવવાની હલતમાં આવી પડ્યો છે. સમાજ હવે આ મૂડીદાર વર્ગના વર્ચસ્વ હેઠળ રહી શકે એમ નથી, અથવા બીજા શબ્દોમાં, તેની હયાતી હવે સમાજ સાથે સુસંગત નથી.

મૂડીદાર વર્ગની હયાતી અને તેના અમલ માટે આવશ્યક શરત ખાનગી વ્યક્તિના હાથમાં મૂડીનો સંચય અને વૃદ્ધિ છે, અને મૂડી માટેની શરત છે મજૂરી. મજૂરી કામદારો વચ્ચેની હરીફાઈ ઉપર પૂર્ણ રૂપે આધારિત છે. ઉદ્યોગની ઉન્નતિ — જેને મૂડીદાર વર્ગ અનિચ્છાએ પ્રવેગ આપે છે — હરીફાઈ ઉપર આધારિત કામદારોની એકાકિતાની જગ્યાએ સહવાસ ઉપર આધારિત ક્રાંતિકારી એકસંપીને અસ્તિત્વમાં આણે છે. એટલે મૂડીદાર વર્ગ જેના આધારે ઉત્પાદન કરે છે તથા ઉત્પાદિત ચીજો કબજે કરી લે છે એ પાયાને જ આધુનિક ઉદ્યોગનો

વિકાસ ખોદી નાખે છે. એ રીતે મૂડીદાર વર્ગ સૌપ્રથમ તો તેની પોતાની જ કબર તૈયાર કરનારાઓને પેદા કરે છે. મૂડીદાર વર્ગનું પતન અને સર્વહારા વર્ગનો વિજય એકસરખાં અનિવાર્ય છે.

## ૨

## સર્વહારાઓ અને કોમ્યુનિસ્ટો

કોમ્યુનિસ્ટો સમગ્ર સર્વહારાઓ જોડે કેવો સંબંધ ધરાવે છે?

કોમ્યુનિસ્ટો કામદાર વર્ગની અન્ય પાર્ટીઓના વિરોધમાં અલગ પાર્ટી બનાવતા નથી.

સમગ્ર સર્વહારા વર્ગનાં હિતોથી અલગ અને ભિન્ન કોઈ હિતો તેઓ નથી ધરાવતા. તેઓ કોઈ જાતના પોતાના સંકુચિત સિદ્ધાંતો નથી સ્થાપી દેતા કે જેના આધારે સર્વહારા વર્ગીય આંદોલનના ઘાટ અને રૂપનું ઘડતર કરવામાં આવે.

કોમ્યુનિસ્ટો કામદાર વર્ગની અન્ય પાર્ટીઓથી માત્ર આટલી બાબતોમાં જુદા પડે છે: ૧) વિવિધ દેશોના સર્વહારાઓના રાષ્ટ્રીય સંઘર્ષોમાં તેઓ સમગ્ર સર્વહારા વર્ગનાં, કોઈ પણ રાષ્ટ્રીયતાથી સ્વતંત્ર, સર્વસામાન્ય હિતો તરફ નિર્દેશ કરે છે અને મને મોખરે આણે છે. ૨) મૂડીદાર વર્ગની સામે સર્વહારા વર્ગના સંઘર્ષને વિકાસના જે વિવિધ તબક્કાઓ પાર કરવાના છે તેમાં કોમ્યુનિસ્ટો હંમેશાં અને દરેક ઠેકાણે સમગ્ર આંદોલનનાં હિતોનું પ્રતિનિધિત્વ કરે છે.

એટલે કોમ્યુનિસ્ટો એક તરફ તો વાસ્તવમાં દરેક દેશની કામદાર વર્ગીય પાર્ટીઓનો સૌથી ઉન્નત અને મક્કમ વિભાગ છે, બીજા બધા વિભાગોને આગળ ધકેલતો વિભાગ છે; અને બીજી તરફ, તેઓ સર્વહારા આંદોલનની આગેકૂચનો માર્ગ, સંજોગો, તથા આખરી સામાન્ય પરિણામોની સ્પષ્ટ સમજણ ધરાવતા હોવાથી, સૈદ્ધાંતિક દૃષ્ટિએ, સર્વહારા વર્ગના વિશાળ સમુદાયથી ચઢિયાતું સ્થાન ધરાવે છે.

કોમ્યુનિસ્ટોનું તાત્કાલિક લક્ષ્ય બીજી તમામ સર્વહારા પાર્ટીઓના લક્ષ્ય જેવું જ છે—સર્વહારા વર્ગનું એક વર્ગ તરીકે સંગઠન સાધવું, મૂડીદારોની સર્વોપરીતાને ઉથલાવી પાડવી, સર્વહારા વર્ગે રાજકીય સત્તા જીતી લેવી.

કોમ્યુનિસ્ટોના સૈદ્ધાંતિક નિષ્કર્ષો, જગત-સુધારક બનવાનાં સ્વપ્નાં સેવતા



આ કે તે કોઈ માણસે ઉપજાવી અથવા શોધી કાઢેલા વિચારો કે સિદ્ધાંતો ઉપર, કોઈ રીતે આધારિત નથી.

તેઓ તો વર્તમાન વર્ગસંઘર્ષમાંથી, આપણી નજર સામે ચાલતી ઐતિહાસિક હિલચાલમાંથી, ઉદ્ભવતા હકીકતી સંબંધોને સામાન્ય શબ્દોમાં માત્ર વ્યક્ત જ કરે છે. હયાત મિલકત સંબંધોની નાબૂદી સામ્યવાદનું વિશિષ્ટ લક્ષણ મુદ્દલ નથી.

ઐતિહાસિક સંજોગોમાં પરિવર્તનના પરિણામે, તમામ મિલકત સંબંધોમાં નિરંતર ઐતિહાસિક પરિવર્તન થતું રહ્યું છે.

દાખલા તરીકે, ફ્રેંચ ક્રાંતિએ[14] સામંતી મિલકતને મૂડીવાદી મિલકતની તરફેણમાં નાબૂદ કરી નાખી.

સામ્યવાદનું વિશિષ્ટ લક્ષણ સામાન્ય રૂપે મિલકતને નાબૂદ કરી નાખવાનું નહિ પરંતુ મૂડીવાદી મિલકતને નાબૂદ કરી નાખવાનું છે.

આધુનિક મૂડીવાદી ખાનગી મિલકત ચીજોનું ઉત્પાદન કરવાની તથા તેને કબજે કરી લેવાની પદ્ધતિની આખરી અને તદ્દન પરિપૂર્ણ અભિવ્યક્તિ છે. એ પદ્ધતિ વર્ગો વચ્ચેના અંટસો ઉપર આધારિત છે, થોડા માણસોને હાથે ઝાઝા માણસોના શોષણ ઉપર આધારિત છે.

એ અર્થમાં કોમ્યુનિસ્ટોના સિદ્ધાંતનો સાર એક જ વાક્યમાં તારવી શકાય— ખાનગી મિલકતની નાબૂદી.

અમને કોમ્યુનિસ્ટોને ધમકાવવામાં આવે છે કે અમારી મુરાદ ઇન્સાનની પોતાની મહેનતના સુફળ તરીકે વ્યક્તિગત રૂપે મિલકત હાંસલ કરવાના તેના અધિકારને નાબૂદ કરી નાખવાની છે, અને કહેવામાં આવે છે કે એવી મિલકત સમગ્ર વ્યક્તિગત આઝાદી, પ્રવૃત્તિ, અને સ્વતંત્રતાની ભૂમિકા છે.

સખત મહેનતથી હાંસલ કરેલી, જાતે મેળવેલી, ખુદ રળેલી મિલકત! તમારો નિર્દેશ નાના કારીગર અને નાના કિસાનની મિલકત તરફ છે? મિલકતના મૂડીવાદી રૂપના પુરોગામી રૂપ તરફ છે? તેને નાબૂદ કરી નાખવાની મુદ્દલ જરૂર નથી, ઉદ્યોગના વિકાસના પરિણામે તે મોટે ભાગે તો ક્યારની ખતમ થઈ ગઈ છે, અને હજી દરરોજ ખતમ થઈ રહી છે.

કે પછી તમારો નિર્દેશ આધુનિક મૂડીવાદી ખાનગી મિલકત તરફ છે?

પરંતુ મજૂરી, સર્વહારાઓની મહેનત, કામદાર માટે કશી મિલકત પેદા કરે છે ખરી? મુદ્દલ નહિ. તે મૂડી પેદા કરે છે, અર્થાત્ એવા પ્રકારની મિલકત પેદા કરે છે જે મજૂરીનું શોષણ કરે છે, અને નવા શોષણ માટે મજૂરીનો નવો

પુરવઠો ઉત્પન્ન કરવાના સંજોગો વગર તે વધી ન શકે. વર્તમાન રૂપમાં મિલકત મૂડી અને મજૂરી વચ્ચેના અંટસ ઉપર આધારિત છે. હવે આપણે એ અંટસનાં બન્ને પાસાંનું પરીક્ષણ કરીએ.

મૂડીદાર બનવા માટે ઉત્પાદનમાં કેવળ નિર્ભેળ વ્યક્તિગત જ નહિ પરંતુ સામાજિક દરજ્જો ધરાવવો જોઈએ. મૂડી સામૂહિક પેદાશ છે, અને કેવળ સમાજના ઘણા સભ્યોની, બલકે અંતે તો સમાજના બધા સભ્યોની, સંયુક્ત પ્રવૃત્તિ મારફત જ તેને ગતિમાન કરી શકાય.

એટલે મૂડી વ્યક્તિગત નહિ પણ સામાજિક તાકાત છે.

એટલે મૂડીને જ્યારે સહિયારી મિલકતમાં, સમાજના તમામ સભ્યોની મિલકતમાં, પલટાવી નાખવામાં આવે ત્યારે તેના પરિણામે વ્યક્તિગત મિલકત સામાજિક મિલકતમાં નથી પલટાઈ જતી. મિલકતનું માત્ર સામાજિક સ્વરૂપ જ પલટાય છે. તેનું વર્ગ સ્વરૂપ ખતમ થઈ જાય છે.

હવે આપણે મજૂરીનું પરીક્ષણ કરીએ.

મજૂરીની સરેરાશ કિંમત ઓછામાં ઓછા વેતન જેટલી હોય છે, અર્થાત્ ગુજરાનની ચીજોના એટલા જથ્થા પૂરતી હોય છે કે જે કામદારની કામદાર તરીકેની હયાતી માંડ ટકાવી રાખવા માટે તદ્દન જરૂરી હોય. એટલે મજૂર મહેનત કરીને જે કંઈ મેળવે છે તે લૂખી હયાતીને ટકાવી રાખવા તથા ફરી પેદા કરવા પૂરતું જ હોય છે. મહેનતની પેદાશોની એવી વ્યક્તિગત માલિકીને, માનવીય જીવનને ટકાવી રાખવા તથા નવા ઇન્સાનો પેદા કરવા માટે ધરાવવામાં આવતી માલિકીને, જેમાંથી બીજાની મહેનતનો ફાયદો ઉઠાવવા માટે વધારાનું કશું બચતું ન હોય એવી માલિકીને, નાબૂદ કરી નાખવાનો કશો ઇરાદો અમે નથી ધરાવતા. અમે તો ફક્ત એવી માલિકીના કંગાલ સ્વરૂપને, જેમાં કામદાર કેવળ મૂડીમાં વધારો કરવા ખાતર જીવે છે અને શાસક વર્ગના હિતમાં જરૂરી હોય ત્યાં સુધી જ તેને જીવતો રહેવા દેવામાં આવે છે એવા સ્વરૂપને, નાબૂદ કરી નાખવા માગીએ છીએ.

મૂડીવાદી સમાજમાં સજીવ મહેનત સંચિત મહેનતમાં વધારો કરવાનું કેવળ સાધન જ છે. સામ્યવાદી સમાજમાં સંચિત મહેનત કામદારની હયાતીને વિસ્તારવાનું, સમૃદ્ધ બનાવવાનું, પ્રવેગ આપવાનું, કેવળ સાધન જ છે.

એટલે મૂડીવાદી સમાજમાં વર્તમાન ઉપર ભૂતકાળનું વર્ચસ્વ હોય છે, અને સામ્યવાદી સમાજમાં ભૂતકાળ ઉપર વર્તમાનનું વર્ચસ્વ હોય છે. મૂડીવાદી



સમાજમાં મૂડી સ્વતંત્ર છે અને વ્યક્તિત્વ ધરાવે છે, પરંતુ સજીવ માનવી પરતંત્ર હોય છે અને તેને કશું વ્યક્તિત્વ નથી હોતું.

અને એવી હાલતની નાબૂદીને મૂડીદાર વ્યક્તિત્વ તથા આઝાદીની નાબૂદી ગણાવે છે! તેની વાત ખરી છે. મૂડીવાદી વ્યક્તિત્વની, મૂડીવાદી સ્વતંત્રતાની, અને મૂડીવાદી આઝાદીની નાબૂદી નિઃશંક લક્ષ્યાંકિત છે.

ઉત્પાદનના વર્તમાન મૂડીવાદી સંજોગોમાં આઝાદીનો અર્થ મુક્ત વ્યાપાર, મુક્ત વેચાણ તથા ખરીદી, કરવામાં આવે છે.

પરંતુ વેચાણ અને ખરીદી અદૃશ્ય થઈ જાય તો મુક્ત વેચાણ તથા ખરીદી પણ અદૃશ્ય થઈ જાય. મુક્ત ખરીદી તથા વેચાણની આવી વાતોનો, અને સામાન્ય રૂપે આઝાદી સંબંધી મૂડીદાર વર્ગના બીજા બધા "બહાદુરીભર્યા દેકારા"નો, કશો અર્થ હોય તો મર્યાદિત વેચાણ તથા ખરીદીની સરખામણીમાં છે, મધ્યયુગના જકડાયેલા વેપારીઓની સરખામણીમાં છે, પરંતુ ખરીદી તથા વેચાણની, ઉત્પાદનના મૂડીવાદી સંજોગોની, અને ખુદ મૂડીદાર વર્ગની સામ્યવાદી નાબૂદીના વિરોધમાં તેનો કશો અર્થ નથી.

ખાનગી મિલકતને નાબૂદ કરી નાખવાના અમારા ઇરાદાથી તમે ત્રાસ પામો છો. પરંતુ તમારા વર્તમાન સમાજમાં નેવું ટકા વસતિ માટે તો ખાનગી મિલકત ક્યારની નાબૂદ થઈ ચૂકી છે, અને થોડાક માણસો માટે તેની હયાતીનું એકમાત્ર કારણ એ નેવું ટકાના હાથમાં તેની બિનહયાતી જ છે. એટલે, તમે અમને મિલકતના એવા રૂપની નાબૂદીના ઇરાદા બદલ ધમકાવો છો કે જેની હયાતીની આવશ્યક શરત સમાજની પ્રચંડ બહુસંખ્યા માટે કશી મિલકતની બિનહયાતી છે.

ટૂંકમાં, તમે અમને તમારી મિલકત નાબૂદ કરી નાખવાના ઇરાદા બદલ ધમકાવો છો. વાત ચોક્કસ એમ જ છે, અમારો ઇરાદો એવો જ છે.

તમે કહો છો કે જે ઘડીથી મહેનતને મૂડી, નાણું, અથવા સાંથમાં પલટાવવાનું શક્ય ન રહે, જેની ઉપર ઇજારો જમાવી શકાય એવી સામાજિક તાકાતમાં પલટાવવાનું શક્ય ન રહે, અર્થાત્ જે ઘડીથી વ્યક્તિગત મિલકતને મૂડીવાદી મિલકતમાં રૂપાંતરિત કરવાનું શક્ય ન રહે, તે ઘડીથી વ્યક્તિત્વ અદૃશ્ય થઈ જાય છે.

એટલે તમારે એકરાર કરી લેવો જોઈએ કે તમારી નજરમાં "વ્યક્તિ"નો અર્થ બીજું કોઈ નહિ પણ મૂડીદાર છે, મિલકતનો મધ્યમ વર્ગીય માલિક છે. એવા માણસને તો ખરેખર હઠાવી દેવો જોઈએ, તેની હયાતી અશક્ય બનાવી દેવી જોઈએ.

5—333

સામ્યવાદ કોઈ પણ ઇન્સાન પાસેથી સમાજની પેદાશોની માલિકી ધરાવવાની શક્તિ નથી હરી લેતો, એ તો ફક્ત એવી માલિકી મારફત બીજાની મહેનતનો ફાયદો ઉઠાવવાની તેની શક્તિ હરી લે છે.

એવો વાંધો ઉઠાવવામાં આવ્યો છે કે ખાનગી મિલકતની નાબૂદીથી તમામ કામ બંધ થઈ જશે અને દુનિયાભરમાં આપણે એદીપણાના ભોગ બની જઈશું.

એવી દલીલ મુજબ તો મૂડીવાદી સમાજ નર્યા એદીપણાને લીધે લાંબા વખત પહેલાં તારાજ થઈ ગયો હોત કારણ કે તેના જે સભ્યો કામ કરે છે તેમને કશું જ નથી મળતું, અને જેમને કંઈક મળે છે તેઓ કામ નથી કરતા. આ આખો વાંધો એવી પુનરુક્તિનું જ એક વધુ ઉદાહરણ છે કે મૂડી ન રહે ત્યારે કોઈ જાતની મજૂરી પણ ન રહે.

ભૌતિક પેદાશોના ઉત્પાદન તથા માલિકીની સામ્યવાદી રીત સામે ઉઠાવવામાં આવેલા બધા વાંધા બૌદ્ધિક પેદાશોના ઉત્પાદન અને માલિકીની સામ્યવાદી રીત સામે પણ ઉઠાવવામાં આવ્યા છે. મૂડીદારની નજરમાં જેવી રીતે વર્ગ મિલકતની નાબૂદી ખુદ ઉત્પાદનની નાબૂદી છે, એવો જ રીતે તેની નજરમાં વર્ગ સંસ્કૃતિની નાબૂદી સમગ્ર સંસ્કૃતિની નાબૂદી જોડે એકરૂપ છે.

જેની નાબૂદીનો તેને અફસોસ છે એ સંસ્કૃતિ વિશાળ બહુસંખ્યા માટે તો કેવળ યંત્રની જેમ કામ કરવાની તાલીમ જ છે.

પરંતુ મૂડીવાદી મિલકતની અમારી વાંછિત નાબૂદીને તમે આઝાદી, સંસ્કૃતિ, કાનૂન, વગેરે સંબંધી તમારા મૂડીવાદી ખ્યાલોનું ધોરણ લાગુ કરતા રહો ત્યાં સુધી અમારી જોડે દલીલબાજી ન કરશો. જેવી રીતે તમારું કાયદાશાસ્ત્ર સૌને માટે કાનૂન બનાવી દેવામાં આવેલી તમારા વર્ગની મરજી જ છે, તમારા વર્ગની હયાતીના આર્થિક સંજોગો જેનું તાત્ત્વિક સ્વરૂપ તથા દિશા નિર્ધારિત કરે છે એવી મરજી જ છે, એવી જ રીતે તમારા ખુદ વિચારો તમારા મૂડીવાદી ઉત્પાદન તથા મૂડીવાદી મિલકતના સંજોગોમાંથી જ ફૂટી નીકળેલા છે.

વર્તમાન સમયે તમારી ઉત્પાદનની રીત અને મિલકતના રૂપમાંથી ફૂટી નીકળતાં સામાજિક રૂપોને — ઉત્પાદનની પ્રગતિ દરમિયાન ઉદય પામતા અને અદૃશ્ય થઈ જતા ઐતિહાસિક સંબંધોને -- પ્રકૃતિના તથા તર્કના સનાતન નિયમોમાં રૂપાંતરિત કરી દેવા તમને લલચાવતી ગેરસમજમાં તમે તમારા પુરોગામી પ્રત્યેક શાસક વર્ગના સહભાગી છો. પ્રાચીન મિલકતની બાબતમાં તમે જે સાફ જોઈ શકો છો, સામંતી મિલકતની બાબતમાં તમે જેનો એકરાર કરો છો, તેને મિલ્કતના તમારા પોતાના મૂડીવાદી રૂપની બાબતમાં કબૂલ કરી લેવાની બેશક તમને મનાઈ છે.

પરિવારની નાબૂદી! કોમ્યુનિસ્ટોની આ બદનામ દરખાસ્ત સાંભળીને તો આમૂલ પરિવર્તનના કટ્ટર હિમાયતીઓ પણ છંછેડાઈ જાય છે.

વર્તમાન પરિવાર, મૂડીવાદી પરિવાર, કેવા પાયા ઉપર આધારિત છે? મૂડી ઉપર, ખાનગી ફાયદા ઉપર. આ પરિવાર સંપૂર્ણ વિકસિત રૂપમાં તો કેવળ મૂડીદાર વર્ગની અંદર જ અસ્તિત્વ ધરાવે છે. પરંતુ આ પરિસ્થિતિના પૂરક સંજોગો સર્વહારાઓની અંદર પરિવારના વાસ્તવિક અભાવમાં તથા જાહેર વેશ્યાપ્રથામાં જોવા મળે છે.

મૂડીવાદી પરિવારના પૂરક સંજોગો અદૃશ્ય થઈ જશે ત્યારે મૂડીવાદી પરિવાર આપમેળે અદૃશ્ય થઈ જશે, અને મૂડી અદૃશ્ય થઈ જતાં એ બેઉ અદૃશ્ય થઈ જશે.

માબાપના હાથે બાળકોના શોષણને અટકાવવાની મુરાદ ધરાવવાનો આરોપ તમે અમારી ઉપર લગાવી રહ્યા છો? અમે એ ગુનો કબૂલ કરી લઈએ છીએ.

પરંતુ તમે કહેશો કે ઘરની કેળવણીને સ્થાને સામાજિક રૂપની કેળવણી દાખલ કરીને અમે અત્યંત પુનિત સંબંધને નષ્ટ કરી નાખીએ છીએ.

અને તમારી કેળવણી! એ પણ શું સામાજિક નથી? તમે જેવા સંજોગોમાં કેળવણી આપો છો એ સામાજિક સંજોગો શું તેને નિર્ધારિત નથી કરતા? શાળાઓ વગેરે મારફત સમાજની સીધી અથવા આડકતરી દખલગીરી શું તેને નિર્ધારિત નથી કરતી? કેળવણીમાં સમાજની દખલગીરીને કોમ્યુનિસ્ટોએ નથી ઉપજાવી કાઢી. તેઓ તો ફક્ત એ દખલગીરીના સ્વરૂપમાં ફેરફાર કરવાની જ, અને કેળવણીને શાસક વર્ગના પ્રભાવથી છુટકારો અપાવવાની જ, કોશિશ કરે છે.

આધુનિક ઉદ્યોગની ક્રિયાના પરિણામે સર્વહારાઓની અંદર પારિવારિક સંબંધોના જેમ જેમ વધારે ભુક્કા ઊડતા જાય છે, અને તેમનાં બાળકો વાણિજ્યની સાદી વસ્તુઓમાં તથા શ્રમનાં સાધનોમાં પલટાતાં જાય છે, તેમ તેમ પરિવાર તથા કેળવણી અંગેનાં, માવતર અને સંતાન વચ્ચે પુનિત સંબંધ અંગેનાં, પોકળ મૂડીવાદી ગુણગાન વધારે ધૃણાસ્પદ બનતાં જાય છે.

પણ તમે કોમ્યુનિસ્ટો સ્ત્રીઓને સૌની સહિયારી બનાવી દેશો — આખો મૂડીદાર વર્ગ એક અવાજે ગરજી ઊઠે છે.

મૂડીદારની નજરમાં તેની પત્ની કેવળ ઉત્પાદનનું સાધન હોય છે. તેને સાંભળવા મળે છે કે ઉત્પાદનનાં સાધનોનો ઉપયોગ સહિયારો કરવામાં આવશે,

એટલે સ્વાભાવિક રીતે જ તે એવા નતીજા પર પહોંચી જાય છે કે સ્ત્રીઓ પણ સૌની સહિયારી બની જવાની દશામાં ધકેલાઈ જશે.

તેને ખ્યાલ પણ નથી આવતો કે હકીકતમાં લક્ષ્ય સ્ત્રીઓના કેવળ ઉત્પાદનનાં સાધનો તરીકેના દરજ્જાને નાબૂદ કરી નાખવાનું છે.

બાકી તો, કોમ્યુનિસ્ટો ખુલ્લંખુલ્લા અને સત્તાવાર રીતે સ્ત્રીઓને સૌની સહિયારી બનાવી દેવાના છે એવો ઢોંગ કરતા આપણા મૂડીદારના સદાચારી રોષ કરતાં વધારે હાસ્યાસ્પદ બીજું કશું નથી. સ્ત્રીઓને સૌની સહિયારી બનાવી દેવાની કશી જરૂર કોમ્યુનિસ્ટોને નથી, એવી હાલત તો લગભગ સદાકાળથી હયાત છે.

આપણા મૂડીદારોને એટલેથી સંતોષ નથી કે તેમના સર્વહારાઓની પત્નીઓ તથા પુત્રીઓ તેમની તાબેદારીમાં હોય છે—સાધારણ વેશ્યાઓની તો વાત જ રહેવા દઈએ—એટલે તેઓ એકબીજાની પત્નીઓ જોડે બેહદ મોજથી વિલાસ માણે છે.

મૂડીવાદી લગ્ન વાસ્તવમાં સહિયારી પત્નીઓની પ્રથા છે. એટલે કોમ્યુનિસ્ટોની ઉપર વધારેમાં વધારે તો એટલો જ આક્ષેપ મૂકી શકાય કે સ્ત્રીઓને દંભી રીતે અને પડદા પાછળ સૌની સહિયારી રાખવાને બદલે તેઓ એવી હાલત ખુલ્લી અને કાનૂની રીતે દાખલ કરવા માગે છે. બાકી તો આપમેળે સ્પષ્ટ છે કે ઉત્પાદનની વર્તમાન પદ્ધતિની નાબૂદીની સાથે સાથે, એ પદ્ધતિમાંથી જ પેદા થયેલી હાલત—સ્ત્રીઓ સૌની સહિયારી હોવાની હાલત—નાબૂદ થઈ જશે, અર્થાત્ જાહેર તથા ખાનગી બન્ને પ્રકારની વેશ્યાપ્રથા નાબૂદ થઈ જશે.

વધુમાં કોમ્યુનિસ્ટોની ઉપર દેશો તથા રાષ્ટ્રીયતાને નાબૂદ કરી નાખવાની મુરાદ ધરાવવાનો આક્ષેપ લગાવવામાં આવે છે.

કામદાર ઇન્સાનોને કોઈ દેશ નથી. તેમની પાસે જે છે જ નહિ તેને આપણે તેમની કનેથી છીનવી ન શકીએ. સર્વહારા વર્ગને સૌપ્રથમ રાજકીય સર્વોપરીતા હાંસલ કરવાની છે, રાષ્ટ્રનો અગ્રિમ વર્ગ બનવાનું છે, પોતે રાષ્ટ્ર બની રહેવાનું છે, એટલે તે હજુ સુધી રાષ્ટ્રીય છે—જોકે શબ્દના મૂડીવાદી અર્થમાં નહિ.

મૂડીદાર વર્ગનો વિકાસ, વાણિજ્યની આઝાદી, વિશ્વ બજાર, ઉત્પાદનની રીતની એકરૂપતા અને તેને અનુરૂપ જીવનસંજોગોને લીધે પ્રજાઓ વચ્ચેના રાષ્ટ્રીય ભેદભાવ તથા વેરભાવ દરરોજ વધારે ને વધારે પ્રમાણમાં અદૃશ્ય થઈ રહ્યા છે.



સર્વહારા વર્ગની સર્વોપરીતાને પરિણામે તેઓ વધારે ઝડપથી અદૃશ્ય થવા લાગશે. સર્વહારા વર્ગની મુક્તિની પ્રથમ શરતોમાંની એક છે—ઓછામાં ઓછું, મુખ્ય સભ્ય દેશોનું સંયુક્ત કદમ.

એક ઇન્સાનના હાથે બીજા ઇન્સાનના શોષણને જેટલા પ્રમાણમાં ખતમ કરી નાખવામાં આવે એટલા પ્રમાણમાં એક રાષ્ટ્રના હાથે બીજા રાષ્ટ્રના શોષણને પણ ખતમ કરવામાં આવશે.

રાષ્ટ્રની અંદર વર્ગો વચ્ચેનો વેરભાવ જેટલા પ્રમાણમાં અદૃશ્ય થઈ જશે એટલા પ્રમાણમાં એક રાષ્ટ્રની બીજા રાષ્ટ્ર તરફની દુશ્મનાવટ ખતમ થઈ જશે.

ધાર્મિક, દાર્શનિક, અને સામાન્ય રૂપે વૈચારિક દૃષ્ટિએ સામ્યવાદની ઉપર લગાવવામાં આવતા આક્ષેપો ગંભીર પરીક્ષણને લાયક નથી.

એટલું સમજવા માટે શું ઊંડી સૂઝબુદ્ધિની જરૂર છે ખરી કે માનવીના ભૌતિક અસ્તિત્વના સંજોગોમાં, તેના સામાજિક સંબંધો તથા સામાજિક જીવનમાં, થતા દરેક પરિવર્તનની સાથે સાથે તેના વિચારોમાં, મંતવ્યોમાં, તથા ધારણાઓમાં, ટૂંકમાં કહીએ તો માનવીની ચેતનામાં, પરિવર્તન થાય છે.

ભૌતિક ઉત્પાદનમાં જેટલા પ્રમાણમાં પરિવર્તન થાય એટલા પ્રમાણમાં બૌદ્ધિક ઉત્પાદનમાં પરિવર્તન થાય છે—વિચારોનો ઇતિહાસ એ સિવાય બીજું શું સાબિત કરે છે? દરેક યુગમાં તેના શાસક વર્ગના જ વિચારો હંમેશાં વર્ચસ્વ ધરાવતા રહ્યા છે.

જ્યારે લોકો સમાજમાં ક્રાંતિ આણનારા વિચારોનો ઉલ્લેખ કરે છે ત્યારે તેઓ કેવળ એ હકીકતને જ વ્યક્ત કરતા હોય છે કે પુરાણા સમાજની અંદર નવા સમાજનાં તત્ત્વોનું સર્જન થયું છે, અને જિંદગીના પુરાણા સંજોગો જેમ જેમ ખતમ થતા જાય છે તેમ તેમ એકધારા એટલા જ પ્રમાણમાં પુરાણા વિચારો પણ ખતમ થતા જાય છે.

પ્રાચીન દુનિયા છેલ્લા શ્વાસ લઈ રહી હતી ત્યારે ખ્રિસ્તી ધર્મે પ્રાચીન ધર્મોની ઉપર ફતેહ હાંસલ કરી. અઢારમી સદીમાં બુદ્ધિવાદી વિચારોની સામે ખ્રિસ્તી વિચારો પરાજિત થઈ ગયા ત્યારે સામંતી સમાજ એ વખતના ક્રાંતિકારી મૂડીદાર વર્ગની સામે પોતાના મોતનો જંગ લડી રહ્યો હતો. ધાર્મિક સ્વતંત્રતા અને અંતરાત્માની આઝાદીના વિચારોએ તો જ્ઞાનના ક્ષેત્રમાં હરીફાઈના અમલને કેવળ વ્યક્ત કર્યો હતો.

એવી દલીલ કરવામાં આવશે કે "ઐતિહાસિક વિકાસ દરમિયાન ધાર્મિક,

નૈતિક, દાર્શનિક, રાજકીય તથા કાનૂનો સંબંધી વિચારોમાં નિ:શંક પરિવર્તન આવ્યું છે. પરંતુ ધર્મ, નીતિનિયમો, ફિલસૂફી, રાજકીય વિજ્ઞાન, તથા ધારાધોરણો એવા પરિવર્તન છતાં નિરંતર ટકી રહ્યાં જ છે."

"વળી આઝાદી, ઈનસાફ, વગેરે જેવાં સનાતન તથ્યો તો સમાજની તમામ અવસ્થાઓમાં સર્વસામાન્ય રહ્યાં છે. પરંતુ સામ્યવાદ સનાતન તથ્યોને નવા આધારે સ્થાપવાને બદલે નાબૂદ કરી નાખે છે, સમગ્ર ધર્મ તથા સમગ્ર નીતિનિયમોને નાબૂદ કરી નાખે છે. એટલે તે ભૂતકાળના સમગ્ર ઐતિહાસિક અનુભવની વિરુદ્ધ કામગીરી કરે છે."

આ આક્ષેપનો સાર શો છે? વીતી ગયેલા સમગ્ર સમાજનો ઈતિહાસ વર્ગીય અંટસોના, વિવિધ યુગોમાં વિવિધ રૂપો ધારણ કરનારા અંટસોના, વિકાસમાં સમાયેલો છે.

પરંતુ તેમનાં રૂપો ગમે એવાં રહ્યાં હોય તોયે એક હકીકત, અર્થાત્ સમાજના એક ભાગના હાથે બીજા ભાગના શોષણની હકીકત, વીતેલા તમામ યુગોમાં સર્વસામાન્ય રહી છે. એટલે કશા અચરજની વાત નથી કે વીતેલા યુગોની સામાજિક ચેતના બાહુલ્ય તથા બહુવિધતા પ્રદર્શિત કરતી હોવા છતાં, અમુક સામાન્ય રૂપોની અંદર, અથવા સામાન્ય વિચારોની અંદર, ફરતી રહી છે, જે વર્ગો વચ્ચેના અંટસોની તદ્દન નાબૂદી વગર તદ્દન અદૃશ્ય ન થઈ શકે.

સામ્યવાદી ક્રાંતિ પરંપરાગત મિલકત સંબંધોનો એકદમ મૂળગામી ત્યાગ અંકિત કરે છે, એટલે કશા આશ્ચર્યની વાત નથી કે તેના વિકાસમાં પરંપરાગત વિચારોનો એકદમ મૂળગામી ત્યાગ સમાયેલો છે.

પરંતુ આપણે સામ્યવાદ સામેના મૂડીવાદી વાંધાઓની વાત અહીંયાં પૂરી કરીએ.

આપણે ઉપર જોઈ ગયા કે કામદાર વર્ગની ક્રાંતિનું પહેલું કદમ સર્વહારા વર્ગની ઉન્નતિ સાધીને તેને શાસક વર્ગ બનાવી દેવાનું છે, લોકશાહી માટેની લડત જીતી લેવાનું છે.

સર્વહારા વર્ગ પોતાની રાજકીય સર્વોપરીતાનો ઉપયોગ મૂડીદાર વર્ગના હાથમાંથી ધીરે ધીરે તમામ મૂડી છીનવી લેવા માટે કરશે, ઉત્પાદનનાં તમામ સાધનોને રાજ્ય હસ્તક, અર્થાત્ શાસક વર્ગ તરીકે સંગઠિત સર્વહારા વર્ગના હાથમાં, કેંદ્રિત કરવા માટે કરશે, ઉત્પાદક શક્તિઓના સંચયમાં બને એટલી ઝડપે વૃદ્ધિ કરવા માટે કરશે.

શરૂઆતમાં એ કામગીરી મિલકતના અધિકારો ઉપર તથા મૂડીવાદી



ઉત્પાદનના સંજોગો ઉપર જુલમી તરાપોનાં કદમો સિવાય બીજી કોઈ રીતે બેશક ન જ થઈ શકે; એટલે આર્થિક દૃષ્ટિએ અપૂરતાં તથા અસમર્થનીય લાગે પરંતુ આંદોલન દરમિયાન વિકાસ પામીને પોતાની સીમાઓને વટાવી જાય, પુરાણી સામાજિક વ્યવસ્થાની ઉપર નવી તરાપો આવશ્યક બનાવે, અને ઉત્પાદનની રીતમાં ધરમૂળથી ક્રાંતિ આણવાના ઉપાય તરીકે અનિવાર્ય હોય, એવાં કદમો સિવાય બીજી કોઈ રીતે ન જ થઈ શકે.

એ કદમો વિવિધ દેશોમાં બેશક વિભિન્ન હશે.

તેમ છતાં, સૌથી ઉન્નત દેશોમાં નીચેનાં કદમો સારા પ્રમાણમાં સામાન્ય રૂપે લાગુ થઈ શકશે:

૧. જમીનની માલિકીની નાબૂદી અને જમીનની બધી સાંથનો સાર્વજનિક હેતુઓ માટે ઉપયોગ.

૨. વૃદ્ધિશીલ અથવા ક્રમિક ભારે આવકવેરો.

૩. વારસાના બધા અધિકારોની નાબૂદી.

૪. પરદેશ વસવા જતા તમામ માણસો તથા તમામ બળવાખોરોની મિલકતની જપ્તી.

૫. રાજ્યની મૂડી તથા સંપૂર્ણ ઈજારદારી ધરાવતી રાષ્ટ્રીય બૅંક મારફત ધિરાણનું રાજ્યને હસ્તક કેંદ્રીકરણ.

૬. સંદેશવ્યવહાર તથા વાહનવ્યવહારનું રાજ્યને હસ્તક કેંદ્રીકરણ.

૭. રાજ્યની માલિકીનાં કારખાનાં તથા ઉત્પાદનનાં સાધનોનું વિસ્તરણ, પડતર જમીનમાં ખેતી અને સર્વસામાન્ય યોજના મુજબ બધી જમીનમાં સુધારણા.

૮. મહેનત કરવાની સૌની સરખી જવાબદારી. ઔદ્યોગિક સૈન્યોની સ્થાપના, ખાસ કરીને ખેતીવાડી માટે.

૯. ઉદ્યોગો સાથે ખેતીવાડીનો સમન્વય, દેશમાં વસતિની સરખી વહેંચણી મારફત શહેર અને ગામ વચ્ચેના ભેદની ધીરે ધીરે નાબૂદી.

૧૦. સાર્વજનિક શાળાઓમાં તમામ બાળકોને મફત શિક્ષણ. કારખાનાંમાં વર્તમાન રૂપની બાળમજૂરીની નાબૂદી. ઔદ્યોગિક ઉત્પાદન જોડે શિક્ષણનો સમન્વય, વગેરે.

વિકાસ દરમિયાન વર્ગભેદો અદૃશ્ય થઈ જાય, અને બધું ઉત્પાદન આખા રાષ્ટ્રના વિશાળ સંઘટનને હસ્તક કેંદ્રિત થઈ જાય, ત્યારે જાહેર સત્તાનું રાજકીય સ્વરૂપ ખતમ થઈ જશે. વાજબી રીતે જ રાજકીય સત્તા કહેવાતી સત્તા તો

એક વર્ગનું પીડન કરવા માટે બીજા વર્ગની સંગઠિત સત્તા જ છે. મૂડીદાર વર્ગ સામેના સંઘર્ષ દરમિયાન સર્વહારા વર્ગને સંજોગોના દબાણને કારણે પોતાનું એક વર્ગ તરીકે સંગઠન સાધવું પડે, ક્રાંતિ કરીને તે પોતાને શાસક વર્ગ બનાવી દે, અને શાસક વર્ગ તરીકે જોર વાપરીને ઉત્પાદનના પુરાણા સંજોગોને ખતમ કરી નાખે, તો એ સંજોગોની સાથે સાથે, વર્ગો વચ્ચેના અંટસોના તથા સામાન્ય રૂપે વર્ગોના અસ્તિત્વ માટેના સંજોગોને ખતમ કરી નાખશે અને, એ રીતે, વર્ગ તરીકેની પોતાની સર્વોપરીતાને ખતમ કરી નાખશે.

વર્ગો તથા વર્ગો વચ્ચેના અંટસો ધરાવતા પુરાણા મૂડીવાદી સમાજને સ્થાને આપણને એવું સહજીવન સાંપડશે કે જેમાં દરેકનો મુક્ત વિકાસ સૌના મુક્ત વિકાસની શરત બની રહેશે.

૩

## સમાજવાદી અને સામ્યવાદી સાહિત્ય

### ૧. પ્રત્યાઘાતી સમાજવાદ

#### ક. સામંતી સમાજવાદ

ફ્રાંસ અને ઇંગ્લૅંડના ઉમરાવ વર્ગોની ઐતિહાસિક સ્થિતિને કારણે, આધુનિક મૂડીવાદી સમાજની વિરુદ્ધ પુસ્તિકાઓ લખવાનો તો જાણે તેમનો વ્યવસાય થઈ ગયો. ૧૮૩૦ના જુલાઈની ફ્રેંચ ક્રાંતિમાં તથા ઇંગ્લૅંડના સંસદ સુધારાના આંદોલનમાં[15], એ ઉમરાવ વર્ગો ફરી પાછા તિરસ્કૃત નવા તાલેવરોના હાથે પરાજિત થઈ ગયા. ત્યાર પછી ગંભીર રાજકીય સંઘર્ષનો તો મુદ્દલ સવાલ જ ન રહ્યો. કેવળ સાહિત્યિક લડાઈ જ શક્ય રહી. પરંતુ સાહિત્યના ક્ષેત્રમાં પણ પુનઃસ્થાપનાના જમાના*ની પુરાણી હાકલો અશક્ય બની ગઈ હતી. હમદર્દી જગાવવાના ઇરાદે ઉમરાવ વર્ગને દેખીતી રીતે તો

*૧૬૬૦થી ૧૬૮૯નો ઇંગ્લૅંડનો પુનઃસ્થાપનાનો જમાનો નહિ પણ ૧૮૧૪થી ૧૮૩૦નો ફ્રાંસનો પુનઃસ્થાપનાનો જમાનો[16]. (૧૮૮૮ની અંગ્રેજી **આવૃત્તિમાં એંગેલ્સની નોંધ.**)



પોતાનાં હિતો પડતાં મૂકવાં પડ્યાં, અને મૂડીદાર વર્ગની વિરુદ્ધ પોતાનું તહોમતનામું માત્ર શોષિત કામદાર વર્ગના હિતમાં ઘડવું પડ્યું. એ રીતે ઉમરાવ વર્ગે પોતાના નવા માલિકની નિંદાનાં ગીત ગાઈને તથા તેના કાનમાં આગામી આફતની અનિષ્ટ આગાહીઓ ગણગણીને વેર લીધું.

સામંતી સમાજવાદનો ઉદય એવી રીતે થયો—અરધાં રોદણાં, અરધી કૂથલી; અરધો ભૂતકાળનો પડઘો, અરધી ભાવિની દહેશત; ક્યારેક કટુ, ચતુરાઈભરી, અને વેધક ટીકા વડે મૂડીદાર વર્ગના દિલના છેક ઊંડાણમાં ઘા કરતો; પરંતુ આધુનિક ઇતિહાસની આગેકૂચને સમજવાની તદ્દન અશક્તિને કારણે હંમેશાં હાસ્યાસ્પદ અસર પેદા કરતો.

જનતાનો ટેકો હાંસલ કરવાના ઇરાદે ઉમરાવ વર્ગે સર્વહારાની ભિક્ષાઝોળીને ઝંડા તરીકે મોખરે ગોઠવી. પરંતુ લોકો તેની ભેગા ભળે કે તરત જ તેની પૂંઠે પુરાણાં સામંતી કુળચિહ્નો જોઈને તુચ્છકારના ભાવે ખડખડાટ હસતા પાછા રવાના થઈ જતા.

ફ્રેંચ વૈધતાવાદીઓના[17] એક ભાગની તથા 'તરુણ ઇંગ્લૅંડ'ની[18] બાબતમાં એવા તમાશા થયા હતા.

સામંતશાહીવાદીઓ શોષણની તેમની અને મૂડીદાર વર્ગની રીત વચ્ચેનો તફાવત બતાવતી વેળા ભૂલી જાય છે કે તેઓ તદ્દન જુદા સંજોગો તથા પરિસ્થિતિમાં શોષણ ચલાવતા હતા. એ સંજોગો અને પરિસ્થિતિ હવે કાલગ્રસ્ત બની ગયાં છે. તેમના શાસનમાં આધુનિક સર્વહારા વર્ગનું અસ્તિત્વ જ નહોતું એ હકીકત બતાવતી વેળા તેઓ ભૂલી જાય છે કે આધુનિક મૂડીદાર વર્ગ સમાજના તેમના પોતાના રૂપની આવશ્યક પેદાશ છે.

બાકી તો તેઓ પોતે જે ટીકા કરે છે તેના પ્રત્યાઘાતી સ્વરૂપને એટલું ઓછું છાનું રાખે છે કે મૂડીદાર વર્ગની સામે તેમનો મુખ્ય આરોપ આ મુજબ છે—મૂડીવાદી અમલમાં એક વર્ગ વિકસાવવામાં આવી રહ્યો છે જે ભવિષ્યમાં સમાજની પુરાણી વ્યવસ્થાને જડમૂળથી ઉખેડી નાખવાનો છે.

તેઓ મૂડીદાર વર્ગને ધધડાવે છે તે બહુ તો એટલા માટે નહિ કે મૂડીદાર વર્ગ સર્વહારા વર્ગનું સર્જન કરે છે, પણ એટલા માટે કે ક્રાંતિકારી સર્વહારા વર્ગનું સર્જન કરે છે.

એટલે અમલી રાજકારણમાં તેઓ કામદાર વર્ગની વિરુદ્ધ બળજબરીનાં તમામ કદમોમાં સાથ આપે છે, અને ભવ્ય વાગાડંબર કરતા હોવા છતાં સાધારણ જિંદગીમાં તો ઉદ્યોગના ઝાડ ઉપરથી પડેલાં સોનાનાં સફરજન નીચા નમીને

વીણી લે છે તથા ઊન, બીટની ખાંડ, તેમ જ બટાકાના દારૂના વેપાર માટે સત્ય, પ્રેમ, અને પ્રતિષ્ઠાના સોદા કરી નાખે છે.*

જેવી રીતે પાદરી હંમેશાં ઉમરાવના સંગાથમાં રહ્યો છે એવી જ રીતે પાદરીઓનો સમાજવાદ હંમેશાં સામંતી સમાજવાદના સંગાથમાં રહ્યો છે.

ખ્રિસ્તી વૈરાગ્યવૃત્તિને સમાજવાદી રંગે રંગવા કરતાં વધારે સહેલું બીજું કશું નથી. ખ્રિસ્તી ધર્મે ખાનગી મિલકતની વિરુદ્ધ, લગ્નની વિરુદ્ધ, રાજ્યની વિરુદ્ધ, બરાડા નથી પાડયા? તેને બદલે દાનવૃત્તિ તથા ગરીબીના જીવનનો, બ્રહ્મચર્ય તથા દેહદમનનો, મઠજીવનનો તથા દેવળમાં ભક્તિનો ઉપદેશ તેણે નથી આપ્યો? ખ્રિસ્તી સમાજવાદ તો કેવળ પવિત્ર જળ છે જેના વડે પાદરી ઉમરાવના હૈયાબળાપા ટાઢા પાડે છે.

### ખ. નિમ્ન-મૂડીવાદી સમાજવાદ

જેને મૂડીદાર વર્ગે પાયમાલ કરી નાખ્યો હોય, આધુનિક મૂડીવાદી સમાજના વાતાવરણમાં જેના અસ્તિત્વના સંજોગો વિલાતા રહ્યા હોય અને ખતમ થઈ ગયા હોય, એવો વર્ગ સામંતી ઉમરાવ વર્ગ એકલો જ નથી. મધ્યયુગીન નગરવાસીઓ તથા નાના કિસાન માલિકો આધુનિક મૂડીદાર વર્ગના અગ્રદૂતો હતા. ઉદ્યોગ તથા વાણિજ્યની દૃષ્ટિએ સાવ ઓછા વિકસિત દેશોમાં એ બે વર્ગો ઊગતા મૂડીદાર વર્ગની જોડાજોડ હજુ મુડદાલ હયાતી ટકાવી રહ્યા છે.

જ્યાં આધુનિક મૂડીવાદનો પૂરો વિકાસ થયો છે એવા દેશોમાં નિમ્ન-મૂડીદારોનો એક નવો વર્ગ રચાયો છે. એ વર્ગ હંમેશાં સર્વહારા વર્ગ તથા મૂડીદાર વર્ગની વચ્ચે ડગુમગુ રહે છે, અને મૂડીવાદી સમાજના પૂરક ભાગ

*આ બાબત મુખ્યત્વે જર્મનીને લાગુ પડે છે. ત્યાં જાગીરો ધરાવતા ઉમરાવો તથા યુંકરો[10] પોતાની જાગીરોના વિશાળ હિસ્સાઓમાં પોતાને હિસાબે કારભારીઓ મારફત ખેતી કરાવે છે, અને તે ઉપરાંત વિસ્તૃત પ્રમાણમાં બીટની ખાંડ બનાવવાના તથા બટાકાનો દારૂ ગાળવાના ધંધા કરે છે. વધારે દોલતમંદ બ્રિટિશ ઉમરાવો હજુ એથી ઊંચી કક્ષાએ રહ્યા છે, પરંતુ તેઓ પણ જાણે છે કે વધુ યા ઓછી બેઈમાન જૉઇન્ટ સ્ટૉક કંપનીઓ ચાલુ કરનારાઓને પોતાના નામનો ઉપયોગ કરવા દઈને, ઘટતી જતી સાંથની ખોટ કેવી રીતે પૂરી કરી લેવી. (**૧૮૮૮ની અંગ્રેજી આવૃત્તિમાં એંગેલ્સની નોંધ.**)



તરીકે નિરંતર નવેસરથી બનતો રહે છે. પરંતુ એ વર્ગના વ્યક્તિગત સભ્યો હરીફાઈના પરિણામે સતત સર્વહારા વર્ગમાં ફેંકાતા જાય છે, અને જેમ જેમ આધુનિક ઉદ્યોગનો વિકાસ થતો જાય છે તેમ તેમ તેઓ એવી ઘડીને સમીપ આવતી પણ જોઈ શકે છે કે જ્યારે તેઓ આધુનિક સમાજના એક સ્વતંત્ર વિભાગ તરીકે તદ્દન અદૃશ્ય થઈ જશે અને ઉદ્યોગોમાં, ખેતીમાં, તથા વાણિજ્યમાં તેમનું સ્થાન જોબરો, કારભારીઓ, તથા ગુમાસ્તાઓ લઈ લેશે.

ફ્રાંસ જેવા દેશોમાં કે જ્યાં વસતિનો અરધા કરતાં વધારે હિસ્સો કિસાનોનો છે ત્યાં સ્વાભાવિક હતું કે મૂડીદાર વર્ગની સામે સર્વહારા વર્ગનો પક્ષ લેનારા લેખકો મૂડીવાદી અમલની પોતાની ટીકામાં કિસાન તથા નિમ્ન-મૂડીદારના ધોરણનો ઉપયોગ કરે, અને એ મધ્યવર્તી વર્ગોના દૃષ્ટિબિંદુથી કામદાર વર્ગનું જોશીલું સમર્થન કરે. નિમ્ન-મૂડીવાદી સમાજવાદનો ઉદય એવી રીતે થયો. સિસ્મોન્દી એવા વિચારપ્રવાહનો આગેવાન હતો, કેવળ ફ્રાંસમાં જ નહિ પરંતુ ઇંગ્લૅંડમાં પણ.

સમાજવાદના એ વિચારપ્રવાહે આધુનિક ઉત્પાદનના સંજોગોમાં હયાત આંતરવિરોધોનું અત્યંત સૂક્ષ્મ પૃથક્કરણ કર્યું. તેણે અર્થશાસ્ત્રીઓના દંભી ખુલાસાઓને ઉઘાડા પાડયા. યંત્રો તથા શ્રમ-વિભાજનની, થોડાક માણસોના હાથમાં મૂડી તથા જમીનના કેંદ્રીકરણની, અને અત્યુત્પાદન તથા કટોકટીઓની વિનાશક અસરો તેણે નિર્વિવાદ રૂપે સાબિત કરી દીધી. નાના મૂડીદાર તથા કિસાનની અનિવાર્ય પાયમાલી, સર્વહારા વર્ગની કંગાલિયત, ઉત્પાદનમાં અરાજકતા, સંપત્તિની વહેંચણીમાં કારમી અસમાનતાઓ, રાષ્ટ્રો વચ્ચે એકબીજાને ખતમ કરી નાખવાની ઔદ્યોગિક લડાઈ, અને પુરાણાં નીતિબંધનો, પુરાણા કૌટુંબિક સંબંધો, તથા પુરાણી પ્રજાઓના વિઘટન તરફ તેણે નિર્દેશ કર્યો.

પરંતુ એ પ્રકારના સમાજવાદનાં રચનાત્મક લક્ષ્યોમાં કાં તો ઉત્પાદનનાં તથા વિનિમયનાં પુરાણાં સાધનોને અને તેની સાથે સાથે પુરાણા મિલકત સંબંધોને તથા પુરાણા સમાજને ફરી સ્થાપવાની આકાંક્ષા રખાઈ છે, અથવા ઉત્પાદન તથા વિનિમયનાં આધુનિક સાધનોને પુરાણા મિલકત સંબંધોના—આધુનિક સાધનોને કારણે જે ખતમ થઈ ગયાં છે અને ચોક્કસ રૂપે ખતમ થઈ જવાનાં જ હતાં એ સંબંધોના—માળખામાં જકડી લેવાની આકાંક્ષા રખાઈ છે. બન્ને દૃષ્ટિએ તે પ્રત્યાઘાતી તેમ જ તરંગી છે.

તેના આખરી શબ્દો છે—ઔદ્યોગિક ઉત્પાદન માટે સામૂહિક ગિલ્ડો અને ખેતીવાડીમાં પિતૃશાસનના સંબંધો.

આખરે જ્યારે અફર ઐતિહાસિક હકીકતોએ આત્મવંચનાની તમામ કેફી અસરોને ખતમ કરી નાખી ત્યારે એ પ્રકારનો સમાજવાદ ગમગીનીની સખત આંચકીઓ ખાતો ખતમ થઈ ગયો.

## ગ. જર્મન અથવા "સાચો" સમાજવાદ

ફ્રાંસનું સમાજવાદી અને સામ્યવાદી સાહિત્ય, મૂડીદાર વર્ગની સત્તાના દબાણ હેઠળ સર્જાયેલું સાહિત્ય, અને એ સત્તા સામેના સંઘર્ષને વ્યક્ત કરતું સાહિત્ય, જર્મનીમાં એવે વખતે દાખલ થયું કે જ્યારે એ દેશમાં સામંતી આપખુદશાહીની સામે મૂડીદાર વર્ગનો સંઘર્ષ તાજો જ શરૂ થયો હતો.

જર્મન ફિલસૂફો, ફિલસૂફ બનવાનાં ફાંફાં મારતા માણસો, અને મનીષીઓએ એ સાહિત્યને ઉત્સાહપૂર્વક ઝડપી લીધું, પરંતુ તેઓ ભૂલી ગયા કે ફ્રાંસથી જર્મનીમાં આવેલાં એ લખાણોની સાથે સાથે ફ્રાંસની સામાજિક પરિસ્થિતિ જર્મનીમાં નહોતી આવી. એ ફ્રેંચ સાહિત્યનું સમગ્ર તાત્કાલિક અમલી મહત્ત્વ જર્મન સામાજિક પરિસ્થિતિના સંપર્કમાં ખતમ થઈ ગયું, અને તેણે નિર્ભેળ સાહિત્યક સ્વરૂપ ધારણ કરી લીધું. એ રીતે, અઢારમી સદીના જર્મન ફિલસૂફોની નજરમાં પ્રથમ ફ્રેંચ ક્રાંતિની માંગો સામાન્ય રૂપમાં "વ્યવહાર્ય તર્ક"ની માંગોથી વધારે કશું જ નહોતી, અને ક્રાંતિકારી ફ્રેંચ મૂડીદાર વર્ગના સંકલ્પની અભિવ્યક્તિ તેમની નજરમાં શુદ્ધ સંકલ્પના, સંકલ્પ તો જેવો હોય જ એ સંકલ્પના, સામાન્ય રૂપે ખરા માનવીય સંકલ્પના, નિયમો અંકિત કરતી હતી.

જર્મન સાહિત્યકારોની સમગ્ર કામગીરી નવા ફ્રેંચ વિચારોનો તેમના પ્રાચીન તત્ત્વજ્ઞાની અંતરાત્મા જોડે સુમેળ કરી લેવામાં જ, અથવા એમ કહીએ કે પોતાનું તત્ત્વજ્ઞાની દૃષ્ટિબિંદુ તજી દીધા વગર ફ્રેંચ વિચારોને તેમાં ઉમેરી દેવામાં જ, સમાયેલી હતી.

વિદેશી ભાષાની કૃતિઓને જેવી રીતે અનુવાદ મારફત પોતાની કરી લેવામાં આવે એવી જ રીતે એ ઉમેરણી થઈ હતી.

એ તો જાણીતું છે કે ખ્રિસ્તી ધર્મ પૂર્વેના પ્રાચીન મૂર્તિપૂજક લોકોની કલાસિકલ કૃતિઓની હસ્તપ્રતો ઉપર મહંતો કૅથોલિક સંતોની બેવકૂફીભરી જીવનકથાઓ કેવી રીતે લખી લેતા. જર્મન સાહિત્યકારોએ ભ્રષ્ટ ફ્રેંચ સાહિત્યની બાબતમાં એ ક્રમ ઉલટાવી નાખ્યો. મૂળ ફ્રેંચ કૃતિઓની નીચે તેમણે પોતાનો



તત્ત્વજ્ઞાની બકવાદ લખી કાઢયો. દાખલા તરીકે, નાણાની આર્થિક કામગીરીઓની ફ્રેંચ ટીકાની નીચે તેમણે "માનવતાનો પરિત્યાગ" લખ્યું, અને મૂડીવાદી રાજ્યની ફ્રેંચ ટીકાની નીચે તેમણે "સામાન્યના પ્રવર્ગના વર્ચસ્વનું પતન" લખ્યું, વગેરે.

ફ્રેંચ સિદ્ધાંતોની પાછળ એવાં તત્ત્વજ્ઞાની વાક્યો લખી કાઢવાના કૃત્યને તેમણે "પ્રવૃત્તિની ફિલસૂફી", "સાચો સમાજવાદ", "સમાજવાદનું જર્મન વિજ્ઞાન", "સમાજવાદનો તત્ત્વજ્ઞાની આધાર," વગેરે નામો આપ્યાં.

એ રીતે ફ્રેંચ સમાજવાદી અને સામ્યવાદી સાહિત્યને તદ્દન સત્ત્વહીન બનાવી દેવામાં આવ્યું. અને જર્મન માણસના હાથમાં તે એક વર્ગની સામે બીજા વર્ગના સંઘર્ષને વ્યક્ત કરતું બંધ થઈ ગયું એટલે જર્મન માણસને ખ્યાલ બંધાઈ ગયો કે પોતે "ફ્રેંચ એકાંગિતા"ને દૂર કરી દીધી છે; પોતે ખરી આવશ્યકતાઓનું નહિ પણ સત્યની આવશ્યકતાઓનું, સર્વહારા વર્ગનાં હિતોનું નહિ પણ માનવીય પ્રકૃતિનાં, સામાન્ય રૂપે માનવીનાં—કોઈ વર્ગના નહિ, કશી વાસ્તવિકતા વગરના, કેવળ તત્ત્વજ્ઞાની કલ્પનાવિહારના ધૂંધળા જગતમાં જ અસ્તિત્વ ધરાવતા માનવીનાં—હિતોનું પ્રતિનિધિત્વ કરે છે.

પોતાનું નિશાળિયું લેસન ગંભીર ભાવે તથા ઊંડા ધ્યાનથી કરતા અને ધુતારાની જેમ પોતાના હલકા માલનાં ભારે ગુણગાન ગાતા એ જર્મન સમાજવાદની વિદ્યાદંભી નિર્દોષતા દરમિયાનમાં ધીરે ધીરે ઓસરી ગઈ.

સામંતી ઉમરાવ વર્ગ તથા આપખુદ રાજશાહી સામેની જર્મન તથા ખાસ કરીને પ્રશિયન મૂડીદાર વર્ગની લડત, અથવા બીજા શબ્દોમાં ઉદારમતવાદી હિલચાલ, વધારે જોશીલી બની.

એથી "સાચા" સમાજવાદને લાંબા વખતથી વાંછિત તક સાંપડી ગઈ. તેણે રાજકીય આંદોલનની સમક્ષ સમાજવાદી માગણીઓ પેશ કરી. તેણે ઉદારમતવાદ, પ્રતિનિધિ સરકાર, મૂડીવાદી હરીફાઈ, મૂડીવાદી અખબારી સ્વાતંત્ર્ય, મૂડીવાદી ધારાધોરણ, તેમ જ મૂડીવાદી સ્વતંત્રતા તથા સમાનતાની ઉપર પરંપરાગત કદુવાઓ વરસાવી; અને તેણે લોકસમુદાયોને ઉપદેશ આપ્યો કે મૂડીવાદી આંદોલનથી તેમને કશું મળવાનું નથી પણ બધું ગુમાવી દેવાનું જ છે. જર્મન સમાજવાદ બરાબર વખતસર ભૂલી ગયો કે પોતે જેનો મૂર્ખાઈભર્યો પડઘો પાડી રહ્યો હતો એ ફ્રેંચ ટીકામાં આધુનિક મૂડીવાદી સમાજના અસ્તિત્વની તથા તેના સંગાથી આર્થિક જીવનસંજોગોની અને તેને અનુરૂપ બંધારણની પૂર્વધારણા કરવામાં આવી હતી, જર્મનીમાં આગામી સંઘર્ષનું લક્ષ્ય

જે સિદ્ધિઓ હાંસલ કરવાનું હતું એ જ બાબતોની પૂર્વધારણા કરવામાં આવી હતી.

જર્મન આપખુદ સરકારો અને તેમના પાદરીઓ, પ્રોફેસરો, દેહાતી તવંગરો, તથા અમલદારોના રસાલા માટે તેણે ખતરનાક મૂડીદાર વર્ગની સામે મનવાંછિત ચાડિયાની કામગીરી બજાવી.

બરાબર એ જ વખતે એ જ સરકારોએ જર્મન કામદાર વર્ગના વિદ્રોહોની ઉપર વીંઝેલા કોરડા તથા વરસાવેલી ગોળીઓની કડવી દવા પછી એ મીઠી પુરવણી હતી.

એ રીતે "સાચા" સમાજવાદે જર્મન મૂડીદાર વર્ગ સામેની લડતમાં સરકારોના હથિયારની કામગીરી બજાવી, અને તેની સાથે સાથે પ્રત્યાઘાતી હિતનું, જર્મન કૂપમંડૂકોના હિતનું, સીધું પ્રતિનિધિત્વ કર્યું. જર્મનીમાં સોળમી સદીના અવશેષ સમો અને ત્યારથી વિવિધ રૂપોમાં સતત ફરી દેખા દેતો નિમ્ન-મૂડીવાદી વર્ગ વર્તમાન પરિસ્થિતિનો ખરો સામાજિક પાયો છે.

એ વર્ગને જાળવી રાખવો એટલે જર્મનીમાં વર્તમાન હાલતને જાળવી રાખવી. મૂડીદાર વર્ગની ઔદ્યોગિક અને રાજકીય સર્વોપરીતા તેને નિશ્ચિત વિનાશના જોખમમાં મૂકી દે છે– એક તરફ મૂડીના કેંદ્રીકરણથી અને બીજી તરફ ક્રાંતિકારી સર્વહારા વર્ગના ઉદયથી. "સાચો" સમાજવાદ એ બન્ને પંખીઓને એક જ કાંકરે મારી નાખતો દેખાયો. એટલે તે રોગચાળાની જેમ ફેલાવા લાગ્યો.

જર્મન સમાજવાદીઓએ હાડકાંના માળા જેવાં પોતાનાં તુચ્છ "સનાતન સત્યો"ને પહેરાવેલા તરંગનાં જાળાંના જામાએ, શબ્દાલંકારનાં પુષ્પોની ગૂંથણીવાળા તથા વેવલા લાગણીવેડાની ઝાકળમાં બોળેલા જામાએ, એ અલૌકિક જામાએ, તેમના માલના વેચાણમાં અદ્ભુત વધારો કરવાની કામગીરી બજાવી.

અને જર્મન સમાજવાદ પણ નિમ્ન-મૂડીવાદી કૂપમંડૂકના પ્રતિનિધિ તરીકેના પોતાના ધંધાને વધારે ને વધારે પ્રમાણમાં સમજતો ગયો.

તેણે જર્મન રાષ્ટ્રને આદર્શ રાષ્ટ્ર ઘોષિત કર્યું, અને જર્મન ક્ષુદ્ર કૂપમંડૂકને આદર્શ માનવી ઘોષિત કર્યો. એ આદર્શ માનવીની દરેક દુષ્ટ નીચતાને તેણે છૂપા, ઉચ્ચતર, સમાજવાદી ગુણ તરીકે ગણાવી, તેના ખરા રૂપલક્ષણથી તદ્દન ઊલટા ગુણ તરીકે ગણાવી. સામ્યવાદના "પાશવી વિનાશક" વલણનો વિરોધ કરવા જેટલી અને તમામ વર્ગસંઘર્ષો પ્રત્યે ઘોર તથા એકસરખી ઘૃણા ઘોષિત કરવા જેટલી આખરી હદે તે પહોંચી ગયો. બહુ થોડા અપવાદો બાદ કરતાં, જર્મનીમાં હાલ (૧૮૪૭માં) ફેલાવો પામતાં તમામ કહેવાતાં સમાજવાદી અને સામ્યવાદી પ્રકાશનો એવા જોમ ચૂસી લેનારા ગલીચ સાહિત્યના ક્ષેત્રનાં છે.*



## ૨. રૂઢિચુસ્ત, અથવા મૂડીવાદી, સમાજવાદ

મૂડીદાર વર્ગનો એક હિસ્સો મૂડીવાદી સમાજની હયાતી ચાલુ રાખવાની ખાતરી ઊભી કરવાના આશયે સામાજિક તકલીફો દૂર કરવા ઉત્સુક છે.

એ હિસ્સામાં અર્થશાસ્ત્રીઓ, સખાવતી માણસો, માનવતાવાદીઓ, કામદાર વર્ગની હાલત સુધારનારાઓ, જીવદયા મંડળોના સભ્યો, મદિરાત્યાગના ઝનૂની હિમાયતીઓ, અને કલ્પનામાં આવી શકે એવી દરેક જાતના ખૂણેખાંચરે પડેલા સુધારકો સામેલ છે. વળી આ રૂપના સમાજવાદની પૂરેપૂરી પદ્ધતિઓ ઘડી કાઢવામાં આવી છે.

એ રૂપના એક ઉદાહરણ તરીકે અમે પ્રુધોંની કૃતિ 'દરિદ્રતાની ફિલસૂફી'નો ઉલ્લેખ કરીશું.

સમાજવાદી મૂડીદારો આધુનિક સામાજિક સંજોગોમાંથી આવશ્યક રૂપે પેદા થતા સંઘર્ષો તથા જોખમો વગર તેના તમામ ફાયદા માણવા માગે છે. તેઓ સમાજની વર્તમાન સ્થિતિને તેનાં ક્રાંતિકારી તથા વિઘટક તત્ત્વો વગર ટકાવી રાખવા માગે છે. તેમને મૂડીદાર વર્ગ જોઈએ છે પણ સર્વહારા વર્ગ નથી જોઈતો. મૂડીદાર વર્ગ સ્વાભાવિક રીતે જ એવી દુનિયાને ઉત્તમ ગણે છે કે જેમાં પોતે સર્વોપરી હોય, અને મૂડીવાદી સમાજવાદ એવી સુખચેનની કલ્પનાને તરેહવાર ઓછી કે વધારે પરિપૂર્ણ પદ્ધતિઓમાં વિકસાવે છે. એવી પદ્ધતિને અમલમાં મૂકીને સીધા નવા જેરૂસલેમના[21] સમાજમાં કૂચ કરી જવાની સર્વહારા વર્ગને સલાહ આપતી વેળા તે વાસ્તવમાં માત્ર એટલું જરૂરી બનાવે છે કે સર્વહારા વર્ગ વર્તમાન સમાજની મર્યાદાઓમાં જ રહે પણ મૂડીદાર વર્ગ અંગે નફરતના તમામ વિચારો તજી દે.

એ સમાજવાદના બીજા, વધારે વ્યવહારુ પણ ઓછા પદ્ધતિસર, રૂપમાં

---

*૧૮૪૮ના ક્રાંતિકારી ઝંઝાવાતે[20] એ આખા અધમ વલણને ખતમ કરી નાખ્યું અને તેના હિમાયતીઓની સમાજવાદમાં માથું મારવાની તાલાવેલી ખતમ કરી નાખી. એ વલણનો મુખ્ય પ્રતિનિધિ અને લાક્ષણિક નમૂનો હેર કાર્લ ગ્રૂન હતો. **(૧૮૯૦ની જર્મન આવૃત્તિમાં એંગેલ્સની નોંધ.)**

દરેક ક્રાંતિકારી આંદોલનને કામદાર વર્ગની નજરમાં હલકું પાડી નાખવાની કોશિશ તરીકે બતાવવામાં આવ્યું છે કે કામદારોને ખાલી રાજકીય સુધારાથી નહિ પણ જિંદગીના ભૌતિક સંજોગોમાં, આર્થિક સંબંધોમાં, પરિવર્તનથી જ કોઈ ફાયદો થઈ શકે. પરંતુ સમાજવાદના એ રૂપ મુજબ જિંદગીના ભૌતિક સંજોગોમાં પરિવર્તનોનો અર્થ માત્ર ક્રાંતિથી જ શક્ય બનતી ઉત્પાદનના મૂડીવાદી સંબંધોની નાબૂદી નથી બલકે એ સંબંધોની સતત હયાતી ઉપર આધારિત વહીવટી સુધારા છે, અર્થાત્ એવા સુધારા છે કે જે મૂડી અને મહેનત વચ્ચેના સંબંધોને કોઈ રીતે અસર ન કરે પણ બહુ બહુ તો મૂડીવાદી સરકારનું ખર્ચ ઓછું કરે અને વહીવટી કામ સરળ બનાવે.

મૂડીવાદી સમાજવાદ જ્યારે ખાલી આલંકારિક ભાષા બની રહે ત્યારે, અને માત્ર ત્યારે જ, પૂરતી અભિવ્યક્તિ સાધે છે.

મુક્ત વ્યાપાર—કામદાર વર્ગના લાભમાં. રક્ષણાત્મક વેરા—કામદાર વર્ગના લાભમાં. કેદ સુધારા—કામદાર વર્ગના લાભમાં. એ જ મૂડીવાદી સમાજની આખરી વાત છે, અને ગંભીર અર્થ ધરાવતી એકમાત્ર વાત છે.

તેનો સાર આ વાક્યમાં તારવીએ—મૂડીદાર તો મૂડીદાર કામદાર વર્ગના ફાયદા ખાતર છે.

## ૩. ટીકાત્મક-તરંગી સમાજવાદ અને સામ્યવાદ

અમે અહીંયાં એ સાહિત્યનો ઉલ્લેખ નથી કરતા કે જેણે દરેક મહાન આધુનિક ક્રાંતિમાં સર્વહારા વર્ગની માંગોને હંમેશાં વ્યક્ત કરી છે, દાખલા તરીકે બાબ્યોફનાં તથા બીજાઓનાં લખાણો.

સામંતી સમાજને ઉથલાવી પાડવામાં આવી રહ્યો હતો ત્યારે, સાર્વત્રિક ઉત્તેજનાના જમાનામાં, સર્વહારા વર્ગે પોતાનાં લક્ષ્યો સાધવા માટે કરેલા પ્રથમ સીધા પ્રયાસો, એ વખતે સર્વહારા વર્ગની અવિકસિત હાલતને લીધે તેમ જ તેની મુક્તિના આર્થિક સંજોગોની ગેરહાજરીને લીધે, અનિવાર્ય રૂપે નાકામયાબ થઈ ગયા. તેની મુક્તિના સંજોગો હજુ પેદા નહોતા થયા, અને આગામી મૂડીવાદી યુગ જ તેને પેદા કરી શકે એમ હતો. સર્વહારા વર્ગનાં એ પ્રથમ આંદોલનોનું સંગાથી ક્રાંતિકારી સાહિત્ય અનિવાર્ય રૂપે પ્રત્યાઘાતી અંતસ્તત્ત્વ ધરાવતું હતું. તેમાં સર્વસામાન્ય વૈરાગ્યવૃત્તિ અને તદ્દન કઢંગા રૂપની સામાજિક સમતા સામેલ હતી.



સેં-સિમોન, ફૂરિયે, ઓવેન, તથા બીજાઓની યોગ્ય રીતે જ સમાજવાદી તથા સામ્યવાદી ગણાતી પદ્ધતિઓનો ઉદ્‌ભવ, મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ વચ્ચેના સંઘર્ષના ઉપરોક્ત પ્રારંભિક અવિકસિત ગાળામાં થયો હતો (જુઓ વિભાગ ૧—'મૂડીદાર અને સર્વહારાઓ').

એ પદ્ધતિઓના સંસ્થાપકો સમાજના એ વખતના રૂપમાં વર્ગો વચ્ચેના અંટસોને તેમ જ વિઘટક તત્ત્વોની કામગીરીને અલબત્ત પારખે છે. પરંતુ હજુ શિશુવયનો સર્વહારા વર્ગ તો તેમની સામે કશી ઐતિહાસિક પહેલકદમી કે કોઈ સ્વતંત્ર રાજકીય આંદોલન વગરના વર્ગનું દૃશ્ય જ પેશ કરે છે.

વર્ગો વચ્ચેના અંટસનો વિકાસ ઉદ્યોગના વિકાસની સાથે સાથે એકસરખા પ્રમાણમાં થતો હોવાથી, તેમની સામે ઉપસ્થિત આર્થિક પરિસ્થિતિમાં તેમને સર્વહારા વર્ગની મુક્તિ માટેના ભૌતિક સંજોગો હજુ નજરે નથી પડતા. એટલે તેઓ એવા સંજોગો પેદા કરનારા નવા સામાજિક વિજ્ઞાનની, નવા સામાજિક નિયમોની, તલાશ કરે છે.

સામાજિક ક્રિયાનું સ્થાન તેમની વ્યક્તિગત શોધક પ્રવૃત્તિ લઈ લે, મુક્તિના ઐતિહાસિક રીતે સર્જાયેલા સંજોગોનું સ્થાન કપોળકલ્પિત સંજોગો લઈ લે, અને સર્વહારા વર્ગના ધીરે ધીરે આપોઆપ રચાતા સંગઠનનું સ્થાન એ શોધકોએ ઉપજાવી કાઢેલું સમાજનું સંઘટન લઈ લે. તેમની નજરમાં ભવિષ્યનો ઇતિહાસ તેમની સામાજિક યોજનાઓના પ્રચાર તથા વાસ્તવિક અમલનું રૂપ ધારણ કરી લે છે.

તેઓ પોતાની યોજનાઓ ઘડતી વેળા મુખ્યત્વે કામદાર વર્ગનાં, સૌથી વધારે હાડમારી વેઠતા વર્ગનાં, હિતોની કાળજી સભાન રૂપે રાખે છે. તેમને માટે તો સર્વહારા વર્ગનું અસ્તિત્વ કેવળ સૌથી વધારે હાડમારી વેઠતા વર્ગ તરીકે જ છે.

વર્ગસંઘર્ષની અવિકસિત હાલત તેમ જ એ પ્રકારના સમાજવાદીઓના પોતાના વાતાવરણને કારણે તેઓ પોતાને વર્ગો વચ્ચેના વેરભાવથી ખૂબ ઊંચી કક્ષાએ ગણે છે. તેઓ સમાજના દરેક સભ્યની હાલત, સૌથી વધારે ફાયદા માણતા સભ્યની હાલત પણ, સુધારવા માગે છે. એટલે વર્ગોના કશા ભેદભાવ વગર સમગ્ર સમાજને અપીલ કરવાની, બલકે શાસક વર્ગને ખાસ અપીલ કરવાની, તેમને ટેવ પડી ગઈ છે. લોકો તેમની પદ્ધતિને એક વાર સમજી લે એટલે પછી તેમાં બને એટલા સરસ સમાજની બને એટલી સરસ યોજનાને પારખી લીધા વગર કેમ રહે?

એટલે તેઓ સમગ્ર રાજકીય અને ખાસ કરીને સમગ્ર ક્રાંતિકારી પ્રવૃત્તિને

નકારી કાઢે છે. તેમની મંછા પોતાનાં લક્ષ્યો શાંતિમય ઉપાયો વડે સિદ્ધ કરવાની છે, અને અનિવાર્ય રૂપે નિષ્ફળ જનારા નાનકડા અખતરાઓ મારફત તથા ઉદાહરણના પ્રભાવ મારફત તેઓ નવા દૈવી સામાજિક આદેશનો માર્ગ ઘડવાનો પ્રયાસ કરે છે.

સર્વહારા વર્ગ હજુ સાવ અવિકસિત હાલતમાં હોય અને તેને પોતાની સ્થિતિનો ખ્યાલ માત્ર કલ્પનાના આધારે જ હોય, એવા જમાનામાં ઘડી કાઢવામાં આવેલાં આવાં તરંગી ચિત્રો, ભાવિ સમાજની સામાન્ય પુનર્ઘટના માટે એ વર્ગની પ્રથમ સાહજિક ઝંખનાઓને અનુરૂપ છે.

પરંતુ એ સમાજવાદી તથા સામ્યવાદી પ્રકાશનોમાં ટીકાત્મક તત્ત્વ પણ છે. તેઓ હયાત સમાજના પ્રત્યેક સિદ્ધાંતની ઉપર પ્રહાર કરે છે. એટલે કામદાર વર્ગની વાકેફગારી માટે અત્યંત મૂલ્યવાન સામગ્રી તેમાં ભરપૂર પડી છે. તેમાં રજૂ કરવામાં આવેલા ઈષ્ટ નિષ્કર્ષો—દાખલા તરીકે, શહેરો અને ગામો વચ્ચેના ભેદની નાબૂદી, પરિવારની નાબૂદી, ખાનગી વ્યક્તિઓના ફાયદા માટે ઉદ્યોગો ચલાવવાનું બંધ, મજૂરીની પ્રથાની નાબૂદી, સામાજિક સુમેળની ઘોષણા, રાજ્યની કામગીરીઓ બદલાવી નાખીને માત્ર ઉત્પાદનની દેખરેખ પૂરતી બનાવી દેવી—આ બધી દરખાસ્તો વર્ગો વચ્ચેના અંટસોની નાબૂદી તરફ જ નિર્દેશ કરે છે. પરંતુ એ જમાનામાં વર્ગો વચ્ચેના અંટસો તો હજુ તાજા જ દેખા દઈ રહ્યા હતા, અને એ પ્રકાશનોમાં અંટસોનાં કેવળ તદ્દન આરંભનાં તથા અસ્પષ્ટ રૂપોને જ ધ્યાનમાં લેવામાં આવ્યાં છે. એટલે આ દરખાસ્તો નિર્ભેળ તરંગી સ્વરૂપની છે.

ટીકાત્મક-તરંગી સમાજવાદ તથા સામ્યવાદનું મહત્ત્વ ઐતિહાસિક વિકાસ જોડે ઊલટા ક્રમનો સંબંધ ધરાવે છે. આધુનિક વર્ગસંઘર્ષ જેમ જેમ વિકસતો અને ચોક્કસ આકાર ધારણ કરતો જાય તેમ તેમ સંઘર્ષથી અળગા આ કપોળકલ્પિત ધોરણનું તથા સંઘર્ષની ઉપર આ ઉટપટાંગ પ્રહારોનું બધું અમલી મૂલ્ય તથા બધું સૈદ્ધાંતિક સમર્થન ખતમ થતું જાય છે. એટલે, આ પદ્ધતિઓના પ્રવર્તકો ઘણી દૃષ્ટિએ ક્રાંતિકારી હોવા છતાં તેમના શિષ્યો દરેક દાખલામાં ખાલી પ્રત્યાઘાતી સંપ્રદાયો જ બની રહ્યા છે. સર્વહારા વર્ગના પ્રગતિશીલ ઐતિહાસિક વિકાસના વિરોધમાં તેઓ પોતાના ઉસ્તાદોના મૂળ વિચારોને સજ્જડ વળગી રહે છે. એટલે તેઓ વર્ગસંઘર્ષને ચેતનહીન બનાવી દેવાની તથા વર્ગો વચ્ચેના અંટસોને સુમેળમાં પલટાવી નાખવાની કોશિશ, અને તે પણ સુસંગત કોશિશ, કરે છે. તેઓ હજુ પોતાના સામાજિક તરંગોના



પ્રયોગોની સફળતાનાં, એકલદોકલ 'ફ્લાંસ્તેરો'ની સ્થાપના કરવાનાં, 'ઘર વસાહતો' ખડી કરવાનાં, 'નાનકડું ઈકારિયા'* રચવાનાં, નવા જેરૂસલેમનાં ટચૂકડાં રૂપો ઘડી કાઢવાનાં, સ્વપ્નાં સેવે છે; અને આ બધા હવાઈ મહેલો ચણવા માટે તેમને મૂડીદારના દિલમાં હમદર્દી જગાવવી પડે છે તથા તેનાં નાણાંની ભીખ માગવી પડે છે. તેઓ ધીરે ધીરે નીચે સરકતા જઈને ઉપર વર્ણવાઈ ગયેલા પ્રત્યાઘાતી કે રૂઢિચુસ્ત સમાજવાદીઓની કતારમાં પહોંચી જાય છે. એ સમાજવાદીઓથી તેઓ ફક્ત એટલા પૂરતા જ જુદા પડે છે કે તેઓ વધારે પદ્ધતિસર વિદ્યાદંભી હોય છે અને તેમને પોતાના સામાજિક વિજ્ઞાનની ચમત્કારી અસરોમાં ઝનૂની તથા વહેમી શ્રદ્ધા હોય છે.

એટલે તેઓ કામદાર વર્ગનાં તમામ રાજકીય કદમોનો ઉગ્ર વિરોધ કરે છે. તેમની દૃષ્ટિએ એવાં કદમો નવા દૈવી આદેશમાં આંધળી અશ્રદ્ધામાંથી જ પરિણમી શકે.

ઈંગ્લૅંડમાં ઓવેનપંથીઓ અને ફ્રાંસમાં ફૂરિયેપંથીઓ અનુક્રમે ચાર્ટિસ્ટો[૨૨] અને રિફોર્મીસ્તોનો[૨૩] વિરોધ કરે છે.

## ૪

## વિવિધ વર્તમાન વિરોધી પાર્ટીઓના સંબંધમાં કોમ્યુનિસ્ટોનું ધોરણ

ઈંગ્લૅંડમાં ચાર્ટિસ્ટો તથા ઉત્તર અમેરિકામાં ગ્રામ સુધારકો જેવી વર્તમાન કામદાર વર્ગીય પાર્ટીઓના સંબંધમાં કોમ્યુનિસ્ટોનું ધોરણ બીજા વિભાગમાં સ્પષ્ટ કરવામાં આવ્યું છે.

---

*શાર્લ ફૂરિયેની યોજના મુજબની સમાજવાદી વસાહતો 'ફ્લાંસ્તેર' નામે ઓળખાતી હતી. કાબેએ તેના તરંગની દુનિયાના સમાજને, અને આગળ જતાં તેની અમેરિકી સામ્યવાદી વસાહતને, 'ઈકારિયા' નામ આપ્યું હતું. (૧૮૮૮ની **અંગ્રેજી આવૃત્તિમાં ઍંગેલ્સની નોંધ.**)

ઓવેને તેના સામ્યવાદી આદર્શ સમાજોને 'ઘર વસાહતો' નામ આપ્યું હતું. ફૂરિયેએ આયોજેલી સાર્વજનિક હવેલીઓનું નામ 'ફ્લાંસ્તેર' હતું. કલ્પનાવિલાસના તરંગી દેશની કાબેએ આલેખેલી સામ્યવાદી સંસ્થાઓને 'ઈકારિયા' નામ આપવામાં આવ્યું હતું. (૧૮૯૦ની **જર્મન આવૃત્તિમાં ઍંગેલ્સની નોંધ.**)

૬*

કોમ્યુનિસ્ટો કામદાર વર્ગનાં તાત્કાલિક લક્ષ્યો તથા હિતો ખાતર લડે છે. પરંતુ વર્તમાન આંદોલનમાં તેઓ આંદોલનના ભાવિનું પ્રતિનિધિત્વ કરે છે તથા ધ્યાન રાખે છે. ફ્રાંસમાં કોમ્યુનિસ્ટો રૂઢિચુસ્ત અને આમૂલ પરિવર્તનવાદી મૂડીદાર વર્ગની સામે સામાજિક-લોકશાહીવાદીઓ* ની જોડે એકસંપી સાધે છે, પરંતુ મહાન ક્રાંતિના વખતથી ઊતરી આવેલાં પરંપરાગત સૂત્રો તથા ભ્રમોના સંબંધમાં ટીકાત્મક ધોરણ અખત્યાર કરવાનો અધિકાર તેઓ જાળવી રાખે છે.

તેઓ સ્વિટ્ઝર્લૅંડમાં આમૂલ પરિવર્તનવાદીઓનું સમર્થન કરે છે, પરંતુ હકીકત લક્ષ બહાર નથી રાખતા કે એ પાર્ટી પરસ્પર વેરભાવી તત્ત્વોની બનેલી છે, અમુક અંશે ફ્રેંચ અર્થમાં લોકશાહીવાદી સમાજવાદીઓની અને અમુક અંશે આમૂલ પરિવર્તનવાદી મૂડીવાદીઓની બનેલી છે.

પોલૅંડમાં રાષ્ટ્રીય મુક્તિની પ્રથમ શરત તરીકે કિસાન ક્રાંતિનો આગ્રહ રાખનારી પાર્ટીનું, ૧૮૪૬માં ક્રેકોવમાં વિપ્લવ જગાવનારી પાર્ટીનું, તેઓ સમર્થન કરે છે.[24]

જર્મનીમાં મૂડીદાર વર્ગ જ્યારે જ્યારે આપખુદ રાજશાહીની સામે, સામંતી જાગીરદારશાહીની સામે, તથા નિમ્ન-મૂડીદાર વર્ગની સામે લડે છે ત્યારે તેઓ તેના સંગાથમાં લડે છે.

પરંતુ તેઓ મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ વચ્ચેના કટ્ટર વેરભાવની બને એટલી વધારેમાં વધારે સમજણ કામદાર વર્ગમાં સિંચવાનું એક પળ માટે પણ ક્યારેય બંધ નથી કરતા, જેથી મૂડીદાર વર્ગ પોતાની સર્વોપરીતાની સાથે સાથે જે રાજકીય સંજોગો અનિવાર્ય રૂપે ઊભા કરવાનો છે તેનો સીધેસીધો ઉપયોગ જર્મન કામદારો ઘણાંબધાં હથિયારો તરીકે કરી શકે, અને જર્મનીમાં

---

*એ વખતે આ પાર્ટીના પ્રતિનિધિઓ સંસદમાં લેદ્રૂ-રોલેં તથા સાહિત્યમાં લુઈ બ્લાં હતા, અને દૈનિક અખબારોમાં «Réforme» તેનું પ્રતિનિધિ હતું. સામાજિક-લોકશાહીવાદના એ પ્રણેતાઓની દૃષ્ટિમાં તેનો અર્થ હતો — લોકશાહીવાદી અથવા પ્રજાસત્તાકવાદી પાર્ટીનો ઓછી કે વધારે સમાજવાદી રંગછાયા ધરાવતો હિસ્સો. **(૧૮૮૮ની અંગ્રેજી આવૃત્તિમાં ઍંગેલ્સની નોંધ.)**

એ વખતે ફ્રાંસમાં સામાજિક-લોકશાહીવાદી તરીકે ઓળખાતી પાર્ટીના પ્રતિનિધિઓ રાજકીય જીવનમાં લેદ્રૂ-રોલેં અને સાહિત્યમાં લુઈ બ્લાં હતા. એ રીતે, વર્તમાન જર્મન સામાજિક-લોકશાહીવાદથી તે બેહદ નિરાળી હતી. **(૧૮૯૦ની જર્મન આવૃત્તિમાં ઍંગેલ્સની નોંધ.)**



પ્રત્યાઘાતી વર્ગોના પતન પછી મૂડીદાર વર્ગ સામેની લડત તત્કાળ શરૂ થઈ જાય.

કોમ્યુનિસ્ટો પોતાનું ધ્યાન મુખ્યત્વે જર્મની તરફ વાળી રહ્યા છે કારણ કે એ દેશ મૂડીવાદી ક્રાંતિની પૂર્વવેળાએ પહોંચી ગયો છે. એ ક્રાંતિ ચોક્કસ રૂપે યુરોપીય સભ્યતાના અધિક ઉન્નત સંજોગોમાં થશે અને તેમાં સર્વહારા વર્ગ સત્તરમી સદીના ઇંગ્લૅંડના સર્વહારા વર્ગ કરતાં તથા અઢારમી સદીના ફ્રેંચ સર્વહારા વર્ગ કરતાં વધારે વિકસિત સ્થિતિમાં હશે. જર્મનીમાં મૂડીવાદી ક્રાંતિ તો તેને પગલે પગલે તરત જ થનારી સર્વહારા ક્રાંતિનો કેવળ પૂર્વરંગ જ હશે.

ટૂંકમાં કોમ્યુનિસ્ટો દરેક ઠેકાણે વર્તમાન સામાજિક તથા રાજકીય વ્યવસ્થાની સામે પ્રત્યેક ક્રાંતિકારી આંદોલનનું સમર્થન કરે છે.

તેઓ એ બધાં આંદોલનોમાં પ્રત્યેકના મુખ્ય સવાલ તરીકે મિલકતના સવાલને, એ વખતે તેનો વિકાસ ભલે ગમે એટલે અંશે થયો હોય તોપણ, મોખરે લાવે છે.

છેલ્લે, તેઓ દરેક ઠેકાણે બધા દેશોની લોકશાહીવાદી પાર્ટીઓની એકસંપી તથા સમજણ સાધવાની જહેમતો કરે છે.

કોમ્યુનિસ્ટો પોતાના વિચારો તથા લક્ષ્યોને છુપાવવાનાં ખ્યાલ સુદ્ધાંને નફરતની નજરે જુએ છે. તેઓ ખુલ્લંખુલ્લા જાહેર કરે છે કે અમારાં લક્ષ્યો તો સમગ્ર વર્તમાન સામાજિક સંજોગોને બળજબરીથી ઉખેડી નાખીને જ સાધી શકાય એમ છે. સામ્યવાદી ક્રાંતિ સમક્ષ શાસક વર્ગોને ધ્રૂજવા દો. સર્વહારા વર્ગને પોતાની બેડીઓ સિવાય બીજું કશું જ ગુમાવવાનું નથી. તેમને જીતવા માટે આખી દુનિયા છે.

**દુનિયાના કામદારો, એક થાઓ!**

જર્મન ભાષામાં લિખિત

૧૮૪૭ના ડિસેંબરમાં
તથા ૧૮૪૮ના જાન્યુઆરીમાં
માર્ક્સ-ઍંગેલ્સે લખેલી કૃતિ.

પહેલી વાર અલગ પુસ્તિકા રૂપ
લંડનમાં ૧૮૪૮ના ફેબ્રુઆરીમાં પ્રકાશિત

## કાર્લ માર્ક્સ

# મજૂરી અને મૂડી[25]

## ૧૮૯૧ની આવૃત્તિમાં એંગેલ્સની પ્રસ્તાવના

આ કૃતિ «*Neue Rheinische Zeitung*»માં[26] ૧૮૪૯ના એપ્રિલની ચોથી તારીખથી મુખ્ય લેખમાળાના રૂપમાં પ્રકાશિત થઈ હતી. તેની રચના **માર્ક્સે** ૧૮૪૭માં બ્રસેલ્સ ખાતે જર્મન કામદાર મંડળ[27] સમક્ષ કરેલાં વ્યાખ્યાનોના આધારે થઈ છે. પ્રકાશિત થયેલી કૃતિ અધૂરી હતી. ૨૬૯મા અંકના અંતમાં "ચાલુ" શબ્દ મૂકવામાં આવ્યો હતો, પરંતુ એ વખતે એક પછી એક ધસારાબંધ બનતી ઘટનાઓને લીધે કૃતિનું પ્રકાશન ચાલુ ન રહી શક્યું: રૂસીઓની હંગેરી ઉપર ચડાઈ[28], અને ડ્રેઝન, ઈઝેરલોન, એલ્બેરફેલ્ડ, પ્ફાલ્ત્સ, તથા બાડેનમાં વિદ્રોહો[29] જેના પરિણામે અખબારને જ દબાવી દેવામાં આવ્યું (૧૯ મે, ૧૮૪૯). માર્ક્સના મૃત્યુ પછી તેમના કાગળોમાં કૃતિનો આગળનો હિસ્સો ન મળ્યો.[30]

'મજૂરી અને મૂડી'ના પુસ્તિકા રૂપે અલગ પ્રકાશનની સંખ્યાબંધ આવૃત્તિઓ પ્રસિદ્ધ થઈ ચૂકી છે. છેલ્લી આવૃત્તિ ૧૮૮૪માં હોટ્ટિન્ગેન-ઝુરીકના 'સ્વિસ સહકારી મુદ્રણાલય' તરફથી પ્રકાશિત થઈ છે. અત્યાર સુધી પ્રકાશિત થયેલી આવૃત્તિઓમાં મૂળ વાચનાના જ શબ્દો ચોકસાઈથી જાળવી રાખવામાં આવ્યા છે. પરંતુ આ નવી આવૃત્તિનો ફેલાવો પ્રચાર પુસ્તિકા તરીકે ઓછામાં ઓછી દસ હજાર નકલોનો રાખવાનો છે, એટલે સ્વાભાવિક રીતે જ મારા મનમાં સવાલ ઊઠયો કે આવા સંજોગોમાં ખુદ માર્ક્સે મૂળ વાચનાને કશા જ ફેરફાર વગર ફરી છાપવાની મંજૂરી આપી હોત કે નહિ.

માર્ક્સે રાજકીય અર્થશાસ્ત્રની મીમાંસા પાંચમા દાયકામાં હજી પૂરી નહોતી કરી. એ કામ છેક છઠ્ઠા દાયકાના અંતિમ ભાગમાં પૂરું થયું. એટલે, 'રાજકીય અર્થશાસ્ત્રની મીમાંસામાં ફાળો' (૧૮૫૯)ના પ્રથમ ખંડના પ્રકાશન પૂર્વેની



તેમની કૃતિઓ, ૧૮૫૯ પછી લખાયેલી કૃતિઓથી, અમુક મુદ્દાઓની દૃષ્ટિએ જુદી પડે છે, અને એ કૃતિઓમાં એવા શબ્દો તથા આખાં વાક્યો છે જે ત્યાર બાદની કૃતિઓની દૃષ્ટિએ અજુગતાં અને ગલત પણ લાગે છે. દેખીતું છે કે સામાન્ય જનતા સારુ પ્રકાશિત સાધારણ આવૃત્તિઓમાં લેખકનો અગાઉનો દૃષ્ટિકોણ પણ તેના બૌદ્ધિક વિકાસના એક અંગ તરીકે સ્થાન ધરાવે છે જ, અને મુદ્દલ ફેરફાર વગર એ પુરાણી કૃતિઓના પુનર્મુદ્રણનો નિર્વિવાદ અધિકાર લેખક તેમ જ વાચકવર્ગ ધરાવે છે. એટલે તેમાં એક શબ્દનોયે ફેરફાર કરવાનો ખ્યાલ મને સ્વપ્નમાં પણ ન જ આવે.

પરંતુ નવી આવૃત્તિ કામદારોમાં પ્રચાર કરવાના એકમાત્ર વાસ્તવિક ઉદ્દેશે પ્રકાશિત કરવાની છે એટલે આ બાબત જુદી જ છે. આવા પ્રસંગે માર્ક્સે ૧૮૪૯થી શરૂ થયેલી પુરાણી રજૂઆતને ફેરફાર કરીને પોતાના નવા દૃષ્ટિકોણને અનુરૂપ ચોક્કસ બનાવી જ હોત. એ લક્ષ્યને તમામ આવશ્યક દૃષ્ટિએ સિદ્ધ કરવાના આશયે થોડાક ફેરફાર તથા વધારા **આ આવૃત્તિ માટે** કરવાનું હાથમાં લેતી વેળા મને ખાતરી લાગે છે કે માર્ક્સે કર્યું હોત એમ જ હું કરી રહ્યો છું. એટલે હું વાચકને પહેલેથી જ જણાવી દઉં છું: આ પુસ્તિકા માર્ક્સે ૧૮૪૯માં લખેલી પુસ્તિકા નથી, પરંતુ તેમણે ૧૮૯૧માં લખી હોત એવી લગભગ છે. વળી અસલ વાચનાની એટલી બધી નકલો ફેલાવામાં છે કે હું ભાવિ સંપૂર્ણ આવૃત્તિમાં તેનું જરાય ફેરફાર વગરનું નવું પુનર્મુદ્રણ કરાવી શકું ત્યાં સુધી ચાલશે.

મેં કરેલા બધા ફેરફાર એક મુદ્દા ઉપર કેંદ્રિત છે. મૂળ વાચના મુજબ કામદાર રોજી સારુ પોતાનો **શ્રમ** મૂડીદારને વેચે છે, આ વાચના મુજબ તે પોતાની **શ્રમશક્તિ** વેચે છે. આ ફેરફારનો ખુલાસો મારે આપવો જ જોઈએ. મારે કામદારોને તેનો ખુલાસો આપવો જ જોઈએ, જેથી તેઓ સમજી શકે કે આ બાબત ખાલી શબ્દોની રમતની નથી પરંતુ સમગ્ર રાજકીય અર્થશાસ્ત્રમાં સૌથી મહત્ત્વના મુદ્દાઓમાંના એકની છે. મારે મૂડીવાદીઓને પણ ખુલાસો આપવો જોઈએ, જેથી તેમને ખાતરી થઈ જાય કે અભણ કામદારો આપણા બડાઈખોર "સુશિક્ષિત લોકો"થી કેટલા વધારે સમજદાર છે. એકદમ મુશ્કેલ આર્થિક પૃથક્કરણો અભણ કામદારો આસાનીથી સમજે એવી રીતે રજૂ કરી શકાય, પરંતુ એવા અટપટા સવાલો બડાઈખોર "સુશિક્ષિત લોકો"ની નજરમાં તો આખી જિંદગી અગમ્ય રહે છે.

કારખાનદાર કામદારોનો **શ્રમ** પૈસા આપીને ખરીદે છે, એવો કારખાનદાર

અંગેનો પ્રચલિત ખ્યાલ ક્લાસિકલ રાજકીય અર્થશાસ્ત્રે[31] ઔદ્યોગિક વ્યવહારમાંથી લીધો હતો. કારખાનદારની કારોબારની જરૂરિયાતો, હિસાબકિતાબ, અને કિંમતની ગણતરી માટે એ ખ્યાલ પૂરતો માફક હતો. પરંતુ તેને બાલિશતાથી રાજકીય અર્થશાસ્ત્રમાં પહોંચાડી દેવામાં આવ્યો એટલે ત્યાં તેણે ખરેખર અજબ ગલતીઓ અને ગોટાળા પેદા કર્યાં.

અર્થશાસ્ત્ર એ હકીકત નીરખે છે કે તમામ પણ્યોની કિંમતો, તે જેને "શ્રમ" તરીકે ઓળખાવે છે એ પણ્યની કિંમત પણ, સતત બદલાતી રહે છે; અત્યંત વિવિધ સંજોગોને લીધે, ઘણી વાર તો ખુદ પણ્યોના ઉત્પાદન જોડે કશો જ સંબંધ ન ધરાવતા સંજોગોને લીધે, તેમાં વધારા અને ઘટાડા થતા રહે છે, જેથી કિંમતો જાણે સાવ અકસ્માતના જ આધારે નિર્ધારિત થતી હોય એમ સામાન્ય રીતે લાગે છે. એટલે રાજકીય અર્થશાસ્ત્રનો એક વિજ્ઞાન તરીકે ઉદય થયો[32] કે તરત જ તેનાં પ્રથમ કર્તવ્યોમાંનું એક, પણ્યોની કિંમતોનું નિયમન કરતા દેખાતા એ અકસ્માતની પાછળ છુપાઈને પડેલા અને વાસ્તવમાં ખુદ એ અકસ્માતનું નિયમન કરતા નિયમને શોધી કાઢવાનું હતું. નિરંતર વધતી કે ઘટતી રહેતી અને ઘડીક ઊંચે તો ઘડીક નીચે ઝૂલતી રહેતી પણ્યોની કિંમતોની અંદર રાજકીય અર્થશાસ્ત્રે એવું મક્કમ કેંદ્રીય બિંદુ શોધી કાઢવાની કોશિશ કરી કે જેની આસપાસ એ બધી વધઘટ તથા પરિવર્તનો થતાં હોય. ટૂંકમાં તેણે પણ્યોની કિંમતોથી શરૂ કરીને કિંમતોનું નિયમન કરતા નિયમ તરીકે પણ્યોના મૂલ્યની શોધ હાથમાં લીધી, કિંમતમાં થતી બધી વધઘટનો ખુલાસો પૂરો પાડતા અને તેનું મૂળ કારણ અંકિત કરતા મૂલ્યની શોધ હાથમાં લીધી.

એથી ક્લાસિકલ અર્થશાસ્ત્રને જાણવા મળ્યું કે પણ્યનું મૂલ્ય તેની અંદર સમાયેલા અને તેના ઉત્પાદન માટે જરૂરી શ્રમ વડે નિર્ધારિત થાય છે. તેણે એટલા ખુલાસાથી સંતોષ માની લીધો. અને આપણે પણ હાલ પૂરતા અહીંયાં જ થંભી જઈએ. પરંતુ ગેરસમજણો ટાળવાના આશયે હું વાચકોને યાદ દેવડાવું છું કે હવે આ ખુલાસો તદ્દન અપૂરતો સાબિત થઈ ગયો છે. મૂલ્ય પેદા કરવાના શ્રમના ગુણનું પ્રથમ સાંગોપાંગ પરીક્ષણ માર્ક્સે જ કર્યું હતું. તેમણે એવું પરીક્ષણ કરીને શોધી કાઢ્યું કે પણ્યના ઉત્પાદન માટે દેખીતો અથવા વાસ્તવમાં જરૂરી તમામ શ્રમ, વપરાયેલા શ્રમના જથ્થાને અનુરૂપ હોય એવું મૂલ્યનું પરિમાણ, પણ્યમાં બધા સંજોગોમાં નથી ઉમેરતો. એટલે આપણે આજે રિકાર્ડો જેવા અર્થશાસ્ત્રીઓની જોડે કહી દઈએ કે પણ્યનું મૂલ્ય તેના ઉત્પાદન માટે જરૂરી શ્રમ વડે નિર્ધારિત થાય છે, ત્યારે એ સંબંધમાં માર્ક્સે કરેલી ચોખવટો



પણ આપણે હંમેશાં સૂચિત કરતા જ હોઈએ છીએ. અહીંયાં આટલું પૂરતું છે. વધુ માર્ક્સ લિખિત 'રાજકીય અર્થશાસ્ત્રની મીમાંસામાં ફાળો'માં (૧૮૫૯) અને 'મૂડી'ના પ્રથમ ખંડમાં જોવા મળશે.

પરંતુ શ્રમના મૂલ્યનું એવું નિર્ધારણ અર્થશાસ્ત્રીઓએ પણ્ય "શ્રમ"ને લાગુ કર્યું કે તરત તેઓ એક પછી એક આંતરવિરોધમાં અટવાતા ગયા. "શ્રમ"નું મૂલ્ય કેવી રીતે નિર્ધારિત થાય છે? તેમાં સમાયેલા જરૂરી શ્રમ વડે. પરંતુ કામદારના એક દિવસના, એક અઠવાડિયાના, એક મહિનાના, એક વરસના, શ્રમમાં કેટલો શ્રમ સમાયેલો છે? એક દિવસનો, એક અઠવાડિયાનો, એક મહિનાનો, એક વરસનો શ્રમ. તમામ મૂલ્યોનો માપદંડ શ્રમ હોય તો આપણે "શ્રમનું મૂલ્ય" ખરેખર શ્રમમાં જ વ્યક્ત કરી શકીએ. પરંતુ એક કલાકના શ્રમ વિશે જો આપણને એટલી જ ખબર હોય કે તે એક કલાકના શ્રમ જેટલો છે, તો આપણે તેને વિશે કશું જ નથી જાણતા. એથી આપણે નખ જેટલાયે લક્ષ્યની નજીક નથી પહોંચતા, આપણે કૂંડાળામાં ચક્કર ચક્કર ફરતા રહીએ છીએ.

એટલે ક્લાસિકલ અર્થશાસ્ત્રે બીજો માર્ગ અજમાવ્યો. તેણે જણાવ્યું: પણ્યનું મૂલ્ય તેના ઉત્પાદન ખર્ચ જેટલું છે. પરંતુ શ્રમનું ઉત્પાદન ખર્ચ કેટલું? આ સવાલનો જવાબ આપવા માટે અર્થશાસ્ત્રીઓને તર્કશાસ્ત્ર જોડે થોડીક છૂટ લેવી પડે છે. શ્રમનું ઉત્પાદન ખર્ચ તો કમનસીબે નક્કી થઈ શકે નહિ, એટલે તેઓ તેનું પરીક્ષણ કરવાને બદલે કામદારનું ઉત્પાદન કરવામાં થતા ખર્ચનું પરીક્ષણ કરવા લાગે છે. અને તે નક્કી કરી શકાય છે. તેમાં સ્થળ અને સંજોગો મુજબ ફેર પડે છે. પરંતુ સમાજની ચોક્કસ પરિસ્થિતિ, ચોક્કસ વિસ્તાર, અને ઉત્પાદનની ચોક્કસ શાખામાં તે પણ ચોક્કસ જ હોય છે, કંઈ નહિ તો ઠીક ઠીક સાંકડી મર્યાદાઓની અંદર ચોક્કસ હોય છે. હાલ આપણે મૂડીવાદી ઉત્પાદનના વર્ચસ્વની હાલતમાં જીવી રહ્યા છીએ. તેમાં વસતિનો નિરંતર વધતો જતો વિશાળ વર્ગ ઉત્પાદનનાં સાધનોના—ઓજારો, યંત્રો, કાચો માલ, અને ગુજારાનાં સાધનોના—માલિકો સારુ રોજીના બદલામાં કામ કરે તો જ જિંદગી ટકાવી શકે છે. ઉત્પાદનની એવી રીતના આધારે કામદારનું ઉત્પાદન કરવામાં થતો ખર્ચ એટલે ગુજારાનાં સાધનોનો અમુક સરેરાશ જથ્થો—અથવા નાણાના રૂપમાં તેની કિંમત—કે જે કામદારને કામ કરવા લાયક બનાવવા, કામ કરવા લાયક ચાલુ રાખવા, અને વૃદ્ધાવસ્થા કે બીમારી કે મૃત્યુને કારણે ખાલી થતી જગ્યાઓ ભરી દેનારા બીજા કામદારો તૈયાર રાખવા, એટલે કે જરૂરી

સંખ્યામાં કામદાર વર્ગનો વંશવિસ્તાર કરવા, આવશ્યક હોય. આપણે ધારણા કરીએ કે ગુજારાનાં એટલાં સાધનોની નાણારૂપી કિંમત સરેરાશ રોજના ત્રણ માર્ક થાય છે.

એટલે આપણા કામદારને કામે રાખનાર મૂડીદાર પાસેથી તેને દિવસના ત્રણ માર્કની રોજી મળે છે. તેના બદલામાં મૂડીદાર, લગભગ નીચે મુજબનો ગણતરી કરીને, તેની પાસેથી ધારો કે દિવસના બાર કલાકનું કામ લે છે:

ધારો કે આપણો કામદાર — મશીન કારીગર — કોઈ મશીનનો અમુક ભાગ બનાવવાનું કામ કરે છે, અને તે એક દિવસમાં એક નંગ બનાવી શકે છે. કાચા માલની, અગાઉથી તૈયાર રાખેલા જરૂરી લોખંડ તથા પિત્તળની, કિંમત વીશ માર્ક છે. વરાળયંત્રમાં વપરાતા કોલસાનું અને આપણો કામદાર એ યંત્રનો તથા લેથનો તથા બીજાં ઓજારોનો એક દિવસમાં જેટલો ઉપયોગ કરે તેટલા પ્રમાણમાં એ વસ્તુઓના ઘસારાનું મૂલ્ય એક માર્ક થાય છે. આપણી ધારણા મુજબ એક દિવસની રોજી ત્રણ માર્ક છે. એટલે મશીનનો એ ભાગ બનાવવામાં કુલ ચોવીસ માર્કનું ખર્ચ થયું. પરંતુ મૂડીદાર ગણતરી કરે છે કે હું ગ્રાહક પાસેથી એ ભાગના સરેરાશ સત્તાવીશ માર્ક, અથવા રોકાણથી ત્રણ માર્ક વધારે, વસૂલ કરીશ.

મૂડીદારના ગજવામાં પડતા એ ત્રણ માર્ક ક્યાંથી આવે છે? ક્લાસિકલ અર્થશાસ્ત્રમાં ભારપૂર્વક જણાવવામાં આવ્યું છે કે સરેરાશ ગણતરીએ જોતાં પણ્યોનું વેચાણ તેમનાં મૂલ્યે થતું હોય છે, એટલે કે તેમની અંદર સમાયેલા જરૂરી શ્રમરાશિને અનુરૂપ કિંમતે થતું હોય છે. એટલે આપણે મશીનના જે ભાગની વાત કરીએ છીએ તેની સરેરાશ કિંમત — સત્તાવીશ માર્ક — તેના મૂલ્ય જેટલી હોવી જોઈએ, એટલે કે તેની અંદર મૂર્ત થયેલા શ્રમ જેટલી હોવી જોઈએ. પરંતુ એ સત્તાવીશ માર્કમાંથી એકવીશ માર્ક તો આપણા મશીન કારીગરે કામ શરૂ કર્યું ત્યાર પહેલાં હયાત મૂલ્યોના હતા. વીશ માર્ક કાચા માલમાં સમાયેલા હતા, અને એક માર્ક કામ દરમિયાન વપરાયેલા કોલસામાં તથા પ્રક્રિયા દરમિયન વપરાયેલાં યંત્ર તથા ઓજારોને પહોંચેલા ઘસારાથી તેમની કાર્યક્ષમતામાં જેટલી રકમના મૂલ્યનો ઘટાડો થયો તેમાં સમાયેલો હતો, એટલે કાચા માલના મૂલ્યમાં ઉમેરાયેલા છ માર્ક બાકી રહે છે. પરંતુ આપણા અર્થશાસ્ત્રીઓના પોતાના જ કથન મુજબ એ છ માર્ક તો આપણા કામદારે કાચા માલમાં ઉમેરેલા શ્રમમાંથી જ આવી શકે. એ રીતે, તેના બાર કલાકના શ્રમથી છ માર્કનું નવું મૂલ્ય પેદા થયું. એટલે તેના બાર કલાકના શ્રમનું મૂલ્ય છ માર્ક જેટલું થાય. એ રીતે આપણે આખરે સમજી લીધું કે "શ્રમનું મૂલ્ય" એટલે શું.



"જરાક થોભી જાઓ!" આપણો મશીન કારીગર પોકારી ઊઠે છે. "છ માર્ક? પણ મને તો ફક્ત ત્રણ જ માર્ક મળ્યા છે! મારો મૂડીદાર ધરમના સોગન ખાઈને જણાવે છે કે મારા બાર કલાકના શ્રમનું મૂલ્ય ફક્ત ત્રણ જ માર્ક છે, અને હું છ માર્ક માગું તો મારી હાંસી ઉડાવે છે. આ વાતનો જરાક ખુલાસો કરશો?"

આપણે અગાઉ શ્રમના મૂલ્યની બાબતમાં વિષચક્રમાં સપડાઈ ગયા હતા અને હવે ઉકેલી ન શકાય એવા આંતરવિરોધમાં ખરેખરા અટવાઈ ગયા છીએ. આપણે શ્રમના મૂલ્યની તલાશમાં નીકળેલા અને આપણને તે જરૂર કરતાં વધારે મળી ગયું. બાર કલાકના શ્રમનું મૂલ્ય કામદાર માટે ત્રણ માર્ક છે પણ મૂડીદાર માટે છ માર્ક છે, મૂડીદાર તેમાંથી ત્રણ માર્ક કામદારને રોજી તરીકે આપે છે અને ત્રણ માર્ક પોતાના ગજવામાં પધરાવી દે છે. એ રીતે, શ્રમનાં તો એક નહિ પણ બે મૂલ્યો નીકળે અને તે પણ એકબીજાથી સાવ નિરાળાં!

નાણામાં વ્યક્ત થતાં મૂલ્યોને આપણે શ્રમસમયની દૃષ્ટિએ નીરખીએ ત્યારે તો આંતરવિરોધ એથીયે વધુ બેહૂદો બની જાય છે. બાર કલાકના શ્રમથી છ માર્કનું નવું મૂલ્ય પેદા થયું. એટલે છ કલાકમાં ત્રણ માર્કનું — કામદારને બાર કલાકના શ્રમના બદલામાં મળતી રકમનું — મૂલ્ય પેદા થાય. કામદારને બાર કલાકના શ્રમના બદલામાં છ કલાકના શ્રમની નીપજ જેટલું મૂલ્ય હાંસલ થાય છે. એટલે, કાં તો શ્રમને બે મૂલ્યો છે અને તેમાં એક બીજાથી બમણું છે, અથવા બાર અને છ એકસરખા છે! બન્ને વાતો નર્યા બકવાદ જેવી છે.

જ્યાં સુધી આપણે શ્રમની ખરીદી તથા વેચાણની અને શ્રમના મૂલ્યની વાત કરતા રહીએ ત્યાં સુધી ગમે તેટલાં વલખાં મારીએ તોયે એવા આંતરવિરોધથી કોઈ રીતે છુટકારો ન જ મેળવી શકીએ. અર્થશાસ્ત્રીઓની પણ એવી જ હાલત થઈ ગઈ. ક્લાસિકલ અર્થશાસ્ત્રના છેલ્લા ફણગા સમી રિકાર્ડોની શૈલી મુખ્યત્વે તો આ આંતરવિરોધને ઉકેલવાની અશક્તિને લીધે જ પડી ભાંગી હતી. ક્લાસિકલ અર્થશાસ્ત્ર બંધ ગલીમાં અટવાઈ ગયું. તેમાંથી નીકળવાનો માર્ગ શોધી કાઢનાર માનવી હતો કાર્લ માર્ક્સ.

અર્થશાસ્ત્રીઓએ જેને "શ્રમ"ના ઉત્પાદનનું ખર્ચ ગણ્યું હતું તે હકીકતમાં શ્રમના ઉત્પાદનનું નહિ પરંતુ સજીવ કામદારનું ઉત્પાદન કરવાનું ખર્ચ હતું. અને એ કામદાર મૂડીદારને જે વેચતો હતો તે તેનો શ્રમ નહોતો. માર્ક્સે લખ્યું છે કે "તેનો શ્રમ શરૂ થતાં જ તેની માલિકીનો મટી ગયો હોય છે, એટલે તેને તે વેચી ન શકે." તે વધારેમાં વધારે એટલું કરી શકે કે પોતાનો ભાવિ

શ્રમ કદાચ વેચી નાખે, એટલે કે અમુક પ્રમાણનું કામ નિશ્ચિત સમયની અંદર કરી આપવાની જવાબદારી લઈ લે. પરંતુ એમ કરવામાં તે પોતાનો શ્રમ નથી વેચતો (તેને તો વેચતાં પહેલાં કરી લેવો પડે), પણ નિશ્ચિત રકમના બદલામાં પોતાની શ્રમશક્તિ નિશ્ચિત સમય પૂરતી (વખતના હિસાબે કામની બાબતમાં) અથવા નિશ્ચિત ઉત્પાદનના હેતુ માટે (ઉત્પાદનના હિસાબે કામની બાબતમાં) મૂડીદારને હસ્તક કરી દે છે—તે પોતાની **શ્રમશક્તિ** ભાડે આપે છે અથવા વેચે છે. પરંતુ એ શ્રમશક્તિ તેની હસ્તી જોડે વણાઈ ગયેલી અને તેનાથી અવિભાજ્ય હોય છે. એટલે તેનું ઉત્પાદન ખર્ચ ભેગાભેગું કામદારનું ઉત્પાદન કરવાનું ખર્ચ પણ હોય છે. અર્થશાસ્ત્રીઓ જેને શ્રમનું ઉત્પાદન ખર્ચ ગણાવે છે તે વાસ્તવમાં કામદારનું ઉત્પાદન કરવાનું અને સાથે સાથે તેની શ્રમશક્તિનું ઉત્પાદન ખર્ચ છે. એટલે આપણે શ્રમશક્તિના ઉત્પાદન ખર્ચની બાબત પરથી પાછા શ્રમશક્તિના મૂલ્યની બાબત હાથમાં લઈ શકીએ, અને માર્ક્સે શ્રમશક્તિની ખરીદી તથા વેચાણ સંબંધી પ્રકરણમાં કર્યું છે તેમ ('મૂડી', ગ્રંથ ૧, પ્રકરણ ૪, વિભાગ ૩) અમુક જાતની શ્રમશક્તિના ઉત્પાદન માટે સામાજિક રીતે જરૂરી શ્રમનો જોઈતો રાશિ નિર્ધારિત કરી શકીએ.

હવે કામદાર પોતાની શ્રમશક્તિ મૂડીદારને વેચી નાખે, એટલે કે અગાઉથી નક્કી કરેલી રોજીના બદલામાં—વખતના હિસાબે કે છૂટક કામના હિસાબે—મૂડીદારને હસ્તક કરી દે, ત્યાર પછી શું બને છે? કામદારને મૂડીદાર પોતાના વર્કશોપ અથવા કારખાનામાં લઈ જાય છે. ત્યાં કામ માટે જરૂરી બધી ચીજો—કાચો માલ, સહાયક વસ્તુઓ (કોલસા, રંગ, વગેરે), ઓજારો, યંત્રો—પહેલેથી તૈયાર હોય છે. કામદાર મહેનત શરૂ કરી દે છે. ઉપર જણાવ્યું છે તેમ તેની એક દિવસની રોજી ત્રણ માર્ક હોય—તે રોજી વખતના હિસાબે અથવા છૂટક કામના હિસાબે કમાતો હોય એથી આ બાબતમાં કશો ફેર નથી પડતો. અહીંયાં પણ આપણે ફરી ધારણા કરીએ કે વપરાઈ જતા કાચા માલમાં કામદાર બાર કલાકના શ્રમ વડે છ માર્કનું નવું મૂલ્ય ઉમેરે છે. મૂડીદાર તૈયાર બનાવટનું વેચાણ કરીને એ નવું મૂલ્ય વસૂલ કરી લે છે. તેમાંથી તે કામદારના ત્રણ માર્ક તેને ચૂકવી દે છે, અને બાકીના ત્રણ માર્ક પોતે જ રાખી લે છે. હવે કામદાર જો બાર કલાકમાં છ માર્કનું મૂલ્ય પેદા કરતો હોય તો છ કલાકમાં ત્રણ માર્કનું મૂલ્ય પેદા કરે. એટલે કામદારને રોજીમાં મળતા ત્રણ માર્કનું વળતું મૂલ્ય તે છ કલાક કામ કરીને મૂડીદારને ચૂકવી દેતો હોય છે. છ કલાકના શ્રમના અંતે



બન્નેનો હિસાબ ચૂકતે થઈ જાય છે, એકેયની ઉપર બીજાનું એક પાઈનુંયે દેણું બાકી રહેતું નથી.

"જરાક થોભી જાઓ!" હવે મૂડીદાર પોકારી ઊઠે છે. "મેં તો કામદારને આખા દિવસ માટે, બાર કલાક માટે, કામે રાખ્યો છે. છ કલાકથી તો ફક્ત અરધો દિવસ થયો. એટલે કામ ચાલુ રાખવાનું છે, બીજા છ કલાક પૂરા થાય ત્યારે જ હિસાબ ચૂકતે થવાનો!" અને "મંજિયાત" કરવામાં આવેલા કરારનું પાલન કામદારને હકીકતમાં કરવું જ પડે છે. જેમાં છ કલાકનો શ્રમ લાગતો હોય એટલા શ્રમફળ સારુ પૂરા બાર કલાક કામ કરવા તે કરારથી બંધાયેલો હોય છે.

છૂટક કામના હિસાબે નક્કી થયેલી રોજીની બાબતમાં પણ એમ જ બને છે. આપણે ધારણા કરીએ કે આપણો કામદાર બાર કલાકમાં કોઈ પણ્યનાં બાર નંગ બનાવે છે. દરેક નંગની બનાવટમાં કાચો માલ તથા ઘસારો મળીને બે માર્કનું ખર્ચ થાય છે, અને તેને અઢી માર્કની કિંમતે વેચવામાં આવે છે. તો અગાઉ જેવી ધારણા મુજબ મૂડીદાર કામદારને દરેક નંગ બનાવવાના, ૨૫ ફેનિગ આપે, એટલે બાર નંગના ત્રણ માર્ક થાય, અને એટલું કમાવા માટે કામદારને બાર કલાક કામ કરવું પડે. મૂડીદારને બાર નંગના ત્રીસ માર્ક મળે. તેમાંથી કાચા માલ તથા ઘસારાના ચોવીસ માર્ક બાદ કરીએ તો છ માર્ક બાકી બચે. એ છ માર્કમાંથી મૂડીદાર ત્રણ માર્ક કામદારને રોજીના ચૂકવી દે અને ત્રણ માર્ક પોતાના ગજવામાં પધરાવી દે. આમાં પણ ઉપરના દાખલાની જેમ જ બને છે. આમાં પણ કામદાર છ કલાક પોતાને ખાતર, એટલે કે રોજીનો બદલો ચૂકવી દેવા સારુ (બાર કલાકના કામમાં દરેક કલાકમાંથી અરધો કલાક), કામ કરે છે અને છ કલાક મૂડીદાર સારુ કામ કરે છે.

ઉત્તમ અર્થશાસ્ત્રીઓ "શ્રમ"ના મૂલ્યથી શરૂઆત કરતા રહ્યા ત્યાં સુધી જે મુશ્કેલીને લીધે નાસીપાસ થતા રહ્યા તે મુશ્કેલી, આપણે "**શ્રમશક્તિ**"ના મૂલ્યથી શરૂઆત કરીએ કે તરત, અદૃશ્ય થઈ જાય છે. આપણા વર્તમાન મૂડીવાદી સમાજમાં શ્રમશક્તિ બીજા કોઈ પણ્યની જેમ પણ્ય જ છે, પરંતુ સાવ વિલક્ષણ પણ્ય છે. તે મૂલ્ય-સર્જક શક્તિ હોવાનો, મૂલ્યનો સ્રોત હોવાનો, અને માફક માવજત કરવામાં આવે તો તેના પોતાના મૂલ્યથી વધારે મૂલ્યનો સ્રોત હોવાનો, વિલક્ષણ ગુણધર્મ ધરાવે છે. વાત એટલી જ નથી કે ઉત્પાદનની વર્તમાન સ્થિતિમાં માનવીય શ્રમશક્તિ એક દિવસમાં તેના પોતાના મૂલ્ય તથા લાગતથી વધારે મૂલ્ય પેદા કરે છે, એ ઉપરાંત તેની એક દિવસની લાગતની

સરખામણીએ એક દિવસની નાપજમાં સમાયેલો વધારાનો અંશ દરેક નવી વૈજ્ઞાનિક શોધ તથા દરેક નવી ટેકનિકલ સિદ્ધિના પરિણામે વધતો જાય છે. એટલે કામદાર કામ કરતી વેળા શ્રમદિનનો જે હિસ્સો તેની એક દિવસની રોજીનો બદલો ચૂકવી દેવા માટે લગાવતો હોય છે તે ઘટતો જાય છે અને તેના પરિણામે, બીજી તરફ, તેને શ્રમદિનમાંથી કશું બદલામાં મેળવ્યા વગર મૂડીદારના હાથમાં ભેટ ધરી દેવો પડતો હિસ્સો વધતો જાય છે.

આપણા વર્તમાન સમાજની આખી આર્થિક બાંધણી એવી છે. તમામ મૂલ્યોને એકમાત્ર કામદાર વર્ગ જ પેદા કરે છે કારણ કે મૂલ્ય તો શ્રમનું જ બીજું નામ છે, આપણા વર્તમાન મૂડીવાદી સમાજમાં અમુક પણ્યની અંદર સમાયેલા સામાજિક રીતે જરૂરી શ્રમના રાશિને આપવામાં આવતું બીજું નામ છે. પરંતુ કામદારોએ પેદા કરેલાં એ મૂલ્યોની માલિકી કામદારોની નથી હોતી. તેની માલિકી તો કાચો માલ, યંત્રો, તથા ઓજારોના માલિકોની અને તેમને માટે કામદાર વર્ગની શ્રમશક્તિ ખરીદવાનું શક્ય બનાવનાર અનામત ભંડોળોના માલિકોની હોય છે. એટલે, કામદાર વર્ગ નીપજોના જે આખા જથ્થાનું ઉત્પાદન કરે છે તેમાંથી તેને તો માત્ર એક હિસ્સો જ મળે છે. અને આપણે હમણાં જ જોઈ ગયા તેમ, બાકીનો જે હિસ્સો મૂડીદાર વર્ગ પોતાને માટે રાખી લે છે અથવા બહુ બહુ તો જમીનદાર વર્ગની જોડે વહેંચી ખાય છે તે દરેક નવી શોધ અને સિદ્ધિના પરિણામે વધતો જાય છે, જ્યારે કામદાર વર્ગને ભાગે (માથાદીઠ હિસાબે) પડતો હિસ્સો કાં તો બહુ ધીરે ધીરે અને મામૂલી જ વધે છે અથવા મુદ્દલ વધતો જ નથી, અને અમુક સંજોગોમાં તો ઘટી પણ શકે છે.

પરંતુ નિરંતર વધતા જતા વેગે એકબીજીથી આગળ નીકળી જતી એ શોધો તથા સિદ્ધિઓ, અગાઉ કદી ખ્યાલ પણ ન થઈ શકે એટલા પ્રમાણમાં દરરોજ વધતી જતી માનવીય શ્રમની એ ઉત્પાદકતા, આખરે એવું ઘર્ષણ ઊભું કરે છે કે જેમાં વર્તમાન મૂડીવાદી અર્થતંત્ર ખતમ થઈ જ જાય. એક તરફ તો અપાર સમૃદ્ધિ છે અને નીપજોની એવી રેલમછેલ છે કે ગ્રાહકો તેને બધીને કોઈ રીતે ન જ ખરીદી શકે. બીજી તરફ સમાજનો મોટો ભાગ છે જે સર્વહારા બની ચૂકેલો છે, રોજી સારુ કામ કરતા કામદારોમાં પલટાઈ ગયેલો છે, અને ચોક્કસ રૂપે એ જ કારણે નીપજોની રેલમછેલને પોતાના ઉપયોગ ખાતર ખુદ હસ્તક લઈ લેવા અશક્ત છે. એક તરફ નાનકડો તથા અતિશય દોલતમંદ વર્ગ અને બીજી તરફ રોજી સારુ કામ કરતા કામદારોનો કશી મિલકત વગરનો વિશાળ વર્ગ—એવા વર્ગોમાં વિભાજનના પરિણામે સમાજ ખુદ તેની અંદરની રેલમછેલથી ગૂંગળાઈ રહ્યો છે, જ્યારે તેના સભ્યોની ભારે બહુસંખ્યા તદ્દન કંગાલિયતની સામે ભાગ્યે જ કશું રક્ષણ પામે છે, અથવા મુદ્દલ રક્ષણ નથી પામતી. એવી હાલત દરરોજ વધારે બેહૂદી અને વધારે બિનજરૂરી બનતી જાય છે. તેને ખતમ કરી જ નાખવી જોઈએ, તેને ખતમ કરી શકાય એમ છે. એક નવી સામાજિક વ્યવસ્થા શક્ય છે કે જેમાંથી વર્તમાન વર્ગભેદો અદૃશ્ય થઈ ગયા હશે અને જેમાં—કદાચ થોડીક હાડમારીઓને સાંડોવતા પરંતુ તોયે નૈતિક દૃષ્ટિએ મોટું મૂલ્ય બેશક ધરાવતા ટૂંકા સંક્રમણ સમય પછી— સમાજના તમામ સભ્યોની હાલ અસ્તિત્વ ધરાવતી પારાવાર ઉત્પાદક શક્તિઓના આયોજિત ઉપયોગ તથા વિસ્તરણ મારફત અને કામ કરવાની સૌની એકસરખી જવાબદારીના આધારે, ગુજારાનાં તથા જિંદગીની મોજ માણવાનાં તેમ જ સમગ્ર શારીરિક તથા માનસિક શક્તિઓના ઉપયોગ તથા વિકાસનાં સાધનો સૌને એકસરખા પ્રમાણમાં અને નિરંતર વધારે પૂરા રૂપમાં સુલભ બની જશે. અને એવી નવી સામાજિક વ્યવસ્થા સ્થાપવાનો કામદારોનો નિર્ધાર વધારે ને વધારે મક્કમ બનતો જાય છે એ હકીકત મહાસાગરની બેઉ તરફના વિસ્તારોમાં આવતીકાલ, મેની પહેલી તારીખ, અને રવિવાર, મેની ત્રીજી તારીખ, સુધીમાં પ્રદર્શિત થઈ જશે.[33]

લંડન, ૩૦ એપ્રિલ, ૧૮૯૧ — ફ્રેડરિક એંગેલ્સ

મૂળ પ્રકાશન «Vorwärts»ની પુરવણીના ૧૮૯૧ના મે માસની ૧૩ તારીખના ૧૦૯મા અંકમાં તથા માર્ક્સ લિખિત «Lohnarbeit und Kapital». Berlin, 1891ની પુસ્તિકામાં

જર્મન ભાષામાં લિખિત

## મજૂરી અને મૂડી

વર્તમાન વર્ગસંઘર્ષો તથા રાષ્ટ્રીય સંઘર્ષોનો ભૌતિક પાયો બની રહેતા **આર્થિક સંબંધોની** રજૂઆત ન કરવા બદલ અમને જુદાં જુદાં વર્તુળામાંથી ટીકા સાંભળવા મળી છે. અમે એ સંબંધોની છણાવટ જાણીજોઈને ત્યારે જ કરી છે કે જ્યારે તેઓ રાજકીય સંઘર્ષમાં સીધા મોખરે પહોંગી ગયા હોય.

સૌથી મહત્ત્વનો હેતુ વર્તમાન ઈતિહાસમાં વર્ગસંઘર્ષનું પરીક્ષણ કરવાનો હતો, અને હાથમાં આવી ચૂકેલી તેમ જ દરરોજ નવી સર્જાતી ઐતિહાસિક સામગ્રીના આધારે આનુભવિક રીતે સાબિત કરવાનો હતો કે ફેબ્રુઆરી તથા માર્ચની ઘટનાઓના[34] પરિણામે કામદાર વર્ગની ઉપર લદાઈ ગયેલી ગુલામીની સાથે સાથે તેના દુશ્મનો— ફ્રાંસમાં મૂડીવાદી પ્રજાસત્તાકવાદીઓ અને આખા તળ યુરોપખંડમાં સામંતી આપખુદીની સામે લડતા મૂડીવાદી તથા કિસાન વર્ગો—પણ પરાજિત થઈ ગયા હતા, ફ્રાંસમાં “સાચા પ્રજાસત્તાક”નો વિજય ભેગાભેગો એવાં બધાં રાષ્ટ્રોનો પરાભવ પણ હતો કે જે ફેબ્રુઆરી ક્રાંતિની હાકલના જવાબમાં સ્વાધીનતાનાં પરાક્રમી યુદ્ધો લડવા મેદાને પડયાં હતાં, અને, છેલ્લે, ક્રાંતિકારી કામદારોના પરાજયથી યુરોપ ફરી વાર પુરાણી બેવડી ગુલામીમાં, **અંગ્રેજ-રૂસી** ગુલામીમાં, સરી પડ્યું હતું. પૅરિસમાં જૂનનો સંઘર્ષ, વિયેનાનો પરાભવ, બર્લિનમાં ૧૮૪૮ના નવેંબરની કરુણ તેમ જ હાસ્યજનક ઘટનાઓ[35], પોલૅન્ડ તથા ઈટાલી તથા હંગેરીના મરણિયા પ્રયાસો[36], અયાર્લૅન્ડને ભૂખે મારીને તાબેદારીમાં ધકેલી દેવાની ઘટના—આ બધી ઘટનાઓ યુરોપમાં મૂડીદાર વર્ગ અને કામદાર વર્ગ વચ્ચેના વર્ગસંઘર્ષનાં લક્ષણો વ્યક્ત કરતી મુખ્ય હકીકતો હતી, અને તેના આધારે અમે સાબિત કર્યું કે ક્રાંતિકારી કામદાર વર્ગ વિજયી ન બને ત્યાં સુધી દરેક ક્રાંતિકારી ઊથલપાથલ, તેનું લક્ષ્ય વર્ગસંઘર્ષથી ગમે તેટલું અળગું લાગતું હોય તોપણ, નિષ્ફળ જ જવાની, સર્વહારા ક્રાંતિ અને સામંતશાહી પ્રતિક્રાંતિ વિશ્વયુદ્ધના મેદાનમાં સામસામી તલવારો ટકરાવે



નહિ ત્યાં સુધી દરેક સામાજિક સુધારો માત્ર તરંગ જ બની રહેવાનો. હકીકતમાં તેમ જ અમારી રજૂઆતમાં, **બેલ્જિયમ** તથા **સ્વિટ્ઝર્લૅન્ડ** મહાન ઐતિહાસિક મૂકાભિનયમાં ઠઠ્ઠાચિત્રો સમાં કરુણ તેમ જ હાસ્યજનક દૃશ્યો બની રહ્યાં હતાં— એક મૂડીવાદી રાજશાહીનું આદર્શ રાજ્ય અને બીજું મૂડીવાદી પ્રજાસત્તાકનું આદર્શ રાજ્ય. એ બન્ને રાજ્યો પોતાને યુરોપની ક્રાંતિથી તેમ જ વર્ગસંઘર્ષથી એકસરખાં સ્વતંત્ર ધારે છે.

હવે, અમારા વાચકોએ વર્ગસંઘર્ષને ૧૮૪૮ દરમિયાન વિરાટ રાજકીય રૂપો ધારણ કરી લેતો જોઈ લીધો છે ત્યાર પછી, મૂડીદાર વર્ગ તથા તેના વર્ગશાસનની હયાતી તેમ જ કામદારોની ગુલામી જેની ઉપર આધારિત છે તે આર્થિક સંબંધોના વધારે બારીક પરીક્ષણનો સમય આવી ગયો છે.

અમે નીચે મુજબના ત્રણ મોટા વિભાગોમાં રજૂઆત કરીશું: ૧) **મજૂરીનો** મૂડી જોડેનો સંબંધ, કામદારની ગુલામી, મૂડીદારનું વર્ચસ્વ; ૨) **વર્તમાન પદ્ધતિમાં મધ્યમ મૂડીવાદી વર્ગોનો તથા કહેવાતા શહેરી ધનિક સ્તરનો અનિવાર્ય ખાતમો**; ૩) વિશ્વ બજારના હાકેમ ઈંગ્લૅન્ડ **તરફથી યુરોપનાં વિવિધ રાષ્ટ્રોના મૂડીવાદી વર્ગોને માથે લાદવામાં આવતી વાણિજ્યિક ગુલામી તથા શોષણ.**

અમારી રજૂઆતને અમે બને એટલી સરળ અને સુગમ રાખવાની કોશિશ કરીશું, અને વાચકોની બાબતમાં રાજકીય અર્થશાસ્ત્રના તદ્દન પ્રાથમિક ખ્યાલોની જાણકારીની ધારણા પણ અમે નહિ રાખીએ. અમારી મંછા એવી છે કે કામદારો અમારી વાત સમજી શકે. વળી જર્મનીમાં તો તદ્દન સાદા આર્થિક સંબંધો અંગે પણ અજબગજબના અજ્ઞાનની તથા વિચારોના ગોટાળાની બોલબાલા છે, ત્યાં વર્તમાન વ્યવસ્થાના સુજાણ સમર્થકોથી લઈને **ઢોંગી સમાજવાદીઓ** તથા કદર ન **પામેલી** રાજકીય **પ્રતિભાઓ** મોજૂદ છે, ખંડિત જર્મનીમાં તેમની સંખ્યા “સાર્વભૌમ રજવાડાં” કરતાંયે ઘણી વધારે છે.

હવે આપણે પહેલો સવાલ લઈએ:

### રોજી એટલે શું?
### તે કેવી રીતે નિર્ધારિત થાય છે?

કામદારોને પૂછવામાં આવે કે “તમને કેટલી રોજી મળે છે”, તો એક કહેશે કે “મને મારા માલિક પાસેથી દિવસનો એક માર્ક મળે છે”, બીજો કહેશે કે “મને બે માર્ક મળે છે”, વગેરે વગેરે. જુદા જુદા ધંધાઓના કામદારો

તેમને પોતાપોતાના માલિકો પાસેથી અમુક ખાસ કામગીરીના બદલામાં— દાખલા તરીકે એક વાર કાપડ વણવાના અથવા મુદ્રણ માટે બીબાં ગોઠવીને એક પૃષ્ઠ તૈયાર કરવાના બદલામાં– મળતી જુદી જુદી રકમો જણાવશે. તેમના જવાબો બહુવિધ હોવા છતાં એક બાબતમાં સૌ એકમત હશે: રોજી એટલે ખાસ શ્રમસમયના બદલામાં અથવા શ્રમની ખાસ નીપજના બદલામાં મૂડીદાર તરફથી ચૂકવવામાં આવતી રકમ.

એટલે જાણે એમ લાગે છે કે મૂડીદાર નાણા વડે તેમનો શ્રમ **ખરીદે** છે, તેઓ નાણાના બદલામાં પોતાનો શ્રમ **વેચે** છે. પરંતુ એ તો ખાલી ઉપરનો દેખાવ જ છે. તેઓ હકીકતમાં તો નાણાના બદલામાં પોતાની **શ્રમશક્તિ** મૂડીદારને વેચતા હોય છે. મૂડીદાર એ શ્રમશક્તિને એક દિવસ માટે, એક અઠવાડિયા માટે, એક મહિના માટે, વગેરે પ્રમાણમાં ખરીદતો હોય છે. મૂડીદાર તેને ખરીદી લીધા પછી તેનો ઉપયોગ કામદારો પાસેથી મુકરર સમયનું કામ લઈને કરે છે. તેણે કામદારની શ્રમશક્તિ જેટલી રકમ વડે— દાખલા તરીકે બે માર્ક વડે— ખરીદી હોય એટલી જ રકમ વડે તે બે રતલ ખાંડ અથવા બીજા કોઈ પણ પણ્યનો અમુક ચોક્કસ જથ્થો ખરીદી શકે. જે બે માર્ક વડે તે બે રતલ ખાંડ ખરીદે એ બે માર્ક બે રતલ ખાંડની **કિંમત** થઈ. જે બે માર્ક વડે તે શ્રમશક્તિનો બાર કલાકનો ઉપયોગ ખરીદે એ બે માર્ક બાર કલાકના શ્રમની કિંમત થઈ. એટલે શ્રમશક્તિ પણ ખાંડની સરખામણીમાં જરાય ઓછું કે વધારે નહિ એવું પણ્ય જ છે. શ્રમશક્તિને ઘડિયાળ વડે માપવામાં આવે છે અને ખાંડને કાંટે જોખવામાં આવે છે.

કામદારો પોતાના પણ્યની– -શ્રમશક્તિની— અદલાબદલી મૂડીદારના પણ્ય જોડે— નાણા જોડે— કરે છે, અને એ અદલાબદલી ચોક્કસ પ્રમાણમાં થાય છે. શ્રમશક્તિના અમુક વખત પૂરતા ઉપયોગના બદલામાં અમુક રકમ. બાર કલાકના વણાટકામના બે માર્ક. અને એ બે માર્ક તો હું બે માર્ક વડે જેને ખરીદી શકું એ બધાં પણ્યોનું પ્રતિનિધિત્વ કરે છે, ખરું કે નહિ? એટલે કામદાર હકીકતમાં પોતાના પણ્યની— શ્રમશક્તિની —અદલાબદલી તરેહવાર બીજાં પણ્યોની જોડે કરે છે, અને ચોક્કસ પ્રમાણમાં કરે છે. મૂડીદાર તેને બે માર્ક આપીને તેના એક દિવસના શ્રમના બદલામાં આટલું માંસ, આટલાં કપડાં, આટલું બળતણ, અથવા આટલું અજવાળું, વગેરે આપે છે. એટલે બે માર્ક તો બીજાં પણ્યોની અદલાબદલીમાં શ્રમશક્તિનું પ્રમાણ, શ્રમશક્તિનું **વિનિમય મૂલ્ય**, વ્યક્ત કરે છે. પણ્યના વિનિમય મૂલ્યને **નાણામાં** આંકવામાં આવે એટલે તેને **કિંમત** કહેવામાં



આવે છે. રોજી તો સામાન્ય રીતે **શ્રમની કિંમત** તરીકે ઓળખાતી શ્રમશક્તિની કિંમતનું, જેનો સંચય માનવીય લોહીમાંસ સિવાય બીજે કશે નથી થતો એવા વિશિષ્ટ પણ્યની કિંમતનું, કેવળ એક ખાસ નામ જ છે.

આપણે કોઈ પણ કામદારનો, ધારો કે વણકરનો, દાખલો લઈએ. મૂડીદાર તેને સાળ અને સૂતર પૂરાં પાડે છે. વણકર કામ શરૂ કરી દે છે અને સૂતર કાપડમાં પલટાઈ જાય છે. મૂડીદાર કાપડને પોતાના કબજામાં લઈ લે છે અને તેને ધારો કે વીશ માર્કના બદલામાં વેચી નાખે છે. હવે વણકરની રોજી શું એ કાપડનો, એ વીશ માર્કનો, તેના શ્રમની નીપજનો, એક હિસ્સો છે ખરો? કોઈ રીતે નહિ. વણકરને તેની રોજી તો કાપડ વેચાયું તેનાથી ઘણા વખત પહેલાં, કદાચ વણાટકામ પૂરું થયું તેનાથીયે ઘણા વખત પહેલાં, મળી ચૂકી હોય છે. એટલે મૂડીદાર એ રોજી કાપડના વેચાણની રકમમાંથી નહિ પરંતુ અગાઉ અનામત રાખી મૂકેલાં નાણાંમાંથી ચૂકવે છે. માલિક તરફથી વણકરને પૂરાં પાડવામાં આવતાં સાળ અને સૂતર જેવી રીતે વણકરે પેદા કરેલાં નથી હોતાં, એવી જ રીતે તેના પણ્યના— શ્રમશક્તિના— બદલામાં મળતાં પણ્યો પણ તેણે પેદા કરેલાં નથી હોતાં. શક્ય છે કે તેને કામે રાખનાર માલિકને કાપડ ખરીદનારું કોઈ મળે જ નહિ. શક્ય છે કે માલિકને કાપડના વેચાણમાંથી રોજી જેટલી રકમ પણ ન મળે. શક્ય છે કે તેને કાપડના વેચાણમાંથી વણકરની રોજીની સરખામણીએ બહુ નફો થાય. એ બધી બાબતોને વણકર જોડે કશો જ સંબંધ નથી. મૂડીદાર જેવી રીતે કાચો માલ— સૂતર— અને શ્રમનું સાધન— સાળ— પોતાને હસ્તક દોલતના, પોતાની મૂડીના, એક હિસ્સા વડે ખરીદતો હોય છે એવી જ રીતે વણકરની શ્રમશક્તિને તેના બીજા હિસ્સા વડે ખરીદતો હોય છે. એવી ખરીદી કરી લીધા પછી, અને કાપડના ઉત્પાદન માટે જરૂરી શ્રમશક્તિ એ ખરીદીમાં સામેલ હોય છે, મૂડીદાર **તેની પોતાની** માલિકીના **કાચા માલ તથા શ્રમનાં સાધનો** વડે જ ઉત્પાદન કરે છે કારણ કે શ્રમનાં સાધનોમાં હવે આપણો ભલો વણકર પણ ખરેખર સામેલ હોય જ છે, અને નીપજમાં અથવા નીપજની કિંમતમાં સાળની જેમ જ તેનો પણ મુદ્દલ હિસ્સો નથી હોતો.

**એટલે રોજી કામદારે પેદા કરેલા પણ્યમાં તેના હિસ્સા રૂપે નથી હોતી. રોજી તો પહેલેથી મોજૂદ પણ્યોનો એક ભાગ હોય છે, અને મૂડીદાર તેના વડે ઉત્પાદક શ્રમશક્તિનો ચોક્કસ રાશિ પોતાને સારુ ખરીદે છે.**

એટલે શ્રમશક્તિ તો એક પણ્ય છે, અને તેની માલિકી ધરાવતો મજૂર

તેનું વેચાણ મૂડીને કરે છે. તે પોતાની શ્રમશક્તિ શા સારુ વેચે છે? જિંદગી ટકાવી રાખવા સારુ.

પરંતુ શ્રમશક્તિનો ઉપયોગ, શ્રમ, તો કામદારની પોતાની જીવનપ્રવૃત્તિ છે, તેની પોતાની જિંદગીની અભિવ્યક્તિ છે. તે જરૂરી **ગુજરાનાં સાધનો** હાંસલ કરવા ખાતર એ **જીવનપ્રવૃત્તિ** બીજા માણસને વેચી દે છે. એ રીતે, તેની જીવનપ્રવૃત્તિ તેને માટે તો જિંદગી ટકાવી રાખવાનું શક્ય બનાવતું એક સાધન માત્ર જ છે. તે જિંદગી ટકાવી રાખવા સારુ કામ કરે છે. તે શ્રમને પોતાની જિંદગીનો એક ભાગ પણ નથી ગણતો, તેની નજરમાં શ્રમ તો ઊલટો જિંદગીના એક બલિદાન સમો હોય છે, તેણે બીજાને આપી દીધેલું પણ્ય હોય છે. એટલે તેની પ્રવૃત્તિનું પરિણામ તેની પ્રવૃત્તિનું લક્ષ્ય નથી હોતું. તે પોતાને ખાતર જે પેદા કરે છે તે કંઈ તેણે વણેલું રેશમ નથી, તેણે ખાણમાંથી ખોદી કાઢેલું સોનું પણ નથી, અને તેણે બાંધેલો મહેલ પણ નથી. તે પોતાને ખાતર તો રોજી પેદા કરે છે, અને રેશમ કે સોનું કે મહેલ તેને માટે ગુજરાનાં સાધનોના ચોક્કસ જથ્થામાં પલટાઈ જાય છે — કદાચ સુતરાઉ જાકીટમાં, ત્રાંબાના થોડાક સિક્કાઓમાં, અને ભંડકિયા જેવા રહેઠાણમાં પલટાઈ જાય છે. બાર કલાક સુધી વણતો, કાંતતો, શારડી ફેરવતો, મશીન ચલાવતો, ચણતર કરતો, જમીન ખોદતો, પથ્થર ફોડતો, વજન ઉપાડતો, અથવા બીજું કામ કરતો કામદાર પોતાની બાર કલાકની વણવાની, કાંતવાની, શારડી ફેરવવાની, મશીન ચલાવવાની, ચણતર કરવાની, જમીન ખોદવાની કે પથ્થર ફોડવાની મહેનતને પોતાના જીવનની અભિવ્યક્તિ તરીકે, જિંદગી તરીકે, ગણે છે ખરો? ના, વાત એથી ઊલટી જ છે, તેને માટે જિંદગી તો એવી પ્રવૃત્તિ પૂરી થયા પછી જ શરૂ થાય છે, ખાવા બેસે, દારૂના પીઠામાં પહોંચી જાય, અથવા બિછાનામાં લંબાવે ત્યારે શરૂ થાય છે. તેનો બાર કલાકનો શ્રમ તેની નજરમાં વણાટ, કાંતણ, શારકામ, વગેરે તરીકે કશું જ મહત્ત્વ નથી ધરાવતો, તેનું મહત્ત્વ તો ખાવાની, દારૂના પીઠામાં જવાની, તથા બિછાનામાં સૂવાની સગવડ તેને પૂરી પાડતી **કમાણી** તરીકે જ હોય છે. રેશમનો કીડો ઇયળ તરીકે પોતાની હયાતી ટકાવી રાખવા સારુ કાંતણ કરતો હોત તો પૂરો મજૂર હોત. શ્રમશક્તિ હંમેશાં **પણ્ય** નહોતી. શ્રમ હંમેશાં મજૂરીનો શ્રમ નહોતો, અર્થાત્ **મુક્ત શ્રમ** નહોતો. બળદ ખેડૂતનું કામ કરે ત્યારે તેમાં જેવી રીતે કશું વેચાણ નથી હોતું એવી જ રીતે **ગુલામ** તેના માલિકનું કામ કરે ત્યારે તેમાં તેની શ્રમશક્તિનું વેચાણ નથી હોતું. ગુલામ તો તેની શ્રમશક્તિ સમેત કાયમને માટે તેના માલિકને વેચાઈ



ગયેલો હોય છે. તે તો પણ્ય છે અને એક માલિકના હાથમાંથી બીજા માલિકના હાથમાં જાય છે. **તે પોતે** પણ્ય હોય છે પરંતુ શ્રમશક્તિ તેનું પણ્ય નથી હોતી. **ખેતગુલામ** પોતાની શ્રમશક્તિના કેવળ એક હિસ્સાનું જ વેચાણ કરે છે. તેને જમીનના માલિક પાસેથી રોજી નથી મળતી, પણ જમીનનો માલિક ઊલટો તેની પાસેથી નજરાણું વસૂલ કરે છે.

ખેતગુલામ જમીન જોડે બંધાયેલો હોય છે અને તેની ઊપજ જમીનના માલિકને હવાલે કરી દે છે. **મુક્ત મજૂરની** બાબત એથી ઊલટી છે. તે તો ખુદ પોતાનું જ વેચાણ કરે છે અને તૂટક તૂટક કરે છે. તે દરરોજ લિલામમાં પોતાની જિંદગીના આઠ, દસ, બાર, કે પંદર કલાકનું વેચાણ સૌથી વધારે બોલી બોલનારને, કાચા માલના તથા શ્રમનાં સાધનોના તેમ જ ગુજરાનાં સાધનોના માલિકને, એટલે મૂડીદારને કરી નાખે છે. કામદારનો કોઈ માલિક નથી હોતો અને તે જમીન સાથે બંધાયેલો પણ નથી હોતો, પરંતુ તેની રોજની જિંદગીના આઠ, દસ, બાર કે પંદર કલાક જે કોઈ ખરીદી લે તેની માલિકીના બની જાય છે. કામદાર જે મૂડીદારને, ત્યાં કામે રહ્યો હોય તેને મરજી પડે ત્યારે છોડી દઈ શકે છે, અને મૂડીદાર પોતાને ઠીક લાગે ત્યારે, કામદારની મહેનતમાંથી નફો મળતો બંધ થઈ જાય અથવા ધારેલો નફો ન મળે કે તરત, કામદારને બરતરફ કરી શકે છે. પરંતુ કામદારના ગુજરાનનો એકમાત્ર આધાર તેની શ્રમશક્તિનું વેચાણ હોવાથી તે પોતાના અસ્તિત્વને તજી દીધા વગર તો શ્રમશક્તિના **ગ્રાહકોના આખા વર્ગથી**, એટલે મૂડીદાર **વર્ગથી**, પોતાને અળગો ન જ કરી શકે. તે કોઈ આ કે તે મૂડીદારની જોડે નહિ પરંતુ મૂડીદાર વર્ગની જોડે બંધાયેલો હોય છે, અને વધારામાં તેને પોતાનું વેચાણ ખુદ કરવાનું હોય છે, એટલે કે એ મૂડીદાર વર્ગની અંદરથી ગ્રાહક શોધી કાઢવાનો હોય છે.

હવે, મૂડી અને મજૂરી વચ્ચેના સંબંધનું વધારે બારીક પરીક્ષણ કરતાં પહેલાં, અમે રોજીના નિર્ધારણમાં લક્ષમાં લેવાના ખૂબ સામાન્ય સંબંધોની સંક્ષિપ્ત રજૂઆત કરીશું.

આપણે જોઈ ગયા કે રોજી એક ચોક્કસ પણ્યની, શ્રમશક્તિની, **કિંમત** હોય છે. એટલે રોજીનું નિર્ધારણ પણ બીજા દરેક પણ્યની કિંમતના નિર્ધારણની જેમ જ થાય છે. એટલે આવો સવાલ ઊભો થાય છે: **પણ્યની કિંમતનું નિર્ધારણ કેવી રીતે થાય છે?**

## પણ્યની કિંમત શાના વડે નિર્ધારિત થાય છે?

ખરીદનારાઓ અને વેચનારાઓ વચ્ચેની હરીફાઈ વડે, માલની પૂછા અને સોંપણી માટે તૈયાર માલ વચ્ચેના સંબંધ વડે, માંગ અને પુરવઠા વચ્ચેના સંબંધ વડે. પણ્યની કિંમત નિર્ધારિત કરનારી હરીફાઈનાં **ત્રણ પાસાં** હોય છે.

જુદા જુદા ઘણા વેચનારાઓ એકનું એક પણ્ય વેચતા હોય છે. એક જ જાતનો માલ વેચાતો હોય ત્યારે જે માણસ માલને સૌથી સસ્તો વેચે તે બીજા વેચનારાઓને મેદાનમાંથી બહાર હાંકી કાઢે અને પોતે જ સૌથી વધારે વેચાણ કરી લે. એ રીતે, વેચનારાઓ વેચાણ કરવા સારુ, બજાર સારુ, માંહોમાંહે હુંસાતુંસી કરવા લાગે. દરેકને વેચવાની, બને એટલું વધારે વેચવાની, અને શક્ય હોય તો બીજા વેચનારાઓને બાકાત રાખીને પોતે એકલા જ વેચવાની, મંછા હોય છે. એટલે એક વેચનાર બીજા કરતાં સસ્તે વેચે છે. પરિણામે **વેચનારાઓની** અંદર **હરીફાઈ** થાય છે, અને એથી તેમનાં **પણ્યોની** કિંમત **ઘટે છે.**

પરંતુ હરીફાઈ તો ખરીદનારાઓની અંદર પણ થતી હોય છે, અને તેના પરિણામે પણ્યોની કિંમત **વધે** છે.

છેલ્લે, **ખરીદનારાઓ અને** વેચનારાઓની **વચ્ચે** પણ હરીફાઈ થતી હોય છે. ખરીદનારાઓ બને એટલું સસ્તું ખરીદવા માગતા હોય છે, અને વેચનારાઓ બને એટલું મોંઘું વેચવા માગતા હોય છે. ખરીદનારાઓ અને વેચનારાઓ વચ્ચેની આ હરીફાઈના પરિણામનો આધાર એ વાત ઉપર હોય છે કે હરીફાઈનાં ઉપરોક્ત બે પાસાં વચ્ચેનો સંબંધ કેવો છે, એટલે કે હરીફાઈ ખરીદનારાઓના લશ્કરમાં વધારે જોરદાર છે કે વેચનારાઓના લશ્કરમાં. ઉદ્યોગ બે લશ્કરોને મેદાનમાં એકબીજાની સામે ખડાં કરી દે છે. તેમાંથી દરેક લશ્કરની અંદર તેની પોતાની જ હરોળોમાં તેના પોતાના જ સિપાહીઓની વચ્ચે લડાઈ ચાલતી હોય છે. જે લશ્કર પોતાના જ સિપાહીઓને પ્રમાણમાં ઓછા ખતમ કરી નાખે તેને સામા લશ્કરની ઉપર ફતેહ હાંસલ થાય છે.

ધારો કે બજારમાં રૂની એકસો ગાંસડીઓ વેચાવા આવી છે. અને એ જ વખતે ખરીદનારાઓ રૂની એક હજાર ગાંસડીઓ ખરીદવા તૈયાર બેઠા છે. આ દાખલામાં માંગ પુરવઠા કરતાં દસ ગણી થઈ. દરેક ખરીદનારને એક ગાંસડી ખરીદવાની અને બને તો સોએ સો ગાંસડી ખરીદી લેવાની તાલાવેલી હોય, એટલે બહુ જોરદાર હરીફાઈ થાય જ. આ દાખલામાં આપમરજીની કશી ઉટપટાંગ ધારણા નથી. આપણે વ્યાપારના ઈતિહાસમાં કપાસના નબળા પાકના



એવા ગાળાઓ જોઈ ચૂક્યા છીએ કે જ્યારે થોડાક મૂડીદારોએ મળીને રૂની કેવળ એકસો ગાંસડીઓ જ નહિ પરંતુ આખી દુનિયાના કપાસના સમગ્ર પાકને ખરીદી લેવાની કોશિશ કરી છે. એટલે, ઉપરના દાખલામાં, એક ખરીદનાર રૂની ગાંસડી દીઠ પ્રમાણમાં વધારે કિંમત આપવાની તૈયારી બતાવીને બાકીના ખરીદનારાઓને મેદાનમાંથી હાંકી કાઢવાની કોશિશ કરે જ. દુશ્મન લશ્કરની અંદર ખરીદનારાઓને માંહોમાંહે અત્યંત ભીષણ સંગ્રામ લડતા જોઈને રૂ વેચનારાઓને પોતાની સોએ સો ગાંસડી વેચાઈ જવાની પાકી ખાતરી થઈ જાય, એટલે હરીફો માંહોમાંહે હુંસાતુંસી કરીને કિંમત વધારતા હોય એવે વખતે તેઓ આપસમાં ઝઘડા તેમ જ રૂની કિંમતમાં ઘટાડો ટાળવાની પૂરી તકેદારી રાખે જ. એ રીતે, વેચનારાઓના લશ્કરમાં એકાએક શાંતિ છવાઈ જાય, તેઓ **એકતા સાધીને** ખરીદનારાઓની સામે ખડા થઈ જાય અને ફિલસૂફની અદાથી અદબ વાળી લે. બેહદ ખંતીલા અને તલપાપડ ખરીદનારાઓનીયે કિંમત વધારવાની તૈયારીને અમુક ચોક્કસ મર્યાદાઓ ન રહેતી હોય તો વેચનારાઓની માગણીઓને ક્યી સીમા જ ન રહે.

એટલે પણ્યનો પુરવઠો તેની માંગથી ઓછો હોય તો વેચનારાઓની અંદર કેવળ જરાક જ હરીફાઈ થાય છે અથવા મુદ્દલ થતી જ નથી. આ હરીફાઈ જેટલા પ્રમાણમાં ઘટે એટલા પ્રમાણમાં ખરીદનારાઓની અંદરની હરીફાઈ વધે છે. તેના પરિણામે પણ્યોની કિંમતોમાં વધતે ઓછે અંશે સારી પેઠે વધારો થઈ જાય છે.

એ તો જાણીતી વાત છે કે આનાથી ઊલટું પરિણામ પેદા કરતી ઊલટી ઘટનાઓ વધારે વાર બનતી હોય છે. માંગ કરતાં પુરવઠો સારી પેઠે વધારે હોય, વેચનારાઓની અંદર કારમી હરીફાઈ થાય, ખરીદનારાઓ મળતા ન હોય, માલને બેહદ સસ્તી કિંમતે કાઢી નાખવામાં આવે.

પરંતુ કિંમતોમાં વધારા અને ઘટાડાનો અર્થ શો છે? વધારે કિંમત અને ઓછી કિંમતનો અર્થ શો છે? નાનકડી કાંકરીને દૂરબીન વડે જોવામાં આવે તો તે બહુ મોટી લાગે, અને પર્વતની સરખામણીમાં મિનારો નાનો લાગે. કિંમતનું નિર્ધારણ પુરવઠા અને માંગ વચ્ચેના સંબંધના આધારે થતું હોય તો પુરવઠા અને માંગ વચ્ચેના સંબંધનું નિર્ધારણ શાના આધારે થાય છે?

આપણે રસ્તે મળતા પહેલા મૂડીદારની સલાહ પૂછીએ. તે એક પળનોયે વિચાર નહિ કરે, અને જાણે બીજો મહાન સિકંદર હોય એવી રીતે આ તાત્ત્વિક કોયડાને[37] ગણિતના કોષ્ટક વડે ઉકેલી આપશે. તે આપણને જણાવશે કે હું જે

માલ વેચતો હોઉં તેના ઉત્પાદનમાં મને ૧૦૦ માર્કનું ખર્ચ થયું હોય અને એ માલ વેચવાથી—બેશક એક વરસની અંદર—મને ૧૧૦ માર્ક મળે તો તે એકદમ બરાબર, પ્રમાણિક, વાજબી નફો ગણાય, પરંતુ મને માલના બદલામાં જો ૧૨૦ કે ૧૩૦ માર્ક મળે તો તે ભારે નફો ગણાય, અને ૨૦૦ માર્ક જેટલું મળે તો તે અસાધારણ નફો ગણાય, જબરજસ્ત નફો ગણાય. એટલે મૂડીવાદી માટે નફાના **માપદંડની** કામગીરી બજાવનાર શું છે? તેના પણ્યનું ઉત્પાદન **ખર્ચ.** તેના પણ્યના બદલામાં જો તેને બીજાં પણ્યોનો એટલો જથ્થો મળે કે જેનાં ઉત્પાદનમાં સરખામણીએ ઓછું ખર્ચ થયું હોય તો તેને ખોટ જાય. તેના પણ્યના બદલામાં જો તેને બીજાં પણ્યોનો એટલો જથ્થો મળે કે જેના ઉત્પાદનમાં સરખામણીએ વધારે ખર્ચ થયું હોય તો તેને નફો થાય. તેના પણ્યનું વિનિમય મૂલ્ય મીંડાથી, ઉત્પાદન ખર્ચથી, જેટલા પ્રમાણમાં ઊંચું કે નીચું હોય તેના આધારે તે નફાની કે ખોટની ગણતરી કરે છે.

આપણે જોયું કે પુરવઠા અને માંગ વચ્ચેનો પલટાતો સંબંધ કેવી રીતે કિંમતોમાં ક્યારેક વધારા અને ક્યારેક ઘટાડા કરે છે, કિંમતોને ક્યારેક ઊંચે ચડાવી દે છે અને ક્યારેક નીચે ઉતારી નાખે છે. અપૂરતા પુરવઠાને કારણે અથવા માંગમાં કશા પ્રમાણ વગરના વધારાને કારણે કોઈ પણ્યની કિંમત સારી પેઠે વધી જાય તો બીજા કોઈ પણ્યની કિંમત એટલા પ્રમાણમાં આવશ્યક રૂપે ઘટી જ હોય, કારણ કે પણ્યની કિંમત તો એ પણ્યના બદલામાં મળતાં બીજાં પણ્યોના પ્રમાણને કેવળ નાણામાં વ્યક્ત જ કરે છે. દાખલા તરીકે, જો રેશમી કાપડની કિંમત એક વારના પાંચ માર્કથી વધીને છ માર્ક થઈ જાય તો રેશમી કાપડના સંબંધમાં ચાંદીની કિંમત ઘટી ગઈ ગણાય, અને એવી જ રીતે બીજાં જે પણ્યોની જૂની કિંમત ચાલુ રહી હોય તે બધાંની કિંમતો પણ રેશમી કાપડના સંબંધમાં ઘટી ગઈ ગણાય. અગાઉ જેટલું જ રેશમી કાપડ મેળવવા માટે બદલામાં એ પણ્યોના અગાઉ કરતાં વધારે મોટા જથ્થા આપવા પડે. કોઈ પણ્યની કિંમત વધતી જાય તો પરિણામ કેવું આવે? મૂડીનો વિશાળ રાશિ ઉદ્યોગની એ ખીલતી શાખામાં રોકવામાં આવે, અને ફાયદાકારી ઉદ્યોગના ક્ષેત્રમાં વહેવા લાગતો મૂડીનો એ પ્રવાહ, એ ઉદ્યોગના નફા સાધારણ બની જાય ત્યાં સુધી અથવા તેની નીપજોની કિંમતો અત્યુત્પાદનને લીધે ઉત્પાદન ખર્ચ કરતાંયે ઘટી જાય ત્યાં સુધી, ચાલુ રહે.

એથી ઊલટું, કોઈ પણ્યની કિંમત તેના ઉત્પાદન ખર્ચ કરતાંયે ઘટી જાય ત્યારે મૂડીને એ પણ્યના ઉત્પાદનમાંથી પાછી ખેંચી લેવામાં આવે. ઉદ્યોગની



જે શાખાઓ જરીપુરાણી થઈ ગઈ હોય અને તેના પરિણામે ખતમ થઈ જ જવાની હોય તેને બાદ કરતાં, મૂડી પાછી ખેંચાવાની એવી પ્રક્રિયાને લીધે સંબંધિત પણ્યના ઉત્પાદનમાં, એટલે તેના પુરવઠામાં, ઘટાડો થતો જ રહે, અને ઉત્પાદન તથા માંગ એકસરખાં થઈ જાય તથા તેના પરિણામે કિંમત ફરી ઉત્પાદન ખર્ચના સ્તરે પહોંચી જાય ત્યાં સુધી, એટલે કિંમત ઉત્પાદન ખર્ચ કરતાં વધવા લાગે ત્યાં સુધી, એવો ઘટાડો ચાલુ જ રહે, કારણ કે **બજારમાં ચાલતી પણ્યની કિંમત હંમેશાં તેના ઉત્પાદન ખર્ચથી ઊંચે અથવા નીચે હોય છે.**

આપણે જોયું કે મૂડીનું આવનજાવન નિરંતર ચાલતું હોય છે, તે એક ઉદ્યોગના ક્ષેત્રમાંથી બીજા ઉદ્યોગના ક્ષેત્રમાં સતત આવતી જતી રહે છે. કિંમતો વધી જાય ત્યારે ભારે મોટું આવન થાય અને કિંમતો ઘટી જાય ત્યારે મોટું જાવન થાય.

અમે એક બીજી દૃષ્ટિએ એમ પણ બતાવી શકીએ કે માત્ર પુરવઠો જ નહિ પરંતુ માંગ પણ ઉત્પાદન ખર્ચ વડે નિર્ધારિત થતી હોય છે. પરંતુ એવી છણાવટ આપણને આપણા વિષયથી ખૂબ દૂર ખેંચી જાય.

આપણે હમણાં જ જોયું કે પુરવઠા અને માંગની વધઘટ પણ્યની કિંમતને સતત પાછી ઉત્પાદન ખર્ચ સુધી લઈ આવે છે. એ **વાત સાચી** છે કે **પણ્યની ખરી કિંમત હંમેશાં તેના ઉત્પાદન ખર્ચ કરતાં ઊંચે અથવા નીચે હોય છે, પરંતુ વધારો ને ઘટાડો પરસ્પર સમતુલા જાળવતા હોય છે**, એટલે અમુક ગાળાની અંદર ઉદ્યોગની ઓટ અને ભરતીને એકીસાથે લક્ષમાં લેવામાં આવે તો પણ્યોની એકબીજા જોડેની અદલાબદલી તેમના ઉત્પાદન ખર્ચ અનુસાર થાય છે, એટલે તેમની કિંમત તેમના ઉત્પાદન ખર્ચના આધારે નિર્ધારિત થાય છે.

ઉત્પાદન ખર્ચના આધારે કિંમતના આ નિર્ધારણને અર્થશાસ્ત્રીઓની દૃષ્ટિએ સમજવાનું નથી. અર્થશાસ્ત્રીઓ જણાવે છે કે પણ્યોની **સરેરાશ કિંમત** ઉત્પાદન ખર્ચ જેટલી હોય છે, એ તો **નિયમ** છે. જેમાં વધારાનો બદલો ઘટાડો વાળી દે છે અને ઘટાડાનો બદલો વધારો વાળી દે છે એવી અંધાધૂંધ ગતિને તેઓ અકસ્માત ગણાવે છે. એટલા જ હકથી વધઘટને નિયમ અને ઉત્પાદન ખર્ચના આધારે થતા નિર્ધારણને અકસ્માત ગણાવી શકાય. હકીકતમાં બીજા અર્થશાસ્ત્રીઓએ એમ કર્યું પણ છે. પરંતુ આ વધઘટનું વધારે બારીક નિરીક્ષણ કરવામાં આવે તો કેવળ તે જ પોતાની જોડે એકદમ ખોફનાક તારાજી લેતી આવે છે અને મૂડીવાદી સમાજના પાયાને ધરતીકંપની માફક હચમચાવી નાખે છે—કેવળ એવી વધઘટ દરમિયાન જ કિંમતો ઉત્પાદન ખર્ચના આધારે નિર્ધારિત થાય છે.

એવી ગેરવ્યવસ્થાની કુલ ગતિમાં જ તેની વ્યવસ્થિતતા સમાયેલી હોય છે. એવા ઔદ્યોગિક અંધેર દરમિયાન, કૂંડાળામાં લેવાતા એવા ચકરાવાઓમાં, હરીફાઈ જાણે એક અતિરેકનો છેદ બીજા અતિરેકથી ઉડાવી દેતી હોય છે.

એટલે આપણે જોઈએ છીએ કે પણ્યની કિંમત તેના ઉત્પાદન ખર્ચના આધારે એવી રીતે નિર્ધારિત થાય છે કે તેની કિંમત તેના ઉત્પાદન ખર્ચથી વધારે હોય એવા ગાળાઓનો બદલો, તેની કિંમત તેના ઉત્પાદન ખર્ચ કરતાં ઓછી હોય એવા ગાળાઓમાં, વળી જાય છે અને પછી એથી ઊલટા ક્રમની ઘટના બને છે. અલગ અલગ ખાસ ઔદ્યોગિક પેદાશોમાં બેશક એમ નથી બનતું, કેવળ ઉદ્યોગની આખી શાખાના સંબંધમાં જ એમ બને છે. એટલે આ બાબત અલગ અલગ ઉદ્યોગપતિઓને લાગુ નથી થતી પરંતુ કેવળ ઉદ્યોગપતિઓના આખા વર્ગને જ લાગુ થાય છે.

ઉત્પાદન ખર્ચના આધારે કિંમતના નિર્ધારણનો અને પણ્યની બનાવટમાં જરૂરી શ્રમસમયના આધારે કિંમતના નિર્ધારણનો અર્થ એકસરખો છે કારણ કે ઉત્પાદન ખર્ચ નીચે મુજબના અંશોનું બનેલું હોય છે: ૧) કાચો માલ અને યંત્રો તથા ઓજારોનો ઘસારો, એટલે જેના ઉત્પાદનમાં શ્રમદિનોનો અમુક રાશિ ખર્ચાયો હોય અને જે એ કારણે શ્રમસમયના અમુક રાશિનું પ્રતિનિધિત્વ કરતી હોય એવી ઔદ્યોગિક પેદાશોના ઘસારો, અને ૨) સીધો શ્રમ કે જેનું પ્રમાણ ચોક્કસ રૂપે કેવળ સમય વડે જ માપવામાં આવે છે.

સાધારણ રીતે પણ્યોની કિંમતોનું નિયમન કરતા સામાન્ય નિયમો જ રોજીનું, **શ્રમની કિંમતનું**, નિયમન પણ બેશક કરે છે.

રોજીમાં વધારા અને ઘટાડા પુરવઠા અને માંગ વચ્ચેના સંબંધ મુજબ, શ્રમશક્તિને ખરીદનારાઓ એટલે મૂડીદાર અને શ્રમશક્તિને વેચનારાઓ એટલે કામદારો વચ્ચેની હરીફાઈમાં આવતા પલટા મુજબ, થાય છે. રોજીમાં થતી વધઘટ સામાન્ય રીતે પણ્યોની કિંમતોમાં થતી વધઘટને અનુરૂપ હોય છે. **પરંતુ એવી વધઘટની મર્યાદાઓની અંદર શ્રમની કિંમત તેના ઉત્પાદન ખર્ચના આધારે, એ પણ્યના—શ્રમશક્તિના—ઉત્પાદન માટે જરૂરી શ્રમસમયના આધારે, નિર્ધારિત થાય છે.**

**તો પછી શ્રમશક્તિનું ઉત્પાદન ખર્ચ શું હોય છે?**

**કામદારને કામદાર બનાવવામાં અને કામદાર તરીકે જાળવી રાખવામાં જે ખર્ચ જરૂરી બને તે.**

એટલે જે કામની તાલીમમાં જેટલો ઓછો સમય લાગે એટલા પ્રમાણમાં



**ઓછું** ખર્ચ એ કામના કામદારનું ઉત્પાદન કરવામાં થાય અને તેના શ્રમની કિંમત, તેની રોજી, પણ એટલા પ્રમાણમાં ઓછી હોય. ઉદ્યોગની જે શાખાઓમાં તાલીમની ભાગ્યે જ જરૂર પડતી હોય છે અને કામદારની કેવળ શારીરિક હયાતી જ પૂરતી હોય છે, તેમાં કામદારનું ઉત્પાદન કરવા માટે જરૂરી ખર્ચ તેને જીવતો તથા કામ કરવા લાયક રાખવા માટે જરૂરી પણ્યોની મર્યાદાઓમાં જ રહે છે. **એટલે તેના શ્રમની કિંમત ગુજરાનાં જરૂરી સાધનોની કિંમતના આધારે નિર્ધારિત થાય છે.**

પરંતુ એક બીજી બાબત પણ લક્ષમાં રાખવી પડે છે.

કારખાનદાર પોતાના ઉત્પાદન ખર્ચની અને તેના આધારે નીપજોની કિંમતની ગણતરી કરે ત્યારે શ્રમનાં સાધનોના ઘસારાનો હિસાબ પણ ભેગો લગાવે છે. દાખલા તરીકે, તેને એક મશીનના ૧૦૦૦ માર્ક ચૂકવવા પડ્યા હોય, અને એ મશીન દસ વરસમાં ઘસાઈ જાય એવું હોય, તો તે પણ્યોની કિંમતમાં દર વરસે ૧૦૦ માર્ક ઉમેરે, જેથી દસ વરસ બાદ તે જૂના મશીનની જગ્યાએ નવું મશીન લગાવી શકે. એવી જ રીતે, સાદી શ્રમશક્તિના ઉત્પાદન ખર્ચની ગણતરી કરતી વેળા તેમાં પુનરુત્પાદનનું ખર્ચ પણ સામેલ કરવું જોઈએ, જેથી કામદારોની જાતિમાં વંશવિસ્તાર ચાલુ રહે અને ગલઢાબુઢ્ઢા કામદારોની જગ્યાએ નવા કામદારોને ગોઠવી શકાય. એ રીતે, મશીનના ઘસારાની જેમ જ કામદારના ઘસારાને પણ ગણતરીમાં લેવામાં આવે છે.

**એટલે સાદી શ્રમશક્તિનું ઉત્પાદન ખર્ચ કામદારની હયાતી તથા પુનરુત્પાદનના ખર્ચ** જેટલું હોય છે. એ હયાતી અને પુનરુત્પાદન માટે ચૂકવવી પડતી કિંમત રોજી બની રહે છે. એવી રીતે નિર્ધારિત થયેલી રોજીને **રોજી ન્યૂનતમ** કહેવામાં આવે છે. જેવી રીતે પણ્યોની કિંમત સામાન્ય રૂપમાં ઉત્પાદન ખર્ચના આધારે નિર્ધારિત થાય છે, એવી જ રીતે આ રોજી ન્યૂનતમ પણ સામાન્ય રૂપમાં આખી **જાતિને લાગુ થાય છે, અલગ અલગ વ્યક્તિઓને** લાગુ નથી થતી. અલગ અલગ તો લાખો કામદારોને પોતાની હયાતી ટકાવી રાખવા અને પુનરુત્પાદન ચાલુ રાખવા પૂરતું પણ નથી મળતું; પરંતુ સમગ્ર કામદાર વર્ગની રોજી વધઘટના છેદ ઉડાવીને એવી ન્યૂનતમ કક્ષાએ કાયમ રહે છે.

બીજા કોઈ પણ પણ્યની કિંમતની જેમ જ રોજીનું પણ નિયમન કરતા અત્યંત સામાન્ય નિયમો આપણે સમજી લીધા છે એટલે હવે વિષયની વધારે વિશિષ્ટ છણાવટ કરી શકીશું.

મૂડી એટલે એવો કાચો માલ, શ્રમનાં સાધનો, તથા ગુજરાનાં તરેહવાર

સાધનો કે જેનો ઉપયોગ નવા કાચા માલના, શ્રમનાં નવાં સાધનોના, તથા ગુજરાનાં નવાં સાધનોના ઉત્પાદન માટે કરવામાં આવતો હોય. મૂડીનાં એ બધાં ઘટકો શ્રમનાં સર્જનો હોય છે, શ્રમની નીપજો હોય છે, **સંચિત શ્રમ** હોય છે. નવા ઉત્પાદનના સાધનની કામગીરી બજાવતો સંચિત શ્રમ એટલે મૂડી.

અર્થશાસ્ત્રીઓનું કહેવું એમ છે.

નિગ્રો ગુલામ એટલે શું? કાળી જાતિનો આદમી. આ કે તે ખુલાસા બધા એકસરખા છે.

નિગ્રો એટલે નિગ્રો. તે ગુલામ તો કેવળ અમુક સંબંધોના આધારે જ બનતો હોય છે. રૂ કાંતવાનું યંત્ર એટલે રૂ કાંતવાનું યંત્ર. તે **મૂડી** તો અમુક સંબંધોના આધારે જ બનતું હોય છે. જેવી રીતે સોનું પોતે કંઈ **નાણું** નથી હોતું અને ખાંડ પોતે કંઈ ખાંડની કિંમત નથી હોતી, એવી જ રીતે કાંતણયંત્રને એવા વિશિષ્ટ સંબંધોથી અળગું કરી નાખવામાં આવે તો તે મૂડી નથી રહેતું.

ઉત્પાદન દરમિયાન ઇન્સાનો કેવળ કુદરતની ઉપર જ નહિ પરંતુ **એકબીજાની** ઉપર પણ અસર પાડતા હોય છે. તેઓ અમુક રીતે સહકાર કરીને જ, અને પરસ્પર કામગીરીનો વિનિમય કરીને જ, ઉત્પાદન કરતા હોય છે. ઉત્પાદન કરવા સારુ તેઓ એકબીજાની સાથે ચોક્કસ જોડાણો તથા સંબંધો બાંધે છે અને એ સામાજિક જોડાણો તથા સંબંધોની અંદર અંદર જ તેમની અસર કુદરતની ઉપર પડે છે, ઉત્પાદન થાય છે.

ઉત્પાદકો એકબીજાની જોડે જે સામાજિક સંબંધો બાંધે છે, જે સંજોગોમાં પોતાની કામગીરીઓનો વિનિમય કરે છે અને ઉત્પાદનના પૂરા કાર્યમાં ભાગ લે છે, તે સ્વાભાવિક રીતે જ ઉત્પાદનનાં સાધનોના સ્વરૂપ અનુસાર નિરનિરાળા હોય છે. લડાઈના નવા સાધનની શોધ થઈ અને દારૂગોળાનાં હથિયારો બનવા લાગ્યાં ત્યારે લશ્કરનું આખું આંતરિક સંઘટન આવશ્યક રૂપે પલટાઈ ગયું; અલગ અલગ ઇન્સાનો જે સંબંધોની અંતર્ગત લશ્કર બની શકે તથા લશ્કર તરીકે કામગીરી કરી શકે તે સંબંધો પલટાઈ ગયા, અને જુદાં જુદાં લશ્કરોના એકબીજા વચ્ચેના સંબંધો પણ પલટાઈ ગયા.

**એ રીતે**, ઉત્પાદનનાં **ભૌતિક સાધનોના**—ઉત્પાદક **શક્તિઓના—પરિવર્તન તથા વિકાસની સાથે સાથે**, વ્યક્તિઓ જેની અંતર્ગત ઉત્પાદન કરતી હોય તે **સામાજિક સંબંધો**, ઉત્પાદનના સામાજિક સંબંધો, **પણ પરિવર્તન પામે છે, પલટાઈ જાય છે. સમગ્ર રૂપમાં** ઉત્પાદન **સંબંધો જેને સામાજિક સંબંધો**



**કહેવામાં આવે છે તે બની રહે છે, સમાજ** બની રહે છે, **અને સ્પષ્ટ અર્થમાં કહીએ તો ઐતિહાસિક વિકાસની ચોક્કસ** કક્ષાએ **પહોંચી** ગયેલો **સમાજ** બની રહે છે, વિશિષ્ટ **તથા** વિલક્ષણ સ્વરૂપ ધરાવતો સમાજ બની રહે છે. **પ્રાચીન સમાજ, સામંતશાહી** સમાજ, મૂડીવાદી સમાજ, ઉત્પાદનના સંબંધોની એવી સમગ્રતાઓ છે, અને તેમાંનો દરેક સમાજ સાથે સાથે જ માનવજાતિના ઇતિહાસમાં વિકાસની ખાસ કક્ષા અંકિત કરે છે.

**મૂડી** પણ ઉત્પાદનનો સામાજિક સંબંધ છે. તે **મૂડીવાદી ઉત્પાદન સંબંધ** છે, મૂડીવાદી સમાજનો ઉત્પાદન સંબંધ છે. મૂડી બની રહેતાં ગુજરાનાં સાધનો, શ્રમનાં સાધનો, અને કાચો માલ શું અમુક સામાજિક સંજોગોમાં, ચોક્કસ સામાજિક સંબંધોની અંતર્ગત, ઉત્પાદિત તથા સંચિત નથી થતાં? નવા ઉત્પાદન સારુ તેમનો ઉપયોગ શું અમુક સામાજિક સંજોગોમાં, ચોક્કસ સામાજિક સંબંધોની અંતર્ગત, નથી થતો? અને નવા ઉત્પાદન સારુ કામગીરી બજાવતી નીપજોને **મૂડીમાં** પલટાવી નાખનાર શું એ ચોક્કસ સામાજિક રૂપલક્ષણ જ નથી?

મૂડી કેવળ ગુજરાનાં સાધનો, શ્રમનાં સાધનો, અને કાચા માલની જ બનેલી નથી હોતી, કેવળ ભૌતિક નીપજોની જ બનેલી નથી હોતી; તે એટલા જ પ્રમાણમાં **વિનિમય મૂલ્યોની** બનેલી હોય છે. તે જે નીપજોની બનેલી હોય છે એ બધી **નીપજો પણ્યો** હોય છે. એટલે મૂડી કેવળ ભૌતિક નીપજોનો સરવાળો જ નથી; તે તો પણ્યોનો, વિનિમય મૂલ્યોનો, **સામાજિક પરિમાણોનો**, સરવાળો હોય છે.

આપણે ઊનની જગ્યાએ રૂ, ઘઉંની જગ્યાએ ચોખા, કે રેલવેની જગ્યાએ જહાજોને મૂકીએ તોપણ મૂડી તો એની એ જ રહે છે; શરત ફક્ત એટલી જ કે રૂનું, ચોખાનું, જહાજોનું—મૂડીના કલેવરનું—અને મૂડી અગાઉ જેની અંદર સ્થાપિત હતી તે ઊનનું, ઘઉંનું, રેલવેનું વિનિમય મૂલ્ય એકસરખું હોય, કિંમત એકસરખી હોય. મૂડીનું કલેવર મૂડીમાં જરા સરખોયે ફરક પાડયા વગર સતત પલટાતું રહી શકે છે.

તમામ મૂડી પણ્યોનો સરવાળો હોય છે, એટલે કે વિનિમય મૂલ્યોનો સરવાળો હોય છે; પરંતુ પણ્યોનો દરેક સરવાળો, વિનિમય મૂલ્યોનો દરેક સરવાળો, મૂડી નથી હોતો.

વિનિમય મૂલ્યોનો દરેક સરવાળો એક વિનિમય મૂલ્ય હોય છે. દરેક અલગ વિનિમય મૂલ્ય વિનિમય મૂલ્યોનો સરવાળો હોય છે. દાખલા તરીકે, ૧૦૦૦ માર્કની કિંમતનું મકાન ૧૦૦૦ માર્કનું વિનિમય મૂલ્ય હોય છે. એક ફેનિંગની કિંમતનો

કાગળ એક ફ્રેનિગના એકસો શતાંશ વિનિમય મૂલ્યોનો સરવાળો હોય છે. જે નીપજોનો બીજી નીપજો જોડે વિનિમય થઈ શકે તે **પણ્યો** હોય છે. તેમના વિનિમયનું ખાસ પ્રમાણ તેમનું **વિનિમય મૂલ્ય**, અથવા નાણામાં વ્યક્ત થાય ત્યારે તેમની **કિંમત**, બની રહે છે. એ નીપજોના **પણ્યો** હોવાના, અથવા **વિનિમય મૂલ્યનું** પ્રતિનિધિત્વ કરવાના, અથવા ચોક્કસ **કિંમત** ધરાવવાના ગુણમાં તેમનો જથ્થો કશો ફરક ન પાડી શકે. વૃક્ષ ભલે મોટું હોય કે નાનું, પરંતુ વૃક્ષ જ રહે છે. આપણે લોખંડનો વિનિમય બીજી નીપજોની જોડે ઔંસના હિસાબે કરીએ કે મણના હિસાબે કરીએ તો એથી તેના પણ્ય તરીકેના, વિનિમય મૂલ્ય તરીકેના, સ્વરૂપમાં કશો ફરક પડે ખરો? એ તો જથ્થાના આધારે વધારે કે ઓછા મૂલ્યનું, ઊંચી કે નીચી કિંમતનું, પણ્ય જ રહે છે.

તો પછી પણ્યોનો, વિનિમય મૂલ્યનો, કોઈ પણ જથ્થો, મૂડી કેવી રીતે બને છે?

**પ્રત્યક્ષ સજીવ શ્રમશક્તિની** જોડે પોતાની **અદલાબદલી** મારફત, પોતાને સ્વતંત્ર સામાજિક **તાકાત** તરીકે, એટલે **સમાજના** એક **હિસ્સાની** તાકાત તરીકે, જાળવી રાખીને તથા વૃદ્ધિ પામીને. શ્રમ કરવાની શક્તિ સિવાય બીજું કશું જ ન ધરાવતા વર્ગની હયાતી મૂડીની આવશ્યક પૂર્વશરત છે.

પ્રત્યક્ષ સજીવ શ્રમની ઉપર સંચિત, ભૂતકાલીન, મૂર્ત શ્રમનું વર્ચસ્વ જ સંચિત શ્રમને મૂડીમાં પલટાવી નાખે છે.

મૂડી એટલે સજીવ શ્રમની સેવામાં નવા ઉત્પાદનના સાધન તરીકે સંચિત શ્રમ નહિ, પરંતુ સંચિત શ્રમની સેવામાં તેના વિનિમય મૂલ્યને જાળવી રાખવાના તથા વધારવાના સાધન તરીકે સજીવ શ્રમ.

મૂડીદાર અને મજૂર વચ્ચેના વિનિમયમાં શું બને છે?

કામદાર પોતાની શ્રમશક્તિના બદલામાં ગુજરાનાં સાધનો મેળવે છે, પરંતુ મૂડીદારને ગુજરાનાં સાધનોના બદલામાં શ્રમ મળે છે, કામદારની ઉત્પાદક કામગીરી મળે છે, એવી સર્જનાત્મક તાકાત મળે છે કે જેના વડે કામદાર પોતે વાપરેલું પરત કરી દેવા ઉપરાંત **સંચિત શ્રમમાં તેના અગાઉના મૂલ્ય ઉપરાંત વધારાનું મૂલ્ય ઉમેરી દે છે.** કામદારને મૂડીદાર પાસેથી ગુજરાનાં સુલભ સાધનોનો એક હિસ્સો મળે છે. ગુજરાનાં એ સાધનોથી તેનો કેવો હેતુ સરે છે? તરત વપરાશનો. પરંતુ હું ગુજરાનાં સાધનો વાપરતો હોઉં અને તેના આધારે જિંદગી ટકાવી રાખતો હોઉં તે સમયનો ઉપયોગ ગુજરાનાં નવાં સાધનો પેદા કરવા સારુ, વાપરવાથી ખતમ થઈ જતાં મૂલ્યોની અવેજીમાં વપરાશ દરમિયાન મારા



શ્રમ વડે નવાં મૂલ્યોનું સર્જન કરવા સારુ, ન કરું તો ગુજરાનાં સાધનોને વાપરી નાખવાની સાથે સાથે જ તેમને કાયમને માટે ગુમાવી બેસું. પરંતુ કામદાર તો તેને મળતાં ગુજરાનાં સાધનોના બદલામાં એવી ઉમદા પુનરુત્પાદક તાકાત મૂડીદારને હવાલે કરી દે છે. એટલે તેને તે ગુમાવી બેસે છે.

આપણે એક દાખલો લઈએ: એક ગણોતિયો ખેડૂત પોતાના દહાડિયાને ચાંદીના પાંચ ગ્રોશેનની દહાડી આપે છે. ચાંદીના પાંચ ગ્રોશેન સારુ દહાડિયો આખો દિવસ ખેડૂતના ખેતરમાં મજૂરી કરે છે અને ખેડૂતને ચાંદીના દસ ગ્રોશેનનો ફાયદો કરાવી આપે છે. દહાડિયાને આપવાનું મૂલ્ય ખેડૂત પાછું વસૂલ કરી લે છે એટલું જ નહિ પરંતુ તેને તો બદલામાં બમણું મૂલ્ય હાંસલ થાય છે. એટલે તેણે દહાડિયાને આપેલા ચાંદીના પાંચ ગ્રોશેનને ફળદાયક તથા ઉત્પાદક રીતે રોક્યા ગણાય, વાપર્યા ગણાય. તેણે ચાંદીના પાંચ ગ્રોશેન વડે દહાડિયાનો એવો શ્રમ અને તાકાત ખરીદી લીધાં કે જે ખેતીવાડીની બમણા મૂલ્યની ચીજો ઉપજાવે અને ચાંદીના પાંચ ગ્રોશેનમાંથી દસ પેદા કરે. બીજી તરફ, દહાડિયાએ પોતાની ઉત્પાદક તાકાતનું ફળ ખેડૂતને વેચી નાખ્યું હોય છે અને તેને એ ઉત્પાદક તાકાતના બદલામાં ચાંદીના પાંચ ગ્રોશેન મળે છે. તે એ રકમનો વિનિમય ગુજરાનાં સાધનો જોડે કરે છે અને એ ગુજરાનાં સાધનોને વધારે કે ઓછા વેગે વાપરી નાખે છે. એટલે ચાંદીના પાંચ ગ્રોશેનનો વપરાશ બે રીતે થયો: મૂડી માટે **પુનરુત્પાદક રીતે** કારણ કે તેનો વિનિમય શ્રમશક્તિ* સાથે થયો અને એ શ્રમશક્તિએ ચાંદીના દસ ગ્રોશેન પેદા કર્યા, અને દહાડિયા માટે **અનુત્પાદક રીતે** કારણ કે તેનો વિનિમય ગુજરાનાં સાધનો સાથે થયો, ગુજરાનાં એ સાધનો કાયમ માટે અદૃશ્ય થઈ ગયાં, અને દહાડિયો તેનું મૂલ્ય જો ખેડૂત જોડે ફરી વાર એવો વિનિમય કરે તો જ પાછું હાંસલ કરી શકે. **એ રીતે મૂડીમાં મજૂરીની પૂર્વધારણા સામેલ હોય છે અને મજૂરીમાં મૂડીની પૂર્વધારણા સામેલ હોય છે. તેઓ એકબીજીના અસ્તિત્વનું પરસ્પર ઘડતર કરે છે, તેઓ એકબીજીને પરસ્પર ઉત્પન્ન કરે છે.**

સુતરાઉ કાપડની મિલમાં કામ કરતો કામદાર શું કેવળ સુતરાઉ કાપડનું જ ઉત્પાદન કરતો હોય છે? ના, તે મૂડીને પેદા કરે છે. તે એવાં મૂલ્યો પેદા

---

* આ સ્થળે "શ્રમશક્તિ" શબ્દ ઍંગેલ્સે નથી વાપર્યો પરંતુ *«Neue Rheinische Zeitung»*માં પ્રકાશિત વાચનામાં માર્ક્સે જ વાપરેલો છે. — સં.

કરે છે કે જે ફરી વાર તેના શ્રમની ઉપર હકૂમત ચલાવવાની અને તેની મારફત નવાં મૂલ્યોનું સર્જન કરવાની કામગીરી બજાવે છે.

મૂડી તો પોતાનો વિનિમય શ્રમશક્તિની સાથે કરીને જ, સજીવ મજૂરીને અસ્તિત્વમાં આણીને જ, વૃદ્ધિ પામી શકે. મજૂરની શ્રમશક્તિનો વિનિમય મૂડી સાથે કેવળ મૂડીમાં વૃદ્ધિ કરીને જ, શ્રમશક્તિ જેની ગુલામ હોય છે તે તાકાતમાં ઉમેરો કરીને જ, થઈ શકે. એ **રીતે, મૂડીમાં વૃદ્ધિ એટલે સર્વહારા વર્ગમાં વૃદ્ધિ, કામદાર વર્ગમાં** વૃદ્ધિ.

મૂડીવાદીઓ અને તેમના અર્થશાસ્ત્રીઓ દાવો કરે છે કે એ કારણે મૂડીદાર તથા કામદારનાં હિતો એકનાં એક જ છે. ખરી વાત! મૂડી કામદારને કામે ન રાખે તો કામદાર ખતમ થઈ જાય. મૂડી શ્રમશક્તિનું શોષણ ન કરે તો મૂડી પોતે જ ખતમ થઈ જાય, અને શ્રમશક્તિનું શોષણ કરવા માટે તેને ખરીદવી પડે. ઉત્પાદન સારુ લગાવવામાં આવેલી મૂડીની, એટલે કે ઉત્પાદક મૂડીની, વૃદ્ધિનો વેગ વધે એટલે ઉદ્યોગ વધારે સમૃદ્ધ બને, મૂડીદાર વર્ગ વધારે દોલતમંદ બને, વેપાર બહેતર ચાલે, મૂડીદારને વધારે કામદારોની જરૂર પડે, અને કામદાર પોતાને વધારે મોંઘો વેચે.

એટલે કામદારને ઠીક હાલતમાં રાખવાની અનિવાર્ય શરત ઉત્પાદક **મૂડીની બને એટલી ઝડપી વૃદ્ધિ છે.**

પરંતુ ઉત્પાદક મૂડીની વૃદ્ધિ એટલે શું? સજીવ શ્રમની ઉપર સંચિત શ્રમની હકૂમતની વૃદ્ધિ. કામદાર વર્ગની ઉપર મૂડીદાર વર્ગના વર્ચસ્વની વૃદ્ધિ. જો મજૂરી ખુદ પોતાની ઉપર હકૂમત ચલાવનારી પારકી દોલતને પેદા કરતી હોય, પોતાની સામે વેર રાખનારી તાકાતને—મૂડીને—પેદા કરતી હોય, તો રોજગારીનાં સાધનો [*Beschäftigungsmittee*] — ગુજરાનાં સાધનો— પાછાં તેની દિશામાં એવી શરતે વહેવા લાગે કે તે પોતાને ફરી વાર મૂડીનો હિસ્સો બનાવી દે, મૂડીને નવેસરથી વૃદ્ધિના પ્રવેગિત પ્રવાહમાં ધકેલી દેનારી ચાંપ બનાવી દે.

**મૂડીનાં અને કામદારોનાં હિતો એકનાં એક જ છે એમ કહેવું એટલે કેવળ એટલું જ કે મૂડી અને મજૂરી એકના એક સંબંધનાં બે પાસાં છે. જેવી રીતે વ્યાજખોર અને ઉડાઉ એકબીજાનું ઘડતર કરતા રહે છે એવી જ રીતે મૂડી અને મજૂરી એકબીજાનું ઘડતર** કરતી રહે છે.

મજૂર જ્યાં સુધી મજૂર રહેવાનો ત્યાં સુધી તેની હાલતનો મદાર મૂડીની ઉપર જ રહેવાનો. કામદાર અને મૂડીદારનાં હિતોની બહુ ગવાયેલી સમરૂપતા એવી છે.



મૂડી વૃદ્ધિ પામે એટલે મજૂરીનું પરિમાણ વધે અને મજૂરોની સંખ્યામાં વધારો થાય, ટૂંકમાં, મૂડીનું વર્ચસ્વ ઇન્સાનોની વધારે મોટી સંખ્યા ઉપર ફેલાઈ જાય. આપણે ખૂબ સાનુકૂળ સંજોગની ધારણા કરીએ: ઉત્પાદક મૂડીમાં વૃદ્ધિ થાય એટલે શ્રમની માંગ વધે અને તેના પરિણામે શ્રમની કિંમતમાં, રોજીમાં, વધારો થાય.

મકાન મોટું હોય કે નાનું હોય, પણ આસપાસનાં બધાં મકાનો તેના જેવડાં જ હોય તો રહેણાકને લગતી બધી સામાજિક જરૂરિયાતો તેનાથી સંતોષાઈ જાય. પરંતુ નાનકડા મકાનની બાજુમાં મહેલ ખડો થઈ જાય કે તરત એ નાનકડું મકાન જાણે મકાન મટીને ઝૂંપડું બની જાય. હવે એ નાનકડું મકાન જાણે જાહેર કરે કે તેના માલિકની માગણીઓ બહુ ઓછી છે અથવા મુદ્દલ છે જ નહિ; અને સભ્યતાના વિકાસ દરમિયાન તે વધીને ખૂબ મોટું થઈ જાય તોયે, જો પાડોશનો મહેલ પણ એટલા જ પ્રમાણમાં અથવા વધારે પ્રમાણમાં મોટો થતો જાય તો, સરખામણીમાં નાના મકાનના રહેવાસીને તેની ચાર દીવાલોની અંદર વધારે ને વધારે સંકડામણ, અગવડ, અને અસંતોષ લાગવાનાં જ.

રોજીમાં નોંધપાત્ર વધારાની અંદર ઉત્પાદક મૂડીની ઝડપી વૃદ્ધિની પૂર્વધારણા સમાયેલી હોય છે. ઉત્પાદક મૂડીની ઝડપી વૃદ્ધિની સાથે સાથે દોલત, વૈભવ, સામાજિક જરૂરિયાતો, તથા સામાજિક મોજમઝાની પણ એટલી જ ઝડપી વૃદ્ધિ થાય છે. એ રીતે, કામદારની મોજમઝામાં વધારો થયો હોવા છતાં તેમાંથી મળતો સામાજિક સંતોષ, મૂડીદારનીયે વધી ગયેલી પરંતુ કામદારની પહોંચની બહાર રહી જતી મોજમઝાની સરખામણીએ, સામાન્ય રૂપે સમાજના વિકાસના તબક્કાની સરખામણીએ, ઘટી જાય છે. આપણી કામનાઓ અને ખુશાલીઓ સમાજમાંથી ઉદ્‌ભવ પામે છે, એટલે આપણે તેમની માપણી તેમને સંતોષતી વસ્તુઓ વડે નહિ પણ સમાજની દૃષ્ટિએ કરીએ છીએ. તેઓ સામાજિક રૂપની હોય છે એટલે સાપેક્ષ રૂપની હોય છે.

સામાન્ય રીતે જોતાં, રોજીના નિર્ધારણનો આધાર કેવળ એટલા પૂરતો જ સીમિત નથી કે હું તેના બદલામાં પણ્યોનો કેટલો જથ્થો હાંસલ કરી શકું. રોજીમાં વિવિધ સંબંધો મૂર્ત થતા હોય છે.

કામદારોને પોતાની શ્રમશક્તિના બદલામાં સૌપ્રથમ તો નાણાની ચોક્કસ રકમ મળે છે. શું રોજી કેવળ એ નાણારૂપી કિંમત વડે જ નિર્ધારિત થતી હોય છે?

સોળમી સદી દરમિયાન અમેરિકામાં સોનારૂપાની વધારે સમૃદ્ધ તથા વધારે સહેલાઈથી ખોદકામ થઈ શકે એવી ખાણોની શોધ થઈ, અને તેના પરિણામે

યુરોપમાં વેચાતા સોનારૂપાનો જથ્થો વધી ગયો. એટલે બીજાં પણ્યોના સંબંધમાં સોના તથા રૂપાનું મૂલ્ય ઘટી ગયું. કામદારોને તો પોતાની શ્રમશક્તિના બદલામાં સિક્કાઓમાં ઢાળેલું રૂપું અગાઉ જેટલું જ મળતું રહ્યું. તેમના શ્રમની નાણારૂપી કિંમત અગાઉ જેટલી જ રહી પરંતુ તેમની રોજી ઘટી ગઈ, કારણ કે તેમને રૂપાના અગાઉ જેટલા જ જથ્થાના બદલામાં હવે બીજાં પણ્યો અગાઉથી ઓછાં મળવા લાગ્યાં. સોળમા સૈકા દરમિયાન મૂડીની વૃદ્ધિ તથા મૂડીદાર વર્ગની ઉન્નતિને પ્રવેગ આપનારી બાબતોમાં આ સંજોગ પણ સામેલ હતો.

આપણે એક બીજો દાખલો લઈએ: ૧૮૪૭ના શિયાળામાં ખેતીવાડીનો પાક નબળો ઊતરવાને લીધે અનાજ, માંસ, માખણ, પનીર, વગેરે જેવાં ગુજરાનાં તદ્દન અનિવાર્ય સાધનોની કિંમતો સારી પેઠે વધી ગઈ. ધારો કે કામદારોને તેમની શ્રમશક્તિના બદલામાં નાણાની અગાઉ જેટલી જ રકમ મળતી રહી. તેમની રોજી ઘટી ગઈ કે નહિ? બેશક, ઘટી ગઈ. અગાઉ જેટલી જ રકમના બદલામાં હવે તેમને રોટી, માંસ, વગેરે અગાઉ કરતાં ઓછાં મળવા લાગ્યાં. તેમની રોજી ઘટી જવાનું કારણ રૂપાના મૂલ્યમાં ઘટાડાનું નહિ પરંતુ ગુજરાનાં સાધનોના મૂલ્યમાં વધારાનું હતું.

હવે છેલ્લી એવી ધારણા કરો કે શ્રમની નાણારૂપી કિંમત જેમની તેમ રહે છે પરંતુ નવાં મશીનોના ઉપયોગને લીધે અને ખેતીવાડીમાં સારો પાક ઊતરવાને લીધે તમામ ખેતીવાડીની તથા કારખાનાંની ચીજોની કિંમતો ઘટી જાય છે. એથી કામદારો અગાઉ જેટલા જ પૈસા વડે તરેહવાર પણ્યો અગાઉ કરતાં વધારે ખરીદી શકે છે. તેમની રોજીના નાણારૂપી મૂલ્યમાં કશો ફેર ન પડ્યો એટલા જ કારણસર તેમની રોજીમાં વધારો થઈ ગયો.

એ રીતે, શ્રમની નાણારૂપી કિંમત, નાણારૂપી રોજી, વાસ્તવિક રોજી જોડે — રોજીના બદલામાં હકીકતમાં આપવામાં આવતાં કુલ પણ્યો જોડે — મેળ નથી ખાતી. એટલે આપણે રોજીમાં વધારા કે ઘટાડાની વાત કરીએ ત્યારે કેવળ શ્રમની નાણારૂપી કિંમતને જ, એકલી નાણારૂપી રોજીને જ, ધ્યાનમાં રાખવાથી કામ ન ચાલે.

રોજીમાં સમાયેલા સંબંધો નાણારૂપી રોજી, એટલે કામદાર પોતાને મૂડીદારના હાથમાં નાણાની જે રકમે વેચે છે તે રકમ, કે પછી વાસ્તવિક રોજી, એટલે એ રકમ વડે ખરીદી શકાતાં કુલ પણ્યો, પૂરતા જ સીમિત નથી હોતા.

સૌથી મહત્ત્વની વાત તો એ છે કે રોજી મૂડીદારના લાભ જોડે, નફા



જોડે, તેના સંબંધ વડે પણ નિર્ધારિત થાય છે, એ રોજી તુલનાત્મક, સાપેક્ષ, હોય છે.

વાસ્તવિક રોજીમાં શ્રમની કિંમત બીજાં પણ્યોની કિંમતના સંબંધમાં વ્યક્ત થતી હોય છે. એથી ઊલટું, સાપેક્ષ રોજી પ્રત્યક્ષ શ્રમે સર્જેલા નવા મૂલ્યમાં પ્રત્યક્ષ શ્રમના હિસ્સાને, સંચિત શ્રમના — મૂડીના — ભાગે જતા હિસ્સાના સંબંધમાં, વ્યક્ત કરે છે.

અમે ઉપર ૧૪મા પૃષ્ઠમાં* આ મુજબ જણાવ્યું છે: "...રોજી કામદારે પેદા કરેલા પણ્યમાં તેના હિસ્સા રૂપે નથી હોતી. રોજી તો પહેલેથી મોજૂદ પણ્યોનો એક ભાગ હોય છે, અને મૂડીદાર એ પણ્યો વડે ઉત્પાદક શ્રમશક્તિનો ચોક્કસ રાશિ પોતાને સારુ ખરીદે છે." પરંતુ કામદારે પેદા કરેલી નીપજને મૂડીદાર જે કિંમતે વેચે તેમાંથી એ રોજી મૂડીદાર પાછી વસૂલ કરી જ લે, અને એવી રીતે વસૂલ કરી લે કે તેણે કરેલા ઉત્પાદન ખર્ચ ઉપરાંત વધારાનું કશુંક, નફો, અચૂક બાકી રહે જ. કામદારે પેદા કરેલાં પણ્યોની વેચાણ કિંમત મૂડીદાર માટે ત્રણ ભાગમાં વિભાજિત હોય છે: **પહેલો ભાગ** — તેણે અગાઉથી રોકેલી કાચા માલની કિંમતની તેમ જ તેણે અગાઉથી નાણાં રોકીને પૂરાં પાડેલાં ઓજારો, યંત્રો, તથા શ્રમનાં બીજાં સાધનોના ઘસારાની વસૂલી; **બીજો ભાગ** — તેણે ચૂકવેલી રોજીની વસૂલી; અને **ત્રીજો ભાગ** — વધારાનું બચે તે, મૂડીદારનો નફો. પહેલા ભાગમાં તો કેવળ **પહેલેથી હયાત મૂલ્યોની જ** વસૂલી થાય છે, પરંતુ સ્પષ્ટ છે કે રોજીની તેમ જ મૂડીદારના નફાની એકંદર વસૂલી **કામદારનો શ્રમ વડે સર્જાયેલા** અને કાચા માલમાં ઉમેરાઈ ગયેલા **નવા મૂલ્યમાંથી** કરવામાં આવે છે. અને **એ અર્થમાં** રોજી તથા નફાની પરસ્પર સરખામણી કરવા સારુ આપણે તેમને કામદારની મહેનતની નીપજના હિસ્સાઓ તરીકે ગણી શકીએ.

વાસ્તવિક રોજી જેમની તેમ રહે અથવા વધી પણ શકે, પરંતુ તેમ છતાં સાપેક્ષ રોજીમાં ઘટાડો થઈ શકે. દાખલા તરીકે ધારો કે ગુજરાનાં તમામ સાધનોની કિંમતમાં બે તૃતીયાંશ ઘટાડો થઈ જાય છે પરંતુ એક દિવસની રોજીમાં કેવળ ત્રીજા ભાગનો ઘટાડો થાય છે, સમજો કે તે ત્રણ માર્કથી ઘટીને બે માર્ક થઈ જાય છે. કામદાર એ બે માર્ક વડે અગાઉના ત્રણ માર્કની સરખામણીમાં વધારે પણ્યો ખરીદી શકે છે, પરંતુ તેમ છતાં મૂડીદારના નફાના સંબંધમાં તેની રોજી ઘટી ગઈ છે. મૂડીદારના (સમજો કે કારખાનદારના) નફામાં એક માર્કનો

*ઉપર જુઓ પૃષ્ઠ ૯૯.

વધારો થયો છે, એટલે કે તે કામદારને વિનિમય મૂલ્યોનો અગાઉ કરતાં ઓછો રાશિ આપે છે, અને તેના બદલામાં કામદારે વિનિમય મૂલ્યોનો અગાઉ કરતાં મોટો રાશિ પેદા કરવાનો છે. શ્રમના હિસ્સાના સંબંધમાં મૂડીનો હિસ્સો વધી ગયો છે, મૂડી અને શ્રમ વચ્ચે સામાજિક સંપત્તિનું વિભાજન વધારે અસમાન બની ગયું છે. મૂડીદાર હવે અગાઉ જેટલી જ મૂડી વડે શ્રમનો અગાઉ કરતાં મોટો રાશિ ખરીદી શકે છે. કામદાર વર્ગની ઉપર મૂડીદાર વર્ગની હકૂમત વધી ગઈ છે. કામદારનો સામાજિક દરજ્જો બદતર બની ગયો છે, મૂડીદારના દરજ્જાની સરખામણીમાં એક પગથિયું વધારે નીચે સરકી ગયો છે.

**તો પછી રોજી અને નફાના પારસ્પરિક સંબંધની અંતર્ગત તેમના ઘટાડા તથા વધારાને નિર્ધારિત કરતો સામાન્ય નિયમ કેવો છે?**

**તેઓ એકબીજાથી ઊલટું પ્રમાણ ધરાવે છે. શ્રમનો હિસ્સો — એટલે રોજી — જેટલા પ્રમાણમાં ઘટે એટલા પ્રમાણમાં મૂડીનો હિસ્સો — એટલે નફો — વધે છે, અને શ્રમનો હિસ્સો જેટલા પ્રમાણમાં વધે એટલા પ્રમાણમાં મૂડીનો હિસ્સો ઘટે છે. રોજી ઘટે એટલા પ્રમાણમાં નફો વધે, અને રોજી વધે એટલા પ્રમાણમાં નફો ઘટે.**

કદાચ એવો વાંધો ઉઠાવવામાં આવે કે મૂડીદાર પોતાની પેદાશોનો લાભદાયક વિનિમય બીજા મૂડીદારોની જોડે કરીને નફો હાંસલ કરી શકે; નવાં બજારો મળી આવવાના પરિણામે અથવા પુરાણાં બજારોમાં માંગની અલ્પકાલીન વૃદ્ધિના પરિણામે, વગેરે કારણોસર મૂડીદારનાં પણ્યોની માંગ વધી જવાથી તેને નફો હાંસલ થઈ શકે; એટલે રોજીના, શ્રમશક્તિના વિનિમય મૂલ્યના, વધારા અને ઘટાડાથી સ્વતંત્ર રીતે બીજા મૂડીદારોની જોડે સીધો સંબંધ બાંધવાથી મૂડીદારનો નફો વધી શકે; અથવા શ્રમનાં સાધનોમાં સુધારણા થવાને લીધે, કુદરતી પરિબળોના નવા ઉપયોગને લીધે, વગેરે કારણોસર પણ મૂડીદારનો નફો વધી શકે.

સૌપ્રથમ એટલું તો કબૂલ કરવું જ પડશે કે પરિણામ ભલે ઊલટી રીતે સાધવામાં આવ્યું હોય તોપણ તે જેમનું તેમ જ રહે છે. એ ખરું કે નફાના વધારાનું કારણ રોજીનો ઘટાડો નથી, પરંતુ રોજીના ઘટાડાનું કારણ તો નફાનો વધારો જ છે. મૂડીદાર બીજા લોકોના અગાઉ જેટલા જ શ્રમ વડે વિનિમય મૂલ્યોનો અગાઉ કરતાં મોટો રાશિ હાંસલ કરે છે, અને એ સંબંધમાં શ્રમના બદલામાં કશું વધારે ચૂકવતો નથી. એટલે, શ્રમ મૂડીદાર સારુ જે ચોખ્ખો નફો પેદા કરે છે તેના પ્રમાણમાં શ્રમનો બદલો ઓછો ચૂકવવામાં આવે છે.



એ ઉપરાંત આપણે યાદ કરીએ કે પણ્યોની કિંમતોમાં વધઘટ થતી રહેતી હોવા છતાં દરેક પણ્યની સરેરાશ કિંમત, બીજાં પણ્યો જોડે તેના વિનિમયનું પ્રમાણ, તેના **ઉત્પાદન ખર્ચના** આધારે નિર્ધારિત થાય છે. એટલે મૂડીદાર વર્ગની અંદર સધાતા સીધા સંબંધો આવશ્યક રૂપે જ એકબીજાનું સંતુલન કરી દે છે. યંત્રસામગ્રીમાં સુધારણા તથા ઉત્પાદનમાં કુદરતી પરિબળોનો નવો ઉપયોગ અમુક સમયની અંદર અગાઉ જેટલા જ શ્રમરાશિ તથા મૂડી વડે નીપજોના અગાઉ કરતાં મોટા જથ્થાનું ઉત્પાદન શક્ય બનાવે છે ખરાં, પરંતુ વિનિમય મૂલ્યોના અગાઉ કરતાં મોટા રાશિનું સર્જન કોઈ રીતે શક્ય નથી બનાવતાં. હું નવા કાંતણયંત્રનો ઉપયોગ કરીને, તેની શોધ પહેલાંના ઉત્પાદનની સરખામણીમાં, એક કલાકમાં અગાઉથી બમણું સૂતર — સમજો કે પચાસ રતલને બદલે એકસો રતલ — બનાવું તો મને અગાઉ પચાસ રતલના બદલામાં મળતાં પણ્યોની સરખામણીમાં લાંબે ગાળે એ સો રતલના બદલામાં જરાય વધારે પણ્યો ન મળે, કારણ કે ઉત્પાદન ખર્ચ ઘટીને અરધું થઈ જાય અથવા અગાઉ જેટલા જ નાણાના બદલામાં હું અગાઉ કરતાં બમણી નીપજ પૂરી પાડી શકું.

છેલ્લે — એક જ દેશનો કે સમગ્ર વિશ્વ બજારનો મૂડીદાર વર્ગ, મૂડીદારો, ઉત્પાદનનો ચોખ્ખો નફો ભલે ગમે એવાં પ્રમાણોમાં પોતાની અંદર વહેંચી લેતો હોય, પરંતુ એ ચોખ્ખા નફાનો કુલ રાશિ તો એકંદરે હંમેશાં સંચિત શ્રમમાં પ્રત્યક્ષ શ્રમ વડે થયેલા વધારા જેટલો જ હોય છે. એટલે એ કુલ રાશિમાં વૃદ્ધિ તો મૂડીમાં શ્રમથી થતા વધારાના પ્રમાણમાં જ, એટલે રોજીની સરખામણીએ નફામાં થતા વધારાના પ્રમાણમાં જ, થાય છે.

એ રીતે આપણને જોવા મળે છે કે આપણે **મૂડી અને મજૂરીના સંબંધની અંદર અંદર જ રહીએ તોપણ મૂડીનાં હિતો અને મજૂરીનાં હિતો એકબીજાથી તદ્દન ઊલટાં છે.**

મૂડીની ઝડપી વૃદ્ધિ નફાની ઝડપી વૃદ્ધિ સમાન છે. નફાના વધારાનો વેગ શ્રમની કિંમતના, સાપેક્ષ રોજીના, ઘટાડાના વેગ જેટલો જ હોઈ શકે. વાસ્તવિક રોજી ભલે નફાના વધારાના પ્રમાણમાં ન વધતી હોય પરંતુ નાણારૂપી રોજીની સાથે સાથે, શ્રમના નાણારૂપી મૂલ્યની સાથે સાથે, વધતી હોય તો સાપેક્ષ રોજી ઘટી શકે. દાખલા તરીકે, વેપારધંધા સરસ ચાલતા હોય તેવા સમયમાં જો રોજીમાં પાંચ ટકાનો વધારો થાય પરંતુ બીજી તરફ નફામાં ત્રીસ

ટકાનો વધારો થાય તો તુલનાત્મક રોજી, સાપેક્ષ રોજી, વધે નહિ પરંતુ ઘટી જાય.

એ રીતે, મૂડીની ઝડપી વૃદ્ધિની સાથે સાથે કામદારની આવકમાં વધારો થાય તો કામદારને મૂડીદારથી અળગો પાડતી ખીણ પણ સાથે સાથે જ વધારે ઊંડી બને અને શ્રમની ઉપર મૂડીની હકૂમત, મૂડીના સંબંધમાં શ્રમની તાબેદારી, પણ એવી જ રીતે સાથે સાથે વધી જાય.

મૂડીની ઝડપી વૃદ્ધિ કામદારના હિતમાં છે એમ કહેવાનો અર્થ તો એટલો જ થાય કે કામદાર બીજા લોકોની દોલતમાં જેટલા અધિક વેગે વધારો કરે એટલા પ્રમાણમાં રોટીના બહેતર ટુકડા તેને ફેંકવામાં આવે, કાને રાખી શકાય તથા હયાતીમાં આણી શકાય એવા કામદારોની સંખ્યા વધારી શકાય, મૂડીની તાબેદારીમાં સબડતા ગુલામોના સમૂહને વિસ્તારી શકાય.

એ રીતે આપણે જોયું કે—

કામદાર વર્ગ માટે **વધારેમાં વધારે લાભદાયક પરિસ્થિતિમાં** પણ, **મૂડીની બને એટલી વધારેમાં વધારે ઝડપી વૃદ્ધિથી** પણ, કામદારના ભૌતિક અસ્તિત્વમાં ભલે સુધારો થાય પરંતુ તેનાં હિતો અને મૂડીદાર વર્ગનાં—મૂડીદારોનાં—હિતો વચ્ચેની દુશ્મનાવટ કોઈ રીતે ખતમ ન જ થાય. **નફા અને રોજીનું પરસ્પર ઊલટું પ્રમાણ** અગાઉની જેમ જ કાયમ રહે.

મૂડીમાં ઝડપી વૃદ્ધિ થાય તો રોજીમાં વધારો થાય, પરંતુ મૂડીના નફાની વૃદ્ધિ પ્રમાણમાં એટલી વધારે ઝડપથી થાય કે સરખામણી જ ન થઈ શકે. કામદારની ભૌતિક હાલત સુધરે ખરી, પણ તેના સામાજિક દરજ્જાના ભોગે. તેને મૂડીદારથી અળગો પાડતી સામાજિક ખીણ વધારે ઊંડી બની જાય.

છેલ્લે—

ઉત્પાદક મૂડી બને એટલી ઝડપથી વધતી હોય ત્યારે મજૂરી માટે વધારેમાં વધારે સાનુકૂળ સંજોગો હોય છે, એમ કહેવાનો અર્થ માત્ર એટલો જ થાય કે જો કામદાર વર્ગ ઝડપથી વધે અને ખુદ તેની જ સામે દુશ્મનાવટ ધરાવતી સત્તાને વિસ્તારે, તેની માલિકીની ન હોય પરંતુ ઊલટી તેની ઉપર હકૂમત ચલાવતી હોય એવી દોલતમાં વૃદ્ધિ કરે, તો મૂડીદારોની દોલતમાં વધારો કરવા તથા મૂડીની સત્તાને વિસ્તારવા ખાતર નવેસરથી મહેનત કરવાની, અને મૂડીદાર વર્ગ તેને જે સાંકળો વડે જકડીને પોતાના રસાલામાં ઢસડતો હોય છે એ સોનાની સાંકળોને ખુદ ઘડવામાં સંતોષ માનવાની, તેને છૂટ આપતા સંજોગો એટલા પ્રમાણમાં વધારે સાનુકૂળ બને.



**ઉત્પાદક મૂડીની વૃદ્ધિ અને રોજીનો વધારો** શું મૂડીવાદી અર્થશાસ્ત્રીઓ જણાવે છે એટલાં અવિભાજ્ય ખરેખર છે? આપણે એ સંબંધમાં તેમની વાત સહેજ માનવી જોઈએ. આપણે તેમનો દાવો પણ ન જ માનવો જોઈએ કે મૂડી જેટલી વધે એટલા પ્રમાણમાં બહેતર ખોરાક તેના ગુલામને મળે. પોતાના સેવકોની ભવ્યતાનું પ્રદર્શન કરતા સામંતશાહી ઉમરાવના પૂર્વગ્રહોમાં ભાગીદાર બની જાય એટલો ભોળો મૂડીદાર વર્ગ નથી, મૂડીદાર વર્ગ તો બેહદ સુજાણ છે, ભારે ગણતરીબાજ છે. મૂડીદાર વર્ગના અસ્તિત્વના સંજોગો તેને ગણતરીબાજ બનવાની ફરજ પાડે છે.

એટલે આપણે વધારે બારીક પરીક્ષણ કરવું જોઈએ કે—

**રોજીની ઉપર ઉત્પાદક મૂડીની વૃદ્ધિની કેવી અસર પડે છે?**

જો મૂડીવાદી સમાજની ઉત્પાદક મૂડી એકંદરે વૃદ્ધિ પામે તો શ્રમનો **વધારે બહુમુખી** સંચય થાય છે. મૂડીઓમાં સંખ્યામૂલક અને પ્રમાણમૂલક વૃદ્ધિ થાય છે. મૂડીઓની **સંખ્યામૂલક વૃદ્ધિથી મૂડીદારો વચ્ચેની** હરીફાઈ વધે છે. મૂડીઓની **પ્રમાણમૂલક** વૃદ્ધિ **લડાઈનાં** વધારે **પ્રચંડ હથિયારો** ધરાવતાં વધુ **તાકાતવાન શ્રમસૈન્યોને ઔદ્યોગિક યુદ્ધક્ષેત્રમાં** આણવાનાં સાધનો પૂરાં પાડે છે.

એક મૂડીદાર બીજા મૂડીદારથી વધારે સસ્તું વેચાણ કરે તો જ તેને મેદાનમાંથી ભગાડી શકે અને તેની મૂડી કબજે કરી શકે. તેને પાયમાલીનો ભોગ બન્યા વગર વધારે સસ્તું વેચાણ કરવું હોય તો વધારે સસ્તું ઉત્પાદન કરવું પડે, એટલે કે શ્રમની ઉત્પાદક શક્તિને બને એટલી વધારવી પડે. પરંતુ શ્રમની ઉત્પાદક શક્તિ વધારવામાં સૌથી મહત્ત્વની વાત **શ્રમનું વિભાજન વધારવાની** હોય છે, **યંત્રોના** વધારે વ્યાપક ઉપયોગની તથા તેમાં નિરંતર સુધારણા ચાલુ રાખવાની હોય છે. જેની અંદર શ્રમનું વિભાજન કરવામાં આવતું હોય એ શ્રમસૈન્ય જેમ જેમ વધારે મોટું થતું જાય અને યંત્રોનો ઉપયોગ જેમ જેમ વધારે વિશાળ પાયા પર થતો જાય તેમ તેમ ઉત્પાદન ખર્ચ વધારે ઘટતું જાય અને શ્રમ એટલા પ્રમાણમાં વધારે ફળદાયક બનતો જાય. એટલે શ્રમના તથા યંત્રસામગ્રીના વિભાજનને વિસ્તારવાની અને તેનો બને એટલો ફાયદાકારક ઉપયોગ કરવાની બાબતમાં મૂડીદારોની અંદર સામાન્ય હરીફાઈ શરૂ થઈ જાય છે.

હવે જો એક મૂડીદાર શ્રમનું વધારે વિભાજન કરીને, નવાં યંત્રોનો ઉપયોગ તથા સુધારણા કરીને, કુદરતી પરિબળોને અધિક નફાકારક તથા વિસ્તૃત રીતે કામમાં લઈને, પોતાના હરીફો જેટલા જ શ્રમરાશિ અથવા સંચિત શ્રમ વડે

નીપજોનો, પણ્યોનો, હરીફો કરતાં વધારે મોટો જથ્થો પેદા કરવાનો ઉપાય શોધી કાઢે, દાખલા તરીકે તેના હરીફો જેટલા શ્રમસમયમાં અરધો વાર કાપડ વણાવતા હોય એટલા જ શ્રમસમયમાં આખા એક વાર જેટલું કાપડ વણાવી શકે, તો પોતાના કારોબારનું સંચાલન કેવી રીતે કરે?

તે અરધો વાર કાપડ બજારની અગાઉની કિંમતે વેચવાનું ચાલુ રાખી શકે, પરંતુ એ કંઈ હરીફોને મેદાનમાંથી હાંકી કાઢવાની અને પોતાનું વેચાણ વધારવાની રીત ન ગણાય. તેણે ઉત્પાદન જેટલા પ્રમાણમાં વધાર્યું છે એટલા પ્રમાણમાં વેચાણ વધારવાની જરૂર તો ઊભી થઈ જ ગઈ છે. તેણે ગતિમાન કરેલાં ઉત્પાદનનાં વધારે જોરદાર અને ખર્ચાળ સાધનો તેને માટે પોતાનાં પણ્યો વધારે સસ્તાં વેચવાનું તો ખરેખર શક્ય બનાવે જ છે; પરંતુ સાથે સાથે તેને વધારે પણ્યો વેચવાની, પોતાનાં પણ્યો સારુ વધારે મોટું બજાર હાંસલ કરી લેવાની, ફરજ પણ પાડે છે. એટલે આપણો મૂડીદાર પોતાનું અરધો વાર કાપડ હરીફો કરતાં વધારે સસ્તું વેચવાનો જ.

પરંતુ તેને આખો વાર કાપડના ઉત્પાદનમાં હરીફોના અરધા વાર કાપડના ઉત્પાદન જેટલું જ ખર્ચ થતું હોવા છતાં તે આખો વાર કાપડ હરીફોના અરધા વાર કાપડની કિંમત જેટલું સસ્તું તો નહિ જ વેચી નાખે. એમ કરે તો તેને વિનિમયમાં વધારાનું કશું ન મળે, માત્ર તેનું ઉત્પાદન ખર્ચ જ પાછું વસૂલ થઈ જાય. તેને હરીફોની સરખામણીએ પોતાની મૂડીમાંથી વધારે પ્રમાણમાં નફો હાંસલ કરવાની હકીકતના આધારે શક્ય હોય એટલી નહિ પરંતુ વધારે મૂડી ગતિમાન કરવાની હકીકતના આધારે શક્ય હોય એટલી વધારે આવક થાય. વળી તે હરીફોની સરખામણીમાં પોતાના માલની કિંમત કેવળ થોડાક ટકા પૂરતી જ ઘટાડીને પોતાની મુરાદ પાર પાડી શકે. તે હરીફો કરતાં ઓછી કિંમતે વેચાણ કરીને તેમને મેદાનમાંથી હાંકી કાઢે, તેમના વેચાણનો અમુક હિસ્સો તો ચોક્કસ તફડાવી જ લે. અને છેલ્લે એટલું યાદ રાખવાનું છે કે બજારમાં ચાલતી કિંમત હંમેશાં ઉત્પાદન ખર્ચથી વધારે અથવા ઓછી હોય છે અને તેનો આધાર પણ્યના વેચાણના સાનુકૂળ કે પ્રતિકૂળ ઔદ્યોગિક સંજોગો ઉપર હોય છે. ઉત્પાદનનાં નવાં તથા વધારે ફાયદાકારક સાધનોનો ઉપયોગ કરનાર મૂડીદાર વેચાણ કિંમત પોતાના વાસ્તવિક ઉત્પાદન ખર્ચથી કેટલી વધારે ઊંચી રાખે તેની ટકાવારીમાં ફેર પડવાનો, અને એવા ફરકનો આધાર એ હકીકત ઉપર રહેવાનો કે બજારમાં એક વાર કાપડની કિંમત તેના એ વખત સુધી સામાન્ય રીતે થતા ઉત્પાદન ખર્ચથી વધારે છે કે ઓછી છે.



પરંતુ આપણા મૂડીદારની એ ચડિયાતી સ્થિતિ બહુ ઝાઝા દિવસ ચાલુ નથી રહેતી. બીજા હરીફ મૂડીદારો પણ એવાં જ યંત્રોનો ઉપયોગ તથા શ્રમનું એવું જ વિભાજન ચાલુ કરી દે, એટલા જ અથવા એથીયે મોટા પ્રમાણમાં ચાલુ કરી દે. પરિણામે એવી પરિસ્થિતિ એટલી બધી સામાન્ય બની જાય કે કાપડની કિંમત ઘટતી ઘટતી તેના કેવળ પુરાણા જ નહિ પરંતુ નવા ઉત્પાદન ખર્ચથીયે ઓછી થઈ જાય.

એટલે મૂડીદારો એકબીજાના સંબંધમાં વળી પાછા અગાઉની, ઉત્પાદનનાં નવાં સાધનોનો ઉપયોગ શરૂ થયો તે પહેલાંની, સ્થિતિમાં પહોંચી જાય, અને તેઓ એ સાધનોના આધારે અગાઉ જેટલા જ નાણાના બદલામાં બમણું ઉત્પાદન પૂરું પાડી શકે, પરંતુ હવે તેમને અગાઉ કરતાં ઓછા નાણાના બદલામાં બમણી પેદાશ પૂરી પાડવાની ફરજ પડે. એ નવા ઉત્પાદન ખર્ચના આધારે વળી પાછી અગાઉ જેવી જ ઘટમાળ શરૂ થઈ જાય. વધારે શ્રમવિભાજન, વધારે યંત્રો, યંત્રો તથા શ્રમવિભાજનનો વધારે વિસ્તૃત પ્રમાણમાં ઉપયોગ. વળી પાછી હરીફાઈ એ પરિણામની સામે અગાઉ જેવી જ પ્રતિક્રિયા કરે.

આપણે જોઈએ છીએ કે એમ ઉત્પાદનની પદ્ધતિ તથા ઉત્પાદનનાં સાધનોમાં કેવું અવિરત રૂપાંતર થતું રહે છે, કેવી ક્રાંતિ થતી રહે છે, કેવી આવશ્યક રીતે એક શ્રમવિભાજનને પગલે પગલે એથી વધારે શ્રમવિભાજન આવે છે, યંત્રોના ઉપયોગને પગલે પગલે યંત્રોનો એથીયે બહોળો ઉપયોગ આવે છે, વિશાળ પાયાના ઉત્પાદનને પગલે પગલે એથીયે વધારે વિશાળ પાયાનું ઉત્પાદન આવે છે.

એ જ નિયમ મૂડીવાદી ઉત્પાદનના પુરાણા ક્રમને વારંવાર પલટાવી નાખે છે અને શ્રમની ઉત્પાદક શક્તિઓને ઉગ્ર બનાવવાની મૂડીને ફરજ પાડે છે. તેણે એ શક્તિઓને ઉગ્ર બનાવી દીધી હોય છે એટલે તે, એ નિયમ, મૂડીને ચેન લેવા દેતો નથી અને સતત તેના કાનમાં ગણગણ્યા કરે છે: "આગળ ને આગળ! હજુ આગળ!"

આ નિયમ બીજો કોઈ નહિ પરંતુ એ જ છે કે જે વ્યાપારના ગાળાઓની અંદર તેજીમંદીના છેદ ઉડાવી દઈને પણ્યની કિંમતને આવશ્યક રૂપે જ તેના ઉત્પાદન ખર્ચની જોડે સમાન સપાટીએ રાખે છે.

મૂડીદાર ઉત્પાદનનાં જે સાધનોને મેદાનમાં આણે તે ભલે ગમે એટલાં જોરદાર હોય તોપણ હરીફાઈ ઉત્પાદનનાં એ સાધનોને સાર્વત્રિક બનાવી જ દેવાની, અને તેમને જે ઘડીએ સાર્વત્રિક બનાવી દેવામાં આવે તે ઘડીથી મૂડીદારની મૂડીની વધારે લાભદાયકતાનું એકમાત્ર પરિણામ એટલું જ આવે

છે કે તેને અગાઉ જેટલા જ નાણાના બદલામાં હવે અગાઉ કરતાં દસ, વીશ, કે સો ગણો માલ આપવો પડે છે. પરંતુ ઘટેલી વેચાણ કિંમતનું સાટું માલના વધારે મોટા જથ્થાના વેચાણ વડે વાળી લેવા સારુ તેને હવે અગાઉ કરતાં કદાચ હજાર ગણો માલ વેચવો પડે છે કારણ કે માત્ર વધારે નફો હાંસલ કરવા સારુ જ નહિ પરંતુ ઉત્પાદન ખર્ચ પાછું વસૂલ કરી લેવા સારુ પણ—આપણે જોઈ ગયા કે ઉત્પાદનનું સાધન વધારે ને વધારે ખર્ચાળ બનતું જ રહે છે--વધારે વિસ્તૃત વેચાણ હવે જરૂરી બની જાય છે. એવા વ્યાપક વેચાણનો સવાલ એકલા તેને માટે જ નહિ પરંતુ તેના હરીફોને માટે પણ જિંદગી અને મોતનો સવાલ બની જતો હોવાથી, **ઉત્પાદનનાં શોધાઈ ચૂકેલાં સાધનો જેટલાં વધારે ફળદાયક હોય એટલા પ્રમાણમાં** વધારે ભયંકર **રૂપમાં પુરાણો સંઘર્ષ ફરી પાછો શરૂ થઈ જાય છે. એટલે શ્રમવિભાજન તથા યંત્રોનો ઉપયોગ ફરીફરીને અતુલ્ય પ્રમાણમાં વધારે મોટા પાયા** ઉપર **થતાં જ** રહેવાનાં.

ઉપયોગમાં લેવામાં આવતાં ઉત્પાદનનાં સાધનો ભલે ગમે એટલી શક્તિ ધરાવતાં હોય પરંતુ હરીફાઈ પણ્યોની કિંમતને વળી પાછી ઉત્પાદન ખર્ચની કક્ષાએ પહોંચાડી દઈને એ શક્તિનાં સુવર્ણફળો મૂડીના કબજામાંથી ઝૂંટવી લેવાની કોશિશ કરે છે. એ રીતે હરીફાઈ વધારે સસ્તા ઉત્પાદનને, અગાઉ જેટલી જ કુલ રકમના બદલામાં નીપજોના નિરંતર વધતા જતા જથ્થા પૂરા પાડવાની બાબતને, ઉત્પાદન જેટલું સસ્તું બનાવી શકાય એટલા પ્રમાણમાં, એટલે કે અગાઉ જેટલા જ શ્રમરાશિ વડે જેટલું વધારે ઉત્પાદન કરી શકાય એટલા પ્રમાણમાં, આવશ્યક નિયમ બનાવી દે છે. પરિણામે મૂડીદારને પોતાની જહેમતોથી કશું હાંસલ ન થાય, તેને તો અગાઉ જેટલા જ શ્રમસમયમાં વધારે માલ પૂરો પાડવાની જવાબદારી જ કેવળ મળે, ટૂંકમાં કહીએ તો **તેની મૂડીના મૂલ્યમાં ઉમેરો કરવાના સંજોગો વધારે મુશ્કેલ બની જાય.** એટલે ઉત્પાદન ખર્ચના નિયમ વડે હરીફાઈ સતત તેનો પીછો કરતી હોય છે અને હરીફોની સામે તેણે ઘડેલું દરેક હથિયાર ખુદ તેની ઉપર જ ઝીંકાય છે ત્યારે તે હરીફાઈને મારી હઠાવવાની અવિરત કોશિશ તરીકે વધારે ખર્ચાળ પરંતુ વધારે સસ્તું ઉત્પાદન કરી શકે એવાં વધુ નવાં યંત્રો સતત લગાવતો રહે છે, અગાઉ લગાવેલાં નવાં યંત્રોને હરીફાઈ જૂનાંપુરાણાં સાબિત કરી દે તેની વાટ નથી જોતો, અને પુરાણા શ્રમવિભાજનની જગ્યાએ નવું શ્રમવિભાજન સતત દાખલ કરતો રહે છે.

હવે આપણે સમગ્ર વિશ્વ બજારમાં ચાલતી એવી જોરદાર હલચલની કલ્પના કરીશું તો આપણને સમજાઈ જશે કે મૂડીની વૃદ્ધિ, સંચય, અને કેંદ્રીકરણના



પરિણામે કેવી રીતે અવિરત શ્રમવિભાજન ચાલતું જ રહે છે અને નવી યંત્રસામગ્રી લગાવવાનાં તથા જૂની યંત્રસામગ્રીમાં નવા ફેરફાર કરવાનાં કદમો ઝપાટાબંધ તથા નિરંતર વધારે વિશાળ પાયા ઉપર ઉઠાવવામાં આવે છે.

**પરંતુ ઉત્પાદક મૂડીની વૃદ્ધિ સાથે અવિભાજ્ય રીતે સંકળાયેલા એવા સંજોગો રોજીના નિર્ધારણ ઉપર કેવી અસર પાડે છે?**

વધારે **શ્રમવિભાજન** એક કામદાર માટે પાંચ, દસ, અથવા વીશ કામદારોનું કામ કરવાનું શક્ય બનાવે છે, એટલે તે કામદારોની અંદરની હરીફાઈને વધારીને પાંચ, દસ, અથવા વીશ ગણી બનાવી દે છે. કામદારોની અંદરની હરીફાઈમાં એક કામદાર પોતાને બીજા કામદારથી વધારે સસ્તો વેચે છે એટલું જ નહિ પરંતુ એક કામદાર પાંચ, દસ, અથવા વીશ કામદારોનું કામ પણ ઉપાડી લે છે. મૂડી તરફથી દાખલ કરવામાં આવતું અને સતત વધારવામાં આવતું **શ્રમવિભાજન** કામદારોને માંહોમાંહે એવી રીતે હરીફાઈ કરવાની ફરજ પાડે છે.

વળી **શ્રમવિભાજન** જેમ જેમ વધતું જાય તેમ તેમ શ્રમ વધારે **સરળ** બનતો જાય છે. કામદારની વિશિષ્ટ આવડત નકામી બની જાય છે. તે સાદી એકધારી ઉત્પાદક શક્તિમાં પલટાઈ જાય છે, તેને કશી સખત શારીરિક કે બૌદ્ધિક કામગીરી કરવાની નથી રહેતી. તેનો શ્રમ તો કોઈ પણ માણસ કરી શકે એવો શ્રમ બની જાય છે. એટલે હરીફો તેની ચારે બાજુએ એકઠા થઈ જાય છે. વળી અમે વાચકને યાદ કરાવીએ કે શ્રમ જેમ જેમ વધારે સાદો બનતો જાય અને વધારે આસાનીથી શીખી શકાય તેમ તેમ તેની ઉસ્તાદી હાંસલ કરવાનું ખર્ચ એટલું ઘટી જાય અને રોજી એટલા પ્રમાણમાં ઘટી જાય કારણ કે બીજા દરેક પણ્યની જેમ જ તે પણ ઉત્પાદન ખર્ચના આધારે નિર્ધારિત થાય છે.

**એટલે શ્રમ જેમ જેમ સંતોષ ઓછો અને અણગમો વધારે પેદા કરતો જાય તેમ તેમ હરીફાઈ વધે છે અને રોજી ઘટે છે.** કામદાર રોજીની રકમ જેમની તેમ સલામત રાખવા સારુ વધારે કામ કરે છે—કાં તો કામના કલાકોની સંખ્યા વધારી દે છે અથવા એક કલાકમાં અગાઉ કરતાં વધારે ઉત્પાદન કરે છે. કંગાલિયતનો માર્યો તે શ્રમવિભાજનની ખરાબ અસરોમાં વળી વધારો કરે છે. પરિણામ એવું આવે છે કે તે **જેમ જેમ વધારે કામ કરતો જાય તેમ તેમ તેની રોજી ઘટતી જાય છે,** અને તે પોતાના સહકામદારોની સામે એટલી હદ સુધી હરીફાઈ કરે છે એ જ કારણે તેમને સૌને તેના જેટલી જ ખરાબ શરતોએ કામ કરવા તૈયાર હરીફોમાં પલટાવી નાખે છે, અને એટલે આખરી હાલતમાં

તે ખુદ **પોતાની જ સામે**, કામદાર વર્ગના એક સભ્ય તરીકે ખુદ **પોતાની જ સામે**, હરીફાઈ કરે છે.

**યંત્રસામગ્રી** કાબેલ કામદારોની જગ્યાએ અણઘડ માણસોને, પુરુષોની જગ્યાએ સ્ત્રીઓને, અને પુખ્ત ઉંમરના માણસોની જગ્યાએ બાળકોને આણીને એવું જ પરિણામ ઘણા વધારે વિશાળ પાયા ઉપર પેદા કરે છે. જ્યાં યંત્રસામગ્રી નવી નવી દાખલ કરવામાં આવે ત્યાં હાથમહેનતના કામદારોના મોટા સમૂહો રસ્તે રઝળતા થઈ જવાથી, અને જ્યાં યંત્રસામગ્રીને વિકસાવવામાં કે સુધારવામાં આવે અથવા બદલાવીને વધારે ઉત્પાદક યંત્રસામગ્રી ગોઠવવામાં આવે ત્યાં કામદારોનાં નાનકડાં જૂથો બેકાર બની જવાથી, એવાં જ પરિણામો પેદા થાય છે. ઉપર અમે મૂડીદારોના માંહોમાંહેના ઔદ્યોગિક જંગનું ચિત્ર ઉતાવળમાં દોરી આપ્યું છે. **આ જંગની વિશિષ્ટતા એવી છે કે તેના મોરચાઓને શ્રમસૈન્યોનાં ભરતી કરીને નહિ પરંતુ તેમને** બરતરફ **કરીને જીતવામાં આવે છે. તેના સરદારો, મૂડીદારો, માંહોમાંહે** હરીફાઈ **કરતા હોય છે કે કોણ ઉદ્યોગના સિપાહીઓને સૌથી મોટી સંખ્યામાં** બરતરફ **કરી શકે છે.**

અર્થશાસ્ત્રીઓ આપણને જરૂર કહેતા હોય છે કે યંત્રસામગ્રીને કારણે નકામા બની જતા કામદારોને રોજગારીની **નવી શાખાઓમાં** કામ મળી રહે છે.

તેઓ સીધું એવું કથન કરવાની હિંમત નથી કરતા કે બરતરફ થઈ ગયા હોય એ જ કામદારોને શ્રમની નવી શાખાઓમાં કામ મળી જાય છે. એવા જૂઠાણાને હકીકતો બેહદ જોરથી પડકારે છે. તેઓ વાસ્તવમાં તો માત્ર એટલું જ કથન કરે છે કે કામદાર વર્ગના બીજા સંઘટક વિભાગો માટે, દાખલા તરીકે કામદારોની નવી પેઢીનો એક હિસ્સો ઉદ્યોગની કોઈ શાખામાં ભરતી માટે તૈયાર થઈ ગયો હોય પરંતુ દરમિયાનમાં એ શાખાની ઉપર બરતરફીની આફત વરસી પડે ત્યારે એ હિસ્સા માટે, રોજગારીનાં નવાં ક્ષેત્રો ખૂલી જશે. રઝળતા થઈ ગયેલા કામદારો માટે તો એ બાબત બેશક ભારે દિલાસા જેવી ગણાય. દયાધર્મી મૂડીદારોને શોષણ કરવા માટે તાજા લોહીમાંસની તાણ કદી નથી પડવાની, અને તેઓ મુડદાંને રેઢાં રડતાં મૂકી જ દેવાના. મૂડીદારો એવો દિલાસો ખરું જોતાં કામદારોને નહિ પરંતુ પોતાને જ આપતા હોય છે. જો યંત્રસામગ્રીને લીધે મજૂરોનો વર્ગ નાબૂદ થઈ જાય તો મૂડીની હાલત ભયંકર બની જાય કારણ કે મૂડી તો મજૂરી વગર મૂડી જ મટી જાય!

પરંતુ આપણે ધારણા કરીએ કે સીધા યંત્રસામગ્રીને લીધે જ કામ પરથી હાંકી કઢાયેલા કામદારોને તેમ જ એ રોજગારીની ઉપર નજર માંડીને બેઠેલા



**નવી પેઢીના આખા વિભાગને નવો રોજગાર મળી જાય છે.** કોઈ એવી કલ્પના કરી શકે ખરું કે તેમણે ગુમાવી દીધેલા રોજગાર જેટલી જ ઊંચી રોજી તેમને નવા રોજગારમાંથી મળે? **એમ બને તો તો અર્થકારણના તમામ નિયમોનું ખંડન થઈ જાય.** આપણે જોઈ ચૂક્યા છીએ કે આધુનિક ઉદ્યોગ પોતાની સાથે સાથે વધારે જટિલ તથા ઊંચી કક્ષાના કામની ફેરબદલી અને તેની જગ્યાએ વધારે સરળ તથા નીચી કક્ષાના કામની ગોઠવણી હંમેશાં કેવી રીતે લાવતો જ હોય છે.

તો પછી યંત્રસામગ્રીને લીધે ઉદ્યોગની એક શાખામાંથી બહાર ફેંકાઈ ગયેલા કામદારોના સમૂહને, એ શાખાની સરખામણીમાં ઊતરતી કક્ષાની ન હોય અને **ઓછી રોજી** ન ચૂકવતી હોય એવી બીજી શાખામાં આશરો કેવી રીતે મળે?

ખુદ યંત્રસામગ્રી બનાવવાનું કામ કરતા કામદારોને અપવાદ તરીકે ગણાવવામાં આવે છે. એવી દલીલ કરવામાં આવે છે કે ઉદ્યોગમાં વધારે યંત્રસામગ્રીની માંગ ઊભી થાય અને તેનો ઉપયોગ થવા લાગે એટલે તરત યંત્રોની સંખ્યા ચોક્કસ વધે, પરિણામે યંત્રો બનાવવાનું કામ વધે, અને તેના પરિણામે યંત્રો બનાવવાના કામમાં વધારે કામદારોને રોજગાર મળે. અને દાવો કરવામાં આવે છે કે ઉદ્યોગની એ શાખામાં કામ કરતા કામદારો કાબેલિયત ધરાવતા હોય છે , શિક્ષણ પણ ધરાવતા હોય છે.

આ દાવો ૧૮૪૦ પહેલાં પણ કેવળ અરધો જ સાચો હતો, પરંતુ ૧૮૪૦ પછી તો તેમાં સચ્ચાઈની છાયા પણ નથી રહી કારણ કે યંત્રો બનાવવાના કામમાં નિરંતર અધિકાધિક બહુમુખી યંત્રોનો જેટલો ઉપયોગ થઈ રહ્યો છે તે સૂતરના ઉત્પાદનમાં થતા ઉપયોગથી જરાય વધારે કે જરાય ઓછો નથી જ, અને યંત્રો બનાવવાનાં કારખાનાંમાં કામ કરતા કામદારો ખૂબ જ બારીકીઓ ધરાવતાં અટપટાં યંત્રોને મુકાબલે કેવળ તદ્દન બિનઅટપટાં યંત્રોની ભૂમિકા જ ભજવી શકે.

યંત્રના ઉપયોગને લીધે બરતરફ થઈ જતા કામદારની જગ્યાએ કારખાનું કદાચ **ત્રણ** બાળકોને અને **એક** સ્ત્રીને કામે રાખે છે! પરંતુ પુરુષની રોજી ત્રણ બાળકો અને સ્ત્રીને માટે પૂરતી હોવી જોઈતી હતી કે નહિ? ન્યૂનતમ રોજી જાતિને ટકાવી રાખવા અને વિસ્તારવા માટે પૂરતી હોવી જોઈતી હતી કે નહિ? તો પછી મૂડીદારોનું માનીતું એ વાક્ય શું સાબિત કરે છે? એટલું જ કે એક કામદારના કુટુંબના ગુજરાન સારુ હવે અગાઉની સરખામણીએ ચાર ગણા કામદારોની જિંદગી લગાવી દેવામાં આવે છે.

આપણે સારાંશ તારવીએ: ઉત્પાદક **મૂડી જેમ જેમ વધતી જાય તેમ તેમ શ્રમવિભાજન અને યંત્રસામગ્રીનો ઉપયોગ પણ એટલા પ્રમાણમાં વધારે વિસ્તૃત બને. શ્રમવિભાજન અને યંત્રસામગ્રીનો ઉપયોગ જેમ જેમ વધારે વિસ્તૃત બને તેમ તેમ કામદારોની અંદરની હરીફાઈ પણ એટલા પ્રમાણમાં વધારે વિસ્તાર પામે અને કામદારોની રોજી એટલા પ્રમાણમાં ઘટે.**

એ ઉપરાંત, કામદાર વર્ગની અંદર **સમાજના ઉચ્ચતર સ્તરોમાંથી** પણ ભરતી થતી હોય છે. નાના કારખાનદારો અને નાના નાણાવટીઓ કામદાર વર્ગની હરોળોમાં ફંગોળાઈ જાય છે અને તેમને પોતાના હાથ તત્કાળ કામદારોની જોડાજોડ લાંબા કરી દેવા પડે છે, તેમને માટે એથી બહેતર કશું કરવાનું રહેતું નથી. એ રીતે, કામની માગણી કરવા લંબાતા અનેક હાથનું જંગલ નિરંતર વધારે ને વધારે ગાઢ બનતું જાય છે પરંતુ એ બધા હાથ સતત દૂબળા પડતા જાય છે.

જે હરીફાઈની પ્રથમ શરતોમાં એક એવી હોય છે કે નિરંતર વધતા જતા પાયા પર ઉત્પાદન કરવું પડે, અર્થાત્ નાના કારખાનદારને ચોક્કસ રૂપે નાનો કારખાનદાર મટીને મોટો ઉદ્યોગપતિ બની જવું પડે, એવી હરીફાઈમાં નાના કારખાનદાર માટે પોતાની હયાતી ટકાવી રાખવાનું શક્ય ન જ બને એ વાત તો આપમેળે સ્પષ્ટ થઈ જ જાય છે.

મૂડીમાં જેટલી વૃદ્ધિ થાય, મૂડીઓ પરિમાણ તથા સંખ્યાની દૃષ્ટિએ જેટલી વધે, એટલા પ્રમાણમાં મૂડીનું વ્યાજ ઘટે. એટલે નાનો નાણાવટી કેવળ વ્યાજના આધારે નભી ન શકે, તેને ઉદ્યોગમાં ઝંપલાવવું પડે. એથી નાના કારખાનદારોની સંખ્યા વધી જાય અને તેના પરિણામે સર્વહારા વર્ગ માટેના ઉમેદવારોની સંખ્યામાં વધારો થાય. આ બધી બાબતોના વધારે ખુલાસાની તો બેશક જરૂર નથી જ.

છેલ્લે—ઉપર વર્ણવેલી હલચલને લીધે મૂડીદારોને અસ્તિત્વમાં આવી ચૂકેલાં વિરાટ સાધનોનો ઉપયોગ વધારે મોટા પાયા ઉપર કરવાની અને ધિરાણનાં તમામ મુખ્ય વહેણોને એ દિશામાં ગતિમાન કરવાની ફરજ પડે ત્યારે તેની સાથે સાથે એટલા પ્રમાણમાં ઔદ્યોગિક ધરતીકંપો પણ વધી જાય; જેમાં વ્યાપારની દુનિયા સંપત્તિના, નીપજોના, અને ઉત્પાદક શક્તિઓ સુદ્ધાંના એક હિસ્સાનો ભોગ પાતાળના દેવોને ધરાવી દે તો જ હયાત રહી શકે એવી ઊથલપાથલો વધી જાય; ટૂંકમાં કટોકટીઓ વધી જાય. કટોકટીઓ વારંવાર વધારે ઝડપી વેગે અને વધારે ઝનૂની રૂપમાં આવવા લાગે, અને તેનું એક જ



કારણ એ હોય કે જેમ જેમ ઉત્પાદનનો જથ્થો વધતો જાય અને તેના પરિણામે વિસ્તારિત બજારોની જરૂર વધતી જાય તેમ તેમ વિશ્વ બજાર વધારે ને વધારે સંકોડાતું જાય, વેચાણ માટે મળતાં નવાં બજારો ઓછાં ને ઓછાં થતાં જાય, કારણ કે દરેક પુરોગામી કટોકટીએ એ વખત સુધી ઉપયોગમાં ન લેવાયેલું અથવા ઉપરછલ્લા ઉપયોગમાં લેવાયેલું બજાર વિશ્વ વ્યાપારને હવાલે કરી દીધું હોય. પરંતુ મૂડી એકલા શ્રમના જ આધારે **જીવંત** નથી રહેતી. એકીસાથે અમીરી અને જંગલી માલિક સમી તે પોતાના ગુલામોનાં મડદાંને, કટોકટીઓમાં વિનાશનો ભોગ બની જતા કામદારોના આખા ને આખા સમુદાયોને, પોતાના ભેગી જ કબરમાં ખેંચી જાય છે. એ રીતે આપણે જોઈએ છીએ કે **મૂડી ઝડપથી વૃદ્ધિ પામે તો તેની સાથે સાથે કામદારોની અંદર હરીફાઈ તેના કરતાં ઘણી વધારે ઝડપથી વધે છે, એટલે કામદાર વર્ગમાં રોજગારીનાં સાધનો, ગુજરાનાં સાધનો, એટલા વધારે પ્રમાણમાં ઘટી જાય છે; તેમ છતાં મૂડીની ઝડપી વૃદ્ધિ મજૂરી માટે વધારેમાં વધારે સાનુકૂળ સંજોગ હોય છે.**

માર્ક્સનાં વ્યાખ્યાનો
૧૪—૩૦ ડિસેંબર, ૧૮૪૭

જર્મન ભાષામાં લિખિત

મૂલ પ્રકાશન
*«Neue Rheinische Zeitung»*ના
૧૮૪૯ના એપ્રિલની ૫—૮ તથા ૧૧મી
તારીખોના અંકોમાં
એંગેલ્સે સંપાદિત કરેલી અને તેમની
પ્રસ્તાવના સાથેની અલગ પુસ્તિકાનું પ્રકાશન
૧૮૯૧માં બર્લિનમાં

## લૂઈ બોનાપાર્તની અઢારમી બ્રૂમેર[38]

### ૧૮૮૫ની ત્રીજી જર્મન આવૃત્તિમાં ફ્રેડરિક એંગેલ્સની પ્રસ્તાવના

પ્રથમ પ્રકાશન પછી તેંત્રીસ વરસે 'અઢારમી બ્રૂમેર'ની નવી આવૃત્તિ જરૂરી બની છે, એ હકીકત સાબિત કરે છે કે આ નાનકડી પુસ્તિકાનું મહત્ત્વ આજે પણ જરાય ઓછું નથી થયું.

વાસ્તવમાં આ કૃતિ તેજસ્વી પ્રતિભાનું સર્જન હતી. જેને કેટલાક લોકોએ નૈતિક રોષના દેકારા કરીને વખોડી કાઢી હતી અને બીજા લોકોએ ક્રાંતિમાંથી મુક્તિ તરીકે તથા ક્રાંતિની ભૂલોની સજા તરીકે સ્વીકારી લીધી હતી, પરંતુ સૌએ કેવળ અચરજની નજરે નીરખી હતી અને કોઈ સમજ્યું નહોતું, એ ઘટના આસમાનમાંથી વીજળીના કડાકાની જેમ આખી રાજકીય દુનિયા ઉપર તૂટી પડી ત્યાર પછી તરત, એ ઘટના પછી તરત, માર્ક્સે ટૂંકું મર્મસભર વિવરણ રજૂ કર્યું અને તેમાં ફેબ્રુઆરીના દિવસો પછી ફ્રેંચ ઇતિહાસના આખા ક્રમને તેના આંતરિક આંતરસંબંધ સાથે ખુલ્લો કરી દીધો, ડિસેંબરની બીજી તારીખના ચમત્કારને[39] એ આંતરસંબંધના સ્વાભાવિક જરૂરી પરિણામ તરીકે સ્પષ્ટ કરી દીધો, અને તેમને એમ કરતી વેળા સત્તાપલટાના નાયકની છણાવટ તેને બરાબર છાજતી ઘૃણા બતાવવા સિવાય બીજી કોઈ રીતે કરવાની જરૂર પણ ન પડી. અને ચિત્ર એવી ઉસ્તાદીથી દોરવામાં આવ્યું છે કે ત્યાર પછી કરવામાં આવેલી દરેક નવી જાહેરાતે માત્ર નવી સાબિતીઓ જ પૂરી પાડી છે કે ચિત્રમાં વાસ્તવિકતાને કેટલી વફાદારીથી પ્રતિબિંબિત કરવામાં આવી છે. ચાલુ સમયના જીવંત ઇતિહાસની એવી તેજસ્વી સમજણ, ઘટનાઓ બને એ ઘડીએ તેમનું એવું સ્પષ્ટ મૂલ્યાંકન, ખરેખર અજોડ છે.

પરંતુ તેને માટે ફ્રેંચ ઇતિહાસનું માર્ક્સનું સર્વાંગી જ્ઞાન આવશ્યક હતું. ફ્રાંસ એવો દેશ છે કે જ્યાં, બીજા કોઈ દેશ કરતાં વધારે પ્રમાણમાં, ઐતિહાસિક વર્ગસંઘર્ષો દરેક વેળાએ ફેંસલા સુધી લડાયા હતા અને, તેના પરિણામે, જે



પલટાતાં રાજકીય રૂપોમાં એ સંઘર્ષો ચાલતા હતા તથા જેમાં એ સંઘર્ષોના સારની તારવણી થઈ હતી એ રૂપોની એકદમ સ્પષ્ટ રૂપરેખાઓ અંકિત થઈ ગઈ છે. મધ્યયુગમાં સામંતશાહીનું કેંદ્ર અને પુનર્જાગૃતિ[40] પછી સામાજિક દરજ્જાઓ ઉપર આધારિત એકતાબદ્ધ રાજશાહીના આદર્શ દેશ ફ્રાંસે મહાન ક્રાંતિમાં સામંતશાહીને ખતમ કરી નાખી અને મૂડીદાર વર્ગનું શાસન એવા ક્લાસિકલ શુદ્ધ રૂપમાં સ્થાપી દીધું કે જેનો જોટો યુરોપના બીજા કોઈ દેશમાં નહોતો. અને આગળ ધપવાની જહેમતો કરતા સર્વહારા વર્ગ તરફથી શાસક મૂડીદાર વર્ગ સામેના સંઘર્ષે ફ્રાંસમાં એવું ભીષણ રૂપ ધારણ કરી લીધું કે જે બીજા દેશોમાં સાવ અજાણ્યું હતું. એટલે જ માર્ક્સે ફ્રાંસના વીતેલા ઇતિહાસનું ખાસ ધ્યાનથી પરીક્ષણ કર્યું એટલું જ નહિ પરંતુ ચાલુ ઇતિહાસની દરેક વિગતની નોંધ લીધી અને ભાવિ ઉપયોગ માટે સામગ્રીનો સંઘરો કરી લીધો. તેના પરિણામે, ઘટનાઓએ તેમને ક્યારેય વિસ્મયની દશામાં ન ધકેલી દીધા.

પરંતુ એ ઉપરાંત બીજો એક સંજોગ પણ હતો. ચોક્કસ રૂપે માર્ક્સે જ ઇતિહાસની ગતિનો મહાન નિયમ સૌપ્રથમ શોધી કાઢ્યો હતો. એ નિયમ મુજબ, રાજકીય, ધાર્મિક, દાર્શનિક, કે પછી કોઈ બીજા વૈચારિક ક્ષેત્રમાં ચાલતા તમામ ઐતિહાસિક સંઘર્ષો હકીકતમાં સામાજિક વર્ગોના સંઘર્ષની વધારે કે ઓછી સ્પષ્ટ અભિવ્યક્તિ જ હોય છે, અને એટલે એ વર્ગોનું અસ્તિત્વ તથા એ કારણે તેમની વચ્ચેનાં ઘર્ષણો પણ તેમની આર્થિક સ્થિતિના વિકાસના પ્રમાણ થકી, તેનાથી નિર્ધારિત થતી તેમના ઉત્પાદનની તથા વિનિમયની રીત થકી, પ્રભાવિત થાય છે. શક્તિના રૂપાંતરનો નિયમ પ્રાકૃતિક વિજ્ઞાનમાં જેટલું મહત્ત્વ ધરાવે છે એટલું જ મહત્ત્વ ઇતિહાસમાં ધરાવતા એ નિયમે માર્ક્સને આ બાબતમાં પણ બીજા ફ્રેંચ પ્રજાસત્તાકના[41] ઇતિહાસને સમજવાની કળ પૂરી પાડી. તેમણે પોતાના નિયમને એ ઐતિહાસિક ઘટનાઓની કસોટીએ ચડાવ્યો, અને તેંત્રીસ વરસ પછી પણ આપણે હજી કહેવું જ પડે કે તે કસોટીમાંથી ઝળકતી રીતે પાર ઊતર્યો છે.

ફ્રેડરિક એંગેલ્સ

૧૮૮૫માં લિખિત
૧૮૮૫માં હામ્બુર્ગમાં
'લૂઈ બોનાપાર્તની અઢારમી બ્રૂમેર'
પુસ્તિકામાં પ્રકાશિત

જર્મન ભાષામાં લિખિત

## લૂઈ બોનાપાર્તની અઢારમી બ્રૂમેર

### ૧

હેગેલે ક્યાંક જણાવ્યું છે કે વિશ્વ ઇતિહાસમાં મોટા મહત્ત્વની તમામ હકીકતો અને વ્યક્તિઓ જાણે બે વાર આવતી હોય છે. તે આટલું ઉમેરવાનું ભૂલી ગયો: પહેલી વાર કરુણ ઘટના તરીકે અને બીજી વાર ફારસ તરીકે. દાંતોનના સ્થાને કોસિદિયેર, રોબેસ્પિયેરના સ્થાને લૂઈ બ્લાં, ૧૭૯૩થી ૧૭૯૫ના મોંતાનના સ્થાને ૧૮૪૮થી ૧૮૫૧નું મોંતાન,[42] કાકાના સ્થાને ભત્રીજો. અને અઢારમી બ્રૂમેરની[43] બીજી આવૃત્તિ જોડે સંકળાયેલા સંજોગોમાં પણ એવું જ ઠઠ્ઠાચિત્ર બને છે!

માનવીઓ ખુદ પોતાના ઇતિહાસનું સર્જન કરતા હોય છે, પરંતુ મરજી પડે એમ નહિ; પોતે પસંદ કરેલા સંજોગોમાં નથી કરતા પરંતુ સીધા આવી પડેલા, ભૂતકાળમાંથી અપાયેલા અને સંચારિત થયેલા, સંજોગોમાં કરતા હોય છે. મરી પરવારેલી બધી પેઢીઓની પરંપરા જીવિતના મગજમાં માઠા સ્વપ્ન જેવો બોજો બની રહે છે. અને બરાબર એવી વેળાએ કે જ્યારે તેઓ પોતાનામાં અને વસ્તુઓમાં ક્રાંતિ આણવામાં, હજુ સુધી ક્યારેય અસ્તિત્વમાં ન રહ્યું હોય એવા કશાકના સર્જનમાં, પડયા હોય એમ લાગે ત્યારે, ક્રાંતિકારી કટોકટીના ચોક્કસ એવા ગાળાઓમાં, તેઓ ભૂતકાળમાંથી ભૂતોને આતુરતાથી આવાહન કરીને પોતાની સેવામાં બોલાવે છે અને તેમની પાસેથી નામો, રણગર્જનાઓ, તથા વેશભૂષાઓ માગી લઈને વિશ્વ ઇતિહાસના નવા દૃશ્યને એવા કાળમાન્ય વેશપલટામાં તથા એવી ઉછીની ભાષામાં રજૂ કરે છે. એવી રીતે લુથરે દેવદૂત પૉલનું મહોરું પહેરી લીધું હતું, ૧૭૮૯-૧૮૧૪ની ક્રાંતિએ રોમન પ્રજાસત્તાક અને રોમન સામ્રાજ્યના વાઘા વારાફરતી સજી લીધા હતા. અને ૧૮૪૮ની ક્રાંતિને ઘડીક ૧૭૮૯ના તો ઘડીક ૧૭૯૩થી ૧૭૯૫ની ક્રાંતિકારી પરંપરાના



હાસ્યાસ્પદ અનુકરણ સિવાય બીજું કંઈ કરવાનું સૂઝ્યું નહોતું. એવી જ રીતે, નવી ભાષા શીખેલો માણસ શરૂઆતમાં હંમેશાં તેનું ભાષાંતર પાછું પોતાની માતૃભાષામાં કરતો હોય છે, પરંતુ તે પુરાણી ભાષાને યાદ કર્યા વગર નવી ભાષા વાપરવા લાગે, અને નવી ભાષાનો ઉપયોગ કરતી વેળા માતૃભાષાને ભૂલી જાય, ત્યારે જ તેણે નવી ભાષાના સત્ત્વને આત્મસાત કરી લીધું હોય અને તેમાં પોતાને મુક્ત રીતે વ્યક્ત કરી શકે.

વિશ્વ ઇતિહાસનાં મૃત તત્ત્વોના એવા આવાહનની વિચારણા તત્કાળ સ્પષ્ટ તફાવતને છતો કરી દે છે. કમીલ દેમૂલેન, દાંતોન, રોબેસ્પિયેર, સેં-જૂસ્ત, અને નેપોલિયને, જૂની ફ્રેંચ ક્રાંતિના નાયકો તેમ જ પાર્ટીઓ તથા લોકસમુદાયોએ, પોતાના યુગનું કર્તવ્યા, આધુનિક **મૂડીવાદી** સમાજને બેડીઓથી મુક્ત કરવાનું તથા સ્થાપિત કરવાનું કર્તવ્ય, રોમન વેશભૂષામાં અને રોમન સૂત્રો થકી પાર પાડયું. પહેલી વ્યક્તિઓએ સામંતી આધારના ભુક્કા ઉડાવી દીધા અને તેની ઉપર ઊગેલાં સામંતી મસ્તકોને વાઢી નાખ્યાં. પછી બીજાએ ફ્રાંસમાં એવા સંજોગો પેદા કર્યા કે માત્ર જેમાં જ મુક્ત હરીફાઈને વિકસાવી શકાય, વિભાજિત જમીન મિલકતને કામમાં લઈ શકાય, અને બેડીઓથી મુક્ત થઈ ગયેલી રાષ્ટ્રની ઉત્પાદક શક્તિનો ઉપયોગ કરી શકાય; અને ફ્રેંચ સરહદોની પાર દરેક ઠેકાણે તેણે, ફ્રાંસના મૂડીવાદી સમાજને તળ યુરોપખંડમાં સાનુકૂળ અદ્યતન વાતાવરણ પૂરું પાડવાનું જેટલું જરૂરી હતું એટલા પ્રમાણમાં, સામંતી સંસ્થાઓને સાફ કરી નાખી. નવી સામાજિક રચના એક વાર સ્થપાઈ ગઈ એટલે જરીપુરાણા રાક્ષસો અદૃશ્ય થઈ ગયા અને તેની સાથે રોમન રીતિને સજીવન કરવામાં આવી—બ્રૂટસો, ગ્રાકખી, પુબ્લીકોલાઓ, અદાલતો, સેનેટરો, અને ખુદ સમ્રાટ સીઝર. મૂડીવાદી સમાજે પોતાની ગંભીર વાસ્તવિકતામાં પોતાન' સાચા અર્થવાહકો અને પ્રવક્તાઓને સેયો, કુઝેનો, રુઆયે-કોલારો, બેન્જામીન કોંસ્તાનો, અને ગીઝોઓના રૂપમાં પેદા કર્યા હતા: તેના ખરા લશ્કરી આગેવાનો ઑફિસમાં ટેબલ પાછળ બેસતા, અને ડુક્કર જેવા માથાવાળો લૂઈ અઢારમો તેનો રાજકીય સરદાર હતો. ધનદોલત પેદા કરવામાં અને હરીફાઈના શાંતિમય સંઘર્ષમાં એકદમ મશગૂલ મૂડીવાદી સમાજને હવે ખ્યાલ જ ન રહ્યો કે રોમના જમાનાનાં ભૂતોએ તેના પારણા ઉપર નિગાહ રાખી હતી. પરંતુ મૂડીવાદી સમાજ બિનપરાક્રમી હોવા છતાં તેને અસ્તિત્વમાં આણવામાં પરાક્રમ, ત્યાગ, ત્રાસ, આંતરવિગ્રહ, અને પ્રજાઓની લડાઈઓની જરૂર પડી હતી. અને રોમન પ્રજાસત્તાકની કલાસિકલ કઠોર પરંપરાઓ મુજબ તેના મલ્લોએ

આદર્શો અને કેલારૂપો શોધી કાઢયાં, પોતાના સંઘર્ષોની મૂડીવાદી મર્યાદાઓને પોતાનાથી છુપાવી રાખવા માટે અને પોતાના ઉત્સાહને મોટી ઐતિહાસિક કરુણતાના ઊંચા સ્તરે જાળવી રાખવા માટે જરૂરી આત્મવંચનાઓ શોધી કાઢી. એવી જ રીતે, વિકાસની બીજી એક કક્ષાએ, એક સદી પહેલાં, ક્રોમવેલ અને અંગ્રેજ લોકોએ પોતાની મૂડીવાદી ક્રાંતિ[44] માટે વાણી, ભાવાવેગો, તથા ભ્રમો પુરાણા કરારમાંથી[45] અપનાવી લીધાં હતાં. ખરું લક્ષ્ય સિદ્ધ થઈ ગયું ત્યારે, અંગ્રેજ સમાજનું મૂડીવાદી રૂપાંતર સાધી લેવામાં આવ્યું ત્યારે, દેવદૂત આવ્વાકૂમનું સ્થાન લોક્કે લઈ લીધું.

એ રીતે, એ ક્રાંતિઓમાં મૃત તત્ત્વોની જાગૃતિએ પુરાણા સંઘર્ષોની હાસ્યાસ્પદ નકલની નહિ પરંતુ નવા સંઘર્ષોને ગૌરવ બક્ષવાની, ચોક્કસ કર્તવ્યના ઉકેલથી વાસ્તવિકતામાં પલાયનની નહિ પરંતુ એ કર્તવ્યને કલ્પનામાં મોટું બનાવી દેવાની, ક્રાંતિના ભૂતને ફરી ચાલતું કરવાની નહિ પરંતુ ક્રાંતિની ભાવનાને ફરી શોધી કાઢવાની, કામગીરી બજાવી.

૧૮૪૮થી ૧૮૫૧ સુધી માત્ર જૂની ક્રાંતિનું ભૂત, પોતાને પુરાણા બાયીના સ્વાંગમાં પેશ કરનારા મારાસ્તથી, મૂલાયમ દસ્તાના પહેરી રાખતા પ્રજાસત્તાકપંથીથી લઈને નેપોલિયનના લોખંડી મૃત્યુ-મહોરા હેઠળ પોતાના સાવ સાધારણ ધૃણાજનક દેખાવને છુપાવતા લેભાગુ સુધીનું ભૂત, આમતેમ ફરતું હતું. ક્રાંતિ મારફત પોતે પોતાને ઝડપી ઐતિહાસિક ગતિની શક્તિ બક્ષી છે એમ ધારી લેનારી આખી પ્રજા એકાએક પોતાને પાછી મૃત યુગમાં ધકેલાઈ ગયેલી જુએ છે, અને ઊથલાની શક્યતાની કોઈ જાતની શંકા ન રહે એટલા ખાતર પુરાણી તારીખો ફરી ઊભી થાય છે, પુરાણી તવારીખ, પુરાણાં નામો, લાંબા વખતથી પ્રાચીનતા સંબંધી વિદ્ધત્તાનો વિષય બની રહેલા પુરાણા આલેખો, અને લાંબા વખતથી સડી ગયેલા લાગેલા પુરાણા કાનૂનરક્ષક પોલીસો ફરી ખડા થાય છે. રાષ્ટ્રને બેદલામ[46] ના પાગલખાનાના પેલા ગાંડા અંગ્રેજ જેવી લાગણી થાય છે— એ અંગ્રેજ તરંગમાં સરી પડે છે કે પોતે પ્રાચીન ફરાઓન' યુગમાં જીવી રહ્યો છે, ઇથિઓપિયાની ખાણોમાં સોનું ખોદનાર તરીકે પોતાને કરવી પડતી સખત મહેનતનાં રોદણાં રોજ રોતો રહે છે, ધરતીના પેટાળમાં આવેલા એ કેદખાનામાં સપડાઈ ગયેલો છે. માથે ઝાંખી બત્તી બાંધેલી છે, ગુલામોનો મુકાદમ હાથમાં લાંબો કોરડો લઈને તેની પાછળ આવે છે, અને બારણાંઓ પાસે જંગલી ભાડૂતી ચોકીદારોનો ગોટાળિયો જમેલો છે. તેઓ નથી ખાણના વેઠિયાઓને સમજતા કે નથી એકબીજાને સમજતા કારણ કે તેઓ



સમાન ભાષા નથી બોલતા. "અને મારી પાસેથી એવું બધું કરવાની અપેક્ષા રાખવામાં આવે છે," ગાંડો અંગ્રેજ નિસાસો નાખે છે. "મારી પાસેથી, મુક્ત જન્મેલા બ્રિટનવાસી પાસેથી, પુરાણા જમાનાના ફરાઓ ખાતર સોનું પેદા કરવા માટે." ફ્રેંચ રાષ્ટ્ર નિસાસો નાખતું બોલે છે: "બોનાપાર્ત પરિવારનાં કરજ ચૂકવવા માટે." અંગ્રેજનું માથું જ્યાં સુધી ઠેકાણે હતું ત્યાં સુધી તે સોનું પેદા કરવાના નિશ્ચિત ખ્યાલથી છુટકારો ન મેળવી શક્યો. ફ્રાંસવાસીઓ જ્યાં સુધી ક્રાંતિમાં મશગૂલ હતા ત્યાં સુધી નેપોલિયનની યાદથી છુટકારો ન મેળવી શક્યા, એ વાત ડિસેંબરની ૧૦મી તારીખની ચૂંટણીએ[47] સાબિત કરી દીધી છે. તેઓ ક્રાંતિનાં જોખમોમાંથી ઇજિપ્તનાં માંસનાં તપેલાંના[48] સંજોગોમાં પાછા ફરવા તરસતા હતા, અને તેનો ઉપાય ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખમાં મળી ગયો. તેમની પાસે જૂના નેપોલિયનનું કેવળ ઠઠ્ઠાચિત્ર નથી, તેમની પાસે તો ખુદ જૂનો નેપોલિયન છે, ઓગણીસમી સદીના મધ્યમાં ઠઠ્ઠાચિત્ર જ લાગે એવો નેપોલિયન છે.

ઓગણીસમી સદીની સામાજિક ક્રાંતિ પોતાનાં કાવ્યો ભૂતકાળમાંથી નહિ પરંતુ માત્ર ભવિષ્યમાંથી જ તારવી શકે. ભૂતકાળના સંબંધમાં સમગ્ર વહેમને ઉખેડીને ફગાવી ન દે ત્યાં સુધી તે પોતાનાથી શરૂઆત ન જ કરી શકે. અગાઉની ક્રાંતિઓને ખુદ પોતાના અંતરાર્થના સંબંધમાં નશેમંદ બની જવા માટે ગત વિશ્વ ઇતિહાસનાં સ્મરણોની આવશ્યકતા હતી. ઓગણીસમી સદીની ક્રાંતિએ તો પોતાના અંતરાર્થ સુધી પહોંચવા માટે મડદાંને મડદાંની સંભાળ લેવા પડતાં મૂકી દેવાં પડે. ત્યાં સૂત્ર અંતરાર્થને પાર કરી ગયું હતું, અહીંયાં અંતરાર્થ સૂત્રને પાર કરી જાય છે.

ફેબ્રુઆરીની ક્રાંતિ તો અણધાર્યો હુમલો હતી. તેણે પુરાણા સમાજની ઉપર **ઓચિંતો હલ્લો** કર્યો, અને લોકોએ એ અણધાર્યા ઝપાટાને વિશ્વવ્યાપી મહત્ત્વના, નવા યુગનો આરંભ કરતા, કૃત્ય તરીકે ઘોષિત કર્યો. ડિસેંબરની બીજી તારીખે ફેબ્રુઆરીની ક્રાંતિને હાથચાલાકીથી ગાયબ કરી દેવામાં આવી છે, અને રાજાશાહીને નહિ પરંતુ સદીઓના સંઘર્ષ મારફત તેની પાસેથી ઝૂંટવી લેવામાં આવેલી ઉદારમતવાદી છૂટછાટોને ઉથલાવી પાડવામાં આવી હોય એમ લાગે છે. **સમાજે** પોતાને માટે નવો અંતરાર્થ હાંસલ કરી લીધો હોવાને બદલે લાગે છે કે **રાજ્ય** પોતાના જૂનામાં જૂના રૂપમાં, તલવાર અને પાદરીના ઝભ્ભાના બેશરમ સીધા વર્ચસ્વના રૂપમાં, પાછું આવી ગયું છે. તેમાં ૧૮૪૮ના ફેબ્રુઆરીના અણધાર્યા ઝપાટાને ૧૮૫૧ના ડિસેંબરના અવિચારી કૃત્યે આપેલો

જવાબ અંકિત છે. સહેલાઈથી આવે, સહેલાઈથી જાય. દરમિયાનમાં, વચગાળાનો સમય અણવપરાયેલો નથી રહી ગયો. ફેબ્રુઆરીની ક્રાંતિ જો માત્ર સપાટીની હલચલથી અધિક ગંભીર બની રહેવાની હોત તો તેની પહેલાં જે અભ્યાસો તથા અનુભવો વિકાસના નિયમિત, સમજો કે પાઠયપુસ્તકિયા, ક્રમમાં થવા જોઈતા હતા તેની ખોટ ફ્રેંચ સમાજે ૧૮૪૮થી ૧૮૫૧ સુધીનાં વર્ષો દરમિયાન પૂરી દીધી છે, ક્રાંતિકારી રીતને કારણે સંક્ષિપ્ત રૂપમાં પૂરી દીધી છે. સમાજ હવે પોતાના પ્રસ્થાન બિંદુની પાછળ ખસેડાઈ ગયો હોય એમ લાગે છે, વાસ્તવમાં તેને પહેલાં તો પ્રસ્થાનબિંદુનું, આધુનિક ક્રાંતિ માત્ર જેમાં જ ગંભીર બની શકે એવી પરિસ્થિતિ તથા સંબંધોનું, સંજોગોનું, સર્જન કરવાનું છે.

અઢારમી સદીની ક્રાંતિઓ જેવી મૂડીવાદી ક્રાંતિઓ ઝડપથી ધસમસતી એક પછી એક સફળતા સાધતી જાય છે, તેમની નાટકીય અસરો એકબીજીને ચડી જાય એવી હોય છે, માનવીઓ અને વસ્તુઓમાં જાણે આતશબાજીના રંગો ઝળકે છે. ભાવોન્માદ રોજેરોજની વૃત્તિ બની રહે છે, પરંતુ એ ક્રાંતિઓ અલ્પજીવી હોય છે, તેઓ થોડા વખતમાં પરાકાષ્ઠાએ પહોંચી જાય છે, અને પછી સમાજ પોતાની ચડતીપડતીનાં પરિણામોને ગંભીરતાથી આત્મસાત કરતાં શીખી લે તે પહેલાં અતિતૃપ્તિનો લાંબો નિરુત્સાહ તેની ઉપર સવાર થઈ જાય છે. બીજી તરફ, ઓગણીસમી સદીની ક્રાંતિઓ જેવી સર્વહારા ક્રાંતિઓ સતત પોતાની આલોચના કરતી રહે છે, ખુદ પોતાના ક્રમમાં લગાતાર અંતરાયો પાડતી રહે છે, નવેસરથી શરૂ કરવાની મુરાદ ઘડીને દેખીતી સિદ્ધિઓ પર પાછી ફરે છે, પોતાના પ્રથમ પ્રયત્નોની ઓછપો, નબળાઈઓ, અને તુચ્છતાઓનુ નિષ્ઠુરતાથી સર્વાંગી પરીક્ષણ કરીને તેમની હાંસી ઉડાવે છે, દુશ્મનને ભોંયે પટકી દેતી હોય એમ લાગે છે પરંતુ માત્ર એટલા ખાતર કે તે ધરતીમાંથી નવી તાકાત મેળવીને વધારે પ્રચંડ રૂપમાં પાછો તેમની સામે ખડો થઈ જાય, ખુદ પોતાનાં લક્ષ્યોની અનિશ્ચિત અદ્ભુતતા જોઈને વારેવારે પાછળ હઠી જાય છે, એવી પરિસ્થિતિનું સર્જન ન થાય ત્યાં સુધી પાછળ હઠતી રહે છે કે જે પાછળ હઠવાનું તદ્દન અશક્ય બનાવી દે, અને સંજોગો ખુદ પોકારી ઊઠે:

હિક રોડસ, હિક સાલ્ટા!
રોડસ અહીંયાં, કૂદો અહીંયાં![40]

બાકી તો સાધારણ બાહોશી ધરાવનારા દરેક નિરીક્ષકે ફ્રેંચ ઘટનાઓના ક્રમને એક એક ડગલે ધ્યાનમાં ન રાખ્યો હોય તોપણ તેને પહેલેથી ખ્યાલ આવી જ



ગયો હોય કે ક્રાંતિની બાબતમાં અપૂર્વ છબરડો નિશ્ચિત છે. ૧૮૫૨ના મે માસના બીજા રવિવારના[50] અપેક્ષિત સુખમય પરિણામો વિશે એકબીજાને અભિનંદન આપતા સજ્જનો લોકશાહીવાદીઓનો વિજયનો આત્મસંતોષી દેકારો સાંભળવાનું એ સંબંધમાં પૂરતું હતું. જેવી રીતે કિલિયાસ્ટોનાં[51] મનમાં એવા એક દિવસનો ખ્યાલ ઘર કરી ગયો હતો કે જ્યારે ઈસુ ખ્રિસ્ત ફરી આવવાના હતા અને સહસ્રાબ્દી શરૂ થઈ જવાની હતી, એવી જ રીતે એ સજ્જનોનાં મનમાં ૧૮૫૨ના મે માસનો બીજો રવિવાર નિશ્ચિત ખ્યાલ તરીકે, અંધ મતવાદ તરીકે, જડાઈ ગયેલો હતો. હંમેશની જેમ, નબળાઈએ ચમત્કારોમાં માનવાના વલણમાં આશરો લીધો હતો, દુશ્મનને ખાલી કલ્પનામાં જ છૂ કરી દેવામાં આવ્યો હતો ત્યારે તેને પરાજિત થઈ ગયેલો માની લેવામાં આવ્યો હતો, અને જે ભવિષ્ય નિશ્ચિત હતું, તથા જે કૃત્યો મનમાં હતાં પરંતુ તેમને અમલમાં મૂકવાનો આશય હજી હતો જ નહિ, તેના નિષ્ક્રિય ગુણગાનમાં બધી સમજણ ઓસરી ગઈ હતી. માંહોમાંહે એકબીજાની તરફ હમદર્દી બતાવીને અને ખાસ ટોળામાં એકઠા થઈને પોતાની પ્રદર્શિત અશક્તિને બિનહયાત ઠરાવવાની કોશિશ કરનારા આ બહાદુરોએ પોતાનાં ગાંસડાંપોટલાં બાંધી લીધાં હતાં, ફૂલના હારતોરા પહેલેથી જ ભેગા કરીને લઈ લીધા હતા, અને જે બિનહયાત પ્રજાસત્તાકો માટે તેમણે પોતાના વિનમ્ર સ્વભાવ મુજબ પૂરી શાંતિથી સરકારી માણસોનો બંદોબસ્ત દૂરંદેશીથી કરી લીધો હતો તેમને તેઓ હૂંડીના બજારમાં વટાવવા લાગ્યા હતા. ડિસેંબરની બીજી તારીખ નિર્મળ આકાશમાંથી વીજળીના કડાકાની જેમ તેમની ઉપર તૂટી પડી, અને કાયરતાભર્યા નિરુત્સાહના ગાળાઓમાં પોતાની આંતરિક આશંકાને એકદમ જોરદાર દેકારા કરનારાઓના અવાજમાં ખુશીથી ડૂબી જવા દેનારી પ્રજાઓએ કદાચ પોતાની જાતને પ્રતીતિ કરાવી દીધી હશે કે હંસલાંનો ક્લબલાટ કેપિટોલને બચાવી[52] શકે એવો જમાનો વીતી ગયો છે.

બંધારણ, રાષ્ટ્રીય સભા, રાજવંશતરફી પાર્ટીઓ, ભૂરા અને લાલ પ્રજાસત્તાક પંથીઓ, આફ્રિકાના બહાદુરો,[53] મંચ ઉપરથી ગર્જના, દૈનિક અખબારોની ઝાંખી વીજળીના આછા ઝબકારા, સમગ્ર સાહિત્ય, રાજકીય નામો અને બૌદ્ધિક પ્રતિષ્ઠાઓ, દીવાની કાનૂન અને ફોજદારી કાનૂન, મુક્તિ, સમાનતા, બંધુભાવ, અને ૧૮૫૨ના મે માસનો બીજો રવિવાર — જે આદમીને તેના દુશ્મનો પણ જાદુગર નથી ગણાવતા તેની મોહની સામે એ બધું કલ્પનાપટનાં દૃશ્યોની હારમાળાની જેમ અદૃશ્ય થઈ ગયું છે. સાર્વજનિક મતાધિકાર માત્ર હાલની ઘડી પૂરતો જ બચી

રહ્યો હોય એમ લાગે છે, જેથી તે આખી દુનિયાની નજર સામે પોતાના જ હાથે પોતાનું આખરી વસિયતનામું લખી કાઢે અને જનતા વતી જાહેર કરી દે: "જે કંઈ અસ્તિત્વમાં છે તે બધું નાશ પામવાને લાયક છે."*

ફ્રાંસવાસીઓ જણાવે છે કે અમારું રાષ્ટ્ર અણધારી આફતનો ભોગ બની ગયું, પરંતુ એટલું જ કહેવાનું પૂરતું નથી. રાષ્ટ્રને અને સ્ત્રીને એવી અરક્ષિત ઘડીની માફી ન જ આપી શકાય કે જ્યારે પહેલો લેભાગુ આવીને તેમની ઉપર બળાત્કાર કરી શકે. વાણીને એવો વળ ચડાવવાથી કોયડો ઉકેલાતો નથી પરંતુ માત્ર જુદી રીતે નિરૂપિત થાય છે. હજી ખુલાસો બાકી જ રહે છે કે ઉદ્યોગના ત્રણ સરદારો છત્રીસ મિલિયન લોકોના રાષ્ટ્રને કેવી રીતે અચાનક હડફેટમાં લઈને બંધનમાં જકડી લઈ શકે.

ફ્રેંચ ક્રાંતિ ૧૮૪૮ના ફેબ્રુઆરીની ૨૪મી તારીખથી ૧૮૫૧ના ડિસેંબર સુધીમાં જે તબક્કાઓમાંથી પસાર થઈ તેને આપણે સામાન્ય રૂપરેખામાં યાદ કરીએ.

ત્રણ મુખ્ય ગાળાઓને કોઈ રીતે ચૂકી શકાય એમ નથી. **ફેબ્રુઆરીનો ગાળો**; ૧૮૪૮ના મે માસની ચોથી તારીખથી ૧૮૪૯ના મે મારાની ૨૮મી તારીખ સુધીનો સમય—**પ્રજાસત્તાકના બંધારણનો** અથવા **રાષ્ટ્રીય બંધારણસભાનો ગાળો**; ૧૮૪૯ના મે માસની ૨૮મી તારીખથી ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખ સુધીનો સમય—**બંધારણીય પ્રજાસત્તાકનો** અથવા **રાષ્ટ્રીય વિધાનસભાનો ગાળો**.

**પ્રથમ ગાળાને**, ૧૮૪૮ના ફેબ્રુઆરીની ચોવીસમી તારીખથી, અથવા લૂઈ ફિલિપને ઉથલાવી પાડવામાં આવ્યો એ દિવસથી, મે માસની ચોથી તારીખ સુધીના સમયને, બંધારણસભાનું અધિવેશન ભરાયું ત્યાં સુધીના સમયને, વિશિષ્ટ **ફેબ્રુઆરી ગાળાને**, ક્રાંતિની **પૂર્વભૂમિકા** તરીકે વર્ણવી શકાય. તેનું સ્વરૂપ સત્તાવાર રીતે એ હકીકતમાં વ્યક્ત થયું હતું કે તેણે ઘડી કાઢેલી સરકારે પોતે જ પોતાને **કામચલાઉ** જાહેર કરી હતી અને, સરકારની જેમ જ, એ ગાળામાં જે કંઈ રજૂઆતો, કોશિશો, કે જાહેરાતો થઈ હતી તે કેવળ **કામચલાઉ** તરીકે સ્વઘોષિત હતી. કશાએ અને કોઈએ કાયમ અસ્તિત્વના અને ખરા કદમના અધિકારનો દાવો કરવાની હિંમત નહોતી બતાવી. ક્રાંતિની તૈયારી અથવા નિર્ધારણ કરનારાં તમામ તત્ત્વોએ—રાજવંશતરફી વિરોધી દળ[64], પ્રજાસત્તાકપંથી મૂડીદાર વર્ગ, લોકશાહીવાદી-પ્રજાસત્તાકપંથી નિમ્ન-મૂડીવાદીઓ, અને સામાજિક-

---

*ગેટે 'ફાઉસ્ત' ખંડ ૧, દૃશ્ય ૩ ('ફાઉસ્ત અંગત ઓરડી')—**સં.**



લોકશાહીવાદી કામદારોએ—ફેબ્રુઆરી **સરકારમાં** પોતપોતાનાં સ્થાન કામચલાઉ રીતે મેળવ્યાં હતાં.

એ સિવાય બીજું કંઈ શક્ય જ નહોતું. ફેબ્રુઆરી ગાળાના દિવસોમાં મૂળ ઈરાદો ચૂંટણી સંબંધી સુધારા ઘડવાનો હતો, એવા સુધારા મારફત ખુદ મિલકતદાર વર્ગની અંદરના રાજકીય દૃષ્ટિએ વિશેષાધિકારી વર્તુળને વધારે બહોળું બનાવવાનું હતું અને નાણાની અમીરશાહીના એકાંતિક વર્ચસ્વને ઉથલાવી પાડવાનું હતું. પરંતુ વાસ્તવિક ઘર્ષણના સંજોગો આવ્યા ત્યારે, લોકોએ નાકાબંધીઓ ખડી કરી દીધી ત્યારે, રાષ્ટ્રીય રક્ષકદળે નિષ્ક્રિય વલણ અપનાવ્યું, લશ્કરે કશો ગંભીર પ્રતિકાર ન કર્યો, અને રાજશાહી નાસી ગઈ, પ્રજાસત્તાક જાણે સ્વાભાવિક ક્રમ જેવું લાગ્યું. દરેક પાર્ટીએ તેનો અર્થ પોતાની રીતે ઘટાવ્યો. સર્વહારા વર્ગે હાથમાં હથિયાર લઈને તેને હાંસલ કર્યું હોવાથી તેની ઉપર પોતાની છાપ લગાવી અને તેને **સામાજિક પ્રજાસત્તાક** તરીકે ઘોષિત કર્યું. એ રીતે, આધુનિક ક્રાંતિનો સામાન્ય અંતરાર્થ સૂચિત થયો, પરંતુ એ અંતરાર્થ તો, પ્રસ્તુત સામગ્રીની તથા લોકસમુદાયોએ સાધેલા વિકાસના પ્રમાણની તેમ જ હયાત સંજોગો તથા સંબંધોની દૃષ્ટિએ જે કંઈ તત્કાળ સિદ્ધ થઈ શકે તેના, એકદમ વિસ્મયજનક વિરોધમાં હતો. બીજી તરફ, ફેબ્રુઆરી ક્રાંતિમાં સહયોગ આપનારાં બાકીનાં બધાં તત્ત્વોના દાવાઓને માન્ય કરવામાં આવ્યા હતા અને તેમણે સરકારમાં મોટો હિસ્સો મેળવી લીધો હતો. એટલે, આડંબરી વાણીવિલાસ અને વાસ્તવિક અનિશ્ચિતતા તથા અસહાયતાનો, નવસુધારણાની ઉત્સાહી જહેમતો અને પુરાણી ઘરેડના જડઘાલુ વર્ચસ્વનો, સમગ્ર સમાજના બનાવટી દેખાતા સુમેળ અને તેનાં તત્ત્વો વચ્ચે ઊંડા ખટરાગનો, વધારે ગોટાળિયો ખીચડો આપણને બીજા કોઈ ગાળામાં જોવા નથી મળતો. પૅરિસમાં સર્વહારા વર્ગ પોતાની સામે મોકળી થઈ ગયેલી બહોળી સંભાવનાઓના દૃશ્યમાં હજી રાચતો હતો અને સામાજિક સમસ્યાઓ વિશે ગંભીર દૃષ્ટિની ચર્ચાઓમાં મશગૂલ થઈ ગયો હતો ત્યારે સમાજનાં જૂનાં પરિબળોએ જૂથબંધી કરી લીધી હતી, એકત્રિત થઈને વિચારણા કરી લીધી હતી. અને તેમને રાષ્ટ્રના લોકસમુદાયમાંથી, કિસાનો અને નીચલા મૂડીવાદીઓમાંથી, અણધાર્યો ટેકો સાંપડયો હતો. જુલાઈની રાજશાહીની[65] આડશો ભાંગી પડી ત્યાર પછી એ સમુદાય એકાએક ધસમસતો રાજકીય મંચ પર પહોંચી ગયો.

**બીજો ગાળો**, ૧૮૪૮ના મે માસની ચોથી તારીખથી ૧૮૪૯ના મે માસના અંત સુધીનો સમય, **મૂડીવાદી પ્રજાસત્તાકના બંધારણનો**, **સ્થાપનાનો**, ગાળો

છે. ફેબ્રુઆરીના દિવસો પછી તરત રાજવંશતરફી વિરોધી દળને પ્રજાસત્તાકપંથી-ઓએ અને પ્રજાસત્તાકપંથીઓને સમાજવાદીઓએ વિસ્મયમાં ગરકાવ કરી દીધા હતા એટલું જ નહિ પરંતુ સમગ્ર ફ્રાંસને પૅરિસે આશ્ચર્યચકિત કરી દીધું હતું. ૧૮૪૮ના મે માસની ચોથી તારીખે ભરાયેલી રાષ્ટ્રીય સભા રાષ્ટ્રીય ચૂંટણીમાંથી ઉદય પામી હતી અને રાષ્ટ્રનું પ્રતિનિધિત્વ કરતી હતી. તેમાં ફેબ્રુઆરીના દિવસોના દાવાઓની સામે જીવંત વિરોધ અંકિત હતો, અને તે ક્રાંતિનાં પરિણામોને નીચે સરકાવીને મૂડીવાદી સ્તરે આણી દેવાની હતી. એ રાષ્ટ્રીય સભાના સ્વરૂપને તત્કાળ પારખી ગયેલા પૅરિસના સર્વહારા વર્ગે મે માસની પંદરમી તારીખે[56], સભાના અધિવેશન પછી થોડાક દિવસે, તેના અસ્તિત્વને બળજબરીથી નકારવાનો, તેને વિખેરી નાખવાનો, રાષ્ટ્રના પ્રતિક્રિયાત્મક જોમ થકી સર્વહારા વર્ગને માથે જોખમ ઊભું કરનારા આંગિક રૂપનું તેનાં ઘટકોમાં ફરી વિયોજન કરી નાખવાનો, વ્યર્થ પ્રયાસ કર્યો. જાણીતી વાત છે કે મે માસની પંદરમી તારીખનું પરિણામ, આપણે જે ઘટનાચક્રની વિચારણા કરી રહ્યા છીએ તેની આખી અવધિ માટે બ્લાંકી અને તેના સાથીઓને, એટલે કે સર્વહારા વર્ગીય પાર્ટીના ખરા આગેવાનોને, જાહેર મંચ પરથી હઠાવી દેવા સિવાય બીજું કશું ન આવ્યું.

લૂઈ ફિલિપની **મૂડીવાદી** રાજશાહી પછી કેવળ **મૂડીવાદી પ્રજાસત્તાક** જ આવી શકે, મતલબ કે મૂડીદાર વર્ગનો એક મર્યાદિત વિભાગ રાજાના નામે શાસન ચલાવતો હતો તેને બદલે હવે આખો મૂડીદાર વર્ગ જનતાના નામે શાસન ચલાવશે. પૅરિસના સર્વહારા વર્ગની માંગો તો તરંગી બકવાટ છે, અને તેનો અંત આણી દેવો જોઈએ. રાષ્ટ્રીય બંધારણસભાની એવી જાહેરાતનો જવાબ પૅરિસના સર્વહારા વર્ગે **જૂનના હથિયારબંધ વિદ્રોહથી** આપ્યો, યુરોપના આંતરવિગ્રહોના ઈતિહાસમાં અત્યંત વિરાટ ઘટનાથી આપ્યો. મૂડીવાદી પ્રજાસત્તાકનો વિજય થયો. તેના પક્ષે નાણાની અમીરશાહી, ઔદ્યોગિક મૂડીદાર વર્ગ, મધ્યમ વર્ગ, નીચલા મૂડીવાદીઓ, લશ્કર, ફરતા રક્ષક દળ[57] તરીકે સંગઠિત અવનત સર્વહારાઓ, બુદ્ધિજીવીઓ, પાદરીઓ, અને ગ્રામીણ વસતિ ખડી હતી. પૅરિસના સર્વહારા વર્ગના પક્ષે તેના પોતાના સિવાય બીજું કોઈ નહોતું. વિજય પછી ત્રણ હજારથી વધારે વિદ્રોહીઓને કતલ કરી નાખવામાં આવ્યા અને પંદર હજારને મુકદ્દમા વગર હદપાર કરી દેવામાં આવ્યા. એવા પરાજયના પરિણામે સર્વહારા વર્ગ ક્રાંતિના મંચની **પૃષ્ઠભૂમિમાં** ચાલ્યો જાય છે. આંદોલન નવો આરંભ કરતું હોય એમ લાગે કે તરત, દરેક પ્રસંગે, તે વળી



આગળ ધપવાની કોશિશ કરે છે, પરંતુ નિરંતર ઘટતી જતી તાકાત વડે કરે છે અને હંમેશાં તેને ઓછાં ને ઓછાં પરિણામો હાંસલ થાય છે. તેનાથી ઊંચી કક્ષાએ આવેલા સામાજિક સ્તરમાં ક્રાંતિકારી જોમ ઉભરાવા લાગે કે તરત સર્વહારા વર્ગ તેની જોડે એકસંપી સાધી લે છે, અને એવી રીતે એક પછી એક વિભિન્ન પાર્ટીઓના તમામ પરાજયોમાં ભાગીદાર બને છે. પરંતુ એવા અનુગામી ફટકાઓ સમાજની જેટલી વધારે બહોળી સપાટી પર વહેંચાઈ જતા હોય એટલા પ્રમાણમાં વધારે નબળા બની રહે છે. સભામાં અને અખબારી આલમમાં સર્વહારા વર્ગના અધિક મહત્ત્વના આગેવાનો એક પછી એક કરીને અદાલતી મુકદ્દમાઓના ભોગ બનતા જાય છે. અને નિરંતર વધારે શંકાસ્પદ વ્યક્તિઓ તેની આગેવાનીનાં સ્થાનો લેતી જાય છે. તે અમુક અંશે **મતવાદી અખતરાઓમાં** ઝંપલાવે છે, **વિનિમય બૅંકો તથા કામદાર મંડળોમાં** અટવાઈ જાય છે, એટલે **એવા આંદોલનમાં સરી પડે છે કે જેમાં તે પુરાણી દુનિયાની પોતાની મહાન સમન્વિત સાધનસંપદા થકી એ દુનિયાના ક્રાંતિકરણને તજી દે છે, અને તેને બદલે પોતાની મુક્તિ સમાજની પીઠ પાછળ, ખાનગી રીતે, પોતાના અસ્તિત્વના સીમિત સંજોગોની અંદર, સાધવાની કોશિશ કરે છે, અને એટલે આવશ્યક રીતે ખરાબે ચડી જાય** છે. તેણે જૂનમાં જે **વર્ગોનો** મુકાબલો કરેલો **તે બધા** પણ તેની જેમ પરાજય ન પામે ત્યાં સુધી તે પોતાનામાં ક્રાંતિકારી મહાનતા પારખી કાઢવા કે નવા બંધાયેલા સંબંધોમાંથી નવી તાકાત હાંસલ કરવા અશક્ત લાગે છે. પરંતુ તે ઓછામાં ઓછું મહાન વિશ્વ-ઐતિહાસિક સંઘર્ષનો માનમોભો જાળવી રાખીને પરાજિત થાય છે, જૂનના ધરતીકંપના ખ્યાલે કેવળ ફ્રાંસ જ નહિ પરંતુ આખું યુરોપ ધ્રૂજવા લાગે છે. અને ત્યારે પછી ઉપલા વર્ગોના પરાજયો એટલા સસ્તા હાંસલ થયેલા છે કે તેમને કોઈ રીતે ઘટનાઓ તરીકે ગણાવી શકવામાં પણ વિજયી પક્ષને બેશરમ અતિશયોક્તિની જરૂર પડે છે, અને પરાજિત પાર્ટીને સર્વહારા પાર્ટીથી જેટલી વધારે આઘી ખસેડવામાં આવે એટલા પ્રમાણમાં તેઓ વધારે નામોશીભર્યા બની રહે છે.

જૂનના વિદ્રોહીઓના પરાજયે ચોક્કસ એવી ભૂમિ તૈયાર કરી હતી, સપાટ બનાવી હતી, કે જેની ઉપર મૂડીવાદી પ્રજાસત્તાકની સ્થાપના અને ઘડતર થઈ શકે, પરંતુ તેણે સાથે સાથે બતાવી આપ્યું હતું કે યુરોપમાં ઉપસ્થિત સવાલો "પ્રજાસત્તાક કે રાજશાહી"થી નિરાળા હતા. તેણે જાહેર કરી દીધું હતું કે અહીંયાં **મૂડીવાદી પ્રજાસત્તાકનો** અર્થ બીજા વર્ગોની ઉપર એક વર્ગની નિરંકુશ આપખુદશાહીનો થાય છે. તેણે સાબિત કરી દીધું હતું કે પુરાણી સભ્યતા,

વર્ગોની વિકસિત રચના, ઉત્પાદનના આધુનિક સંજોગો, અને જેમાં બધા પરંપરાગત વિચારો સદીઓની કામગીરીના પરિણામે વિલીન થઈ ગયા છે એવી બૌદ્ધિક સભાનતા ધરાવતા દેશોમાં **પ્રજાસત્તાક સામાન્ય** રીતે કેવળ **મૂડીવાદી સમાજની ક્રાંતિનું રાજકીય રૂપ** જ સૂચવે છે, એક દાખલો લઈએ તો ઉત્તર અમેરિકાનાં સંયુક્ત રાજ્યોના જેવું રૂઢિચુસ્ત **રૂપ** નથી સૂચવતું. ત્યાં વર્ગો અસ્તિત્વમાં આવી ચૂકેલા છે ખરા પરંતુ હજુ મક્કમ ગોઠવાઈ નથી ગયા, તેમનાં તત્ત્વો અવિરત ગતિમાં પરિવર્તન અને આંતરપરિવર્તન પામતાં રહે છે, ઉત્પાદનનાં આધુનિક સાધનો સ્થગિત વધારાની વસતિની જોડાજોડ અસ્તિત્વમાં રહેવાને બદલે જાણે મસ્તકો અને હાથની સાપેક્ષ તંગીનો ખાડો પૂરી દે છે, અને છેલ્લે ભૌતિક ઉત્પાદનનું જે તડામાર તારુણ્યસભર આંદોલન નવી દુનિયાને પોતાની બનાવી લેવા ઉત્સુક છે તેણે જૂની ભાવનાની દુનિયાની નાબૂદી માટે સમય કે અવસર રહેવા નથી દીધો.

જૂનના દિવસોમાં સર્વહારા વર્ગની સામે એટલે **અરાજકતાની,** સમાજવાદની, સામ્યવાદની **પાર્ટીઓ** સામે, તમામ વર્ગો તથા પાર્ટીઓએ **વ્યવસ્થાની પાર્ટીમાં** એકતા સાધી લીધી હતી. તેમણે સમાજને "**સમાજના દુશ્મનોથી**" "બચાવી" લીધો હતો. તેમણે પોતાના લશ્કરને પુરાણા સમાજનાં સૂત્રો "**મિલકત, કુટુંબ, ધર્મ, વ્યવસ્થા**" સંકેતશબ્દો તરીકે આપ્યા હતા અને પ્રતિક્રાંતિકારી જેહાદના યોદ્ધાઓ સમક્ષ ઘોષણા કરી હતી: "આ નિશાન થકી તું ફતેહ હાંસલ કરશે!"[58] એ ઘડીથી, જૂનના વિદ્રોહીઓની સામે એ નિશાન હેઠળ એકત્ર થયેલી સંખ્યાબંધ પાર્ટીઓમાંથી કોઈ એક પોતાનાં વર્ગીય હિતોને ખાતર ક્રાંતિકારી રણમેદાનમાં મોખરે આવે તો તરત "મિલકત, કુટુંબ, ધર્મ, વ્યવસ્થા!"ની ગર્જના સામે ઢળી પડે છે. સમાજના શાસકોનું વર્તુળ જેટલી જેટલી વાર સંકોચાય, અને વધારે બહોળા હિતની સામે વધારે વિશિષ્ટ-હિતનું સમર્થન થતું જાય, એટલી એટલી વાર સમાજને બચાવી લેવામાં આવે છે. સાદામાં સાદા મૂડીવાદી નાણાકીય સુધારાની, એકદમ સાધારણ ઉદારમતવાદી વલણ અપનાવવાની, સાવ ઔપચારિક પ્રજાસત્તાકપંથની, તદ્દન છીછરા લોકશાહીવાદની, દરેક માંગને તત્કાળ "સમાજની ઉપર હુમલા" તરીકે ધુતકારી કાઢવામાં આવે છે, "સમાજવાદ" તરીકે નાલેશીનો ભોગ બનાવવામાં આવે છે. અને, છેલ્લે, "ધર્મ અને વ્યવસ્થાના" મોટા મહંતોને ખુદને લાતો ઝીંકીને તેમનાં ઊંચાં આસનો પરથી તગેડી મૂકવામાં આવે છે, રાતના અંધારામાં પથારીઓમાંથી



ખેંચીને બહાર કાઢવામાં આવે છે, કારાગારની ગાડીઓમાં ભરી દેવામાં આવે છે, ભોંયરાંમાં ગોંધી દેવામાં આવે છે અથવા હદપારીની સજા ભોગવવા મોકલી દેવામાં આવે છે; ધર્મના, મિલકતના, કુટુંબના, વ્યવસ્થાના નામે તેમના મંદિરને ભોંયભેગું કરી નાખવામાં આવે છે, તેમના હોઠ સીવી લેવામાં આવે છે, તેમની કલમોને તોડી નાખવામાં આવે છે, તેમના કાનૂનના ફાડીને ટુકડા કરી નાખવામાં આવે છે. દારૂડિયા સિપાહીઓનાં ધાડાં વ્યવસ્થાના મૂડીવાદી ઝનૂનીઓને તેમના ઝરૂખાઓમાં ગોળીએ વીંધી નાખે છે, તેમનાં ઘરરૂપી પવિત્ર આશ્રયસ્થાનોને ભ્રષ્ટ બનાવી નાખે છે, રમૂજને ખાતર તેમનાં ઘરોને દારૂગોળાથી ઉડાવી દે છે—મિલકતના, કુટુંબના, ધર્મના, અને વ્યવસ્થાના નામે. છેલ્લે, મૂડીવાદી સમાજનો કચરો **વ્યવસ્થાનું પવિત્ર મંડળ** રચે છે અને નાયક ક્રાપુલીન્સ્કી[59] "**સમાજના** ઉદ્ધારક" તરીકે ત્યુઇલરીમાં આસન જમાવી દે છે.

## ૨

આપણે ઘટનાઓના તાણાવાણા ફરી પકડી લઈએ.

જૂનના દિવસો પછીનો **રાષ્ટ્રીય બંધારણસભાનો** ઈતિહાસ **મૂડીદાર** વર્ગના **પ્રજાસત્તાકપંથી જૂથના વર્ચસ્વ અને વિઘટનનો ઈતિહાસ** છે. એ જૂથ ત્રિરંગી પ્રજાસત્તાકપંથીઓ, વિશુદ્ધ પ્રજાસત્તાકપંથીઓ, રાજકીય પ્રજાસત્તાકપંથીઓ, રૂપનિષ્ઠ પ્રજાસત્તાકપંથીઓ, વગરે નામોએ ઓળખાય છે.

લૂઈ ફિલિપની મૂડીવાદી રાજાશાહીમાં તે **સત્તાવાર** પ્રજાસત્તાકપંથી વિરોધી દળ બની રહેલું હતું, અને એટલે એ જમાનાની રાજકીય દુનિયાનું માન્ય સંઘટક અંગ હતું. તે ભવનોમાં પોતાના પ્રતિનિધિઓ અને અખબારી આલમમાં સારું એવું પ્રભાવક્ષેત્ર ધરાવતું હતું. તેનું પૅરિસનું મુખપત્ર *«Le National»*[60] ('નૅશનલ') પોતાની રીતે *«Journal des Débats politiques et litteraires»*[61] જેટલું જ પ્રતિષ્ઠિત ગણાતું હતું. બંધારણીય રાજાશાહીમાં તેનું સ્વરૂપ એવા સ્થાનને બંધબેસતું હતું. એ કંઈ મૂડીદાર વર્ગનું મોટાં સહિયારાં હિતો વડે સંકળાયેલું અને ઉત્પાદનના વિશિષ્ટ સંજોગોની લાક્ષણિકતા ધરાવતું જૂથ નહોતું. એ તો એવા પ્રજાસત્તાકપંથી મૂડીવાદીઓ, લેખકો, વકીલો, અફસરો, અને અમલદારોની ટોળકી હતી કે જેમની અસર લૂઈ ફિલિપ તરફ દેશના વ્યક્તિગત અણગમાને, પુરાણા પ્રજાસત્તાકની યાદોને, કેટલાય ઉત્સાહીઓની પ્રજાસત્તાકપંથી નિષ્ઠાને, પરંતુ સૌથી વધારે તો **ફ્રેંચ રાષ્ટ્રવાદને**, આભારી હતી.

વિયેનાની સંધિઓ[૭૨] અને ઇંગ્લૅંડ જોડેની એકસંપીના સબંધમાં ફ્રેંચ રાષ્ટ્રવાદના ધિક્કારને એ ટોળકી નિરંતર ઉશ્કેરતી રહેતી. લૂઈ ફિલિપના જમાનામાં «*National*»ની મોટા ભાગની અસર એવા છૂપા સામ્રાજ્યવાદને આભારી હતી. તેના પરિણામે, આગળ જતાં પ્રજાસત્તાકના દિવસોમાં એ સામ્રાજ્યવાદ લૂઈ બોનાપાર્તના રૂપમાં વિજયી હરીફ તરીકે તેનો સામનો કરી શક્યો. તેણે બાકીના મૂડીવાદી વિરોધીઓની જેમ નાણાની અમીરશાહી સામે લડત ચલાવી. બજેટ વિરુદ્ધના પ્રહારો ફ્રાંસમાં નાણાની અમીરશાહી સામેની લડત જોડે ગાઢ રૂપે સંકળાયેલા હતા. એવા પ્રહારોએ અત્યંત સહેલાઈથી લોકપ્રિયતા અપાવી અને શુદ્ધાચારવાદી મુખ્ય લેખો માટે અતિ વિપુલ સામગ્રી પૂરી પાડી, અને તેનો ફાયદો ન ઉઠાવવાનું અશક્ય હતું. જેને તેણે રાષ્ટ્રીય અર્થતંત્રનાં કારણોસર નહિ પરંતુ વધારે તો રાષ્ટ્રીય કારણોસર સ્વીકારી હતી એ ફ્રેંચ રક્ષણવાદી પદ્ધતિના દાસતાભર્યા બચાવ બદલ ઔદ્યોગિક મૂડીદાર વર્ગ, અને સામ્યવાદ તથા સમાજવાદનો ઝેરીલો ધુતકાર કરવા બદલ સમગ્ર મૂડીદાર વર્ગ, તેનો અહેસાનમંદ બની રહ્યો. બાકી તો «*National*» પાર્ટી **નિર્ભેળ પ્રજાસત્તાકપંથી** હતી, એટલે કે તેણે મૂડીવાદી શાસનના રાજશાહીવાદી રૂપને બદલે પ્રજાસત્તાકપંથી રૂપની માંગ ઉઠાવી, અને સૌપ્રથમ તો એ શાસનમાં મોટા હિસ્સાની માગણી કરી. એવા રૂપાંતરના સંજોગોના સંબંધમાં તેને કશો સ્પષ્ટ ખ્યાલ કોઈ રીતે નહોતો. બીજી તરફ, જેનો તેને દિવસના અજવાળા જેવો સ્પષ્ટ ખ્યાલ હતો, અને જેનો તેણે લૂઈ ફિલિપના આખરી દિવસોમાં સુધારા સમારંભોમાં જાહેર રીતે એકરાર કર્યો હતો, એ બાબત લોકશાહીવાદી નીચલા મૂડીવાદી વર્ગમાં અને ખાસ કરીને ક્રાંતિકારી સર્વહારા વર્ગમાં તેની તરફના અણગમાની હતી. ખરેખર, વિશુદ્ધ પ્રજાસત્તાકપંથી-ઓની જેવી રીત હોય છે તે મુજબ, એ વિશુદ્ધ પ્રજાસત્તાકપંથીઓ પહેલાં ઓર્લિયાંની ડચેસનું રાજપ્રતિનિધિત્વ મળી જાય તો સંતોષ માની લેવા તૈયાર થઈ ગયેલા હતા, એટલામાં ફેબ્રુઆરીની ક્રાંતિ ફાટી નીકળી અને તેમના સૌથી વધારે જાણીતા પ્રતિનિધિઓને કામચલાઉ સરકારમાં જગ્યા આપવામાં આવી. તેઓ શરૂઆતથી જ સ્વાભાવિક રીતે મૂડીદાર વર્ગનો વિશ્વાસ અને રાષ્ટ્રીય બંધારણસભામાં બહુમતી ધરાવતા હતા. રાષ્ટ્રીય સભાનું અધિવેશન ભરાયું ત્યારે તેના તરફથી રચવામાં આવેલા કાર્યવાહક પંચમાંથી કામચલાઉ સરકારનાં **સમાજવાદી** તત્ત્વોને એકદમ બકાત રાખવામાં આવ્યાં. «*National*»ની પાર્ટીએ જૂનનો વિદ્રોહ ફાટી નીકળવાની ઘટનાનો ફાયદો ઉઠાવીને **કાર્યવાહક પંચનું** પણ વિસર્જન કરી નાખ્યું, અને એ રીતે પોતાના એકદમ સસોવડિયા



હરીફોનો, **નીચલા મૂડીવાદી** અથવા લોકશાહીવાદી **પ્રજાસત્તાકપંથીઓનો** (લેદ્રૂ-રોલ્લેં, વગેરે) કાંટો કાઢી નાખ્યો. જૂનની કતલેઆમની સરદારી કરનારા કાવેન્યાકે, મૂડીવાદી-પ્રજાસત્તાકપંથી પાર્ટીના જનરલે, કાર્યવાહક પંચનું સ્થાન લઈ લીધું અને એક જાતની સરમુખત્યારશાહી જેવી સત્તા પોતાને હસ્તક કરી લીધી. «*National*»નો ભૂતપૂર્વ મુખ્ય તંત્રી મારાસ્ત રાષ્ટ્રીય બંધારણસભાનો કાયમી પ્રમુખ બની બેઠો, અને પ્રધાનપદો તેમ જ બીજાં બધાં મહત્ત્વનાં પદો વિશુદ્ધ પ્રજાસત્તાકપંથીઓને ભાગે ગયાં.

લાંબા વખતથી પોતાને જુલાઈ રાજશાહીના સમુચિત વારસદાર તરીકે ગણતા પ્રજાસત્તાકપંથી મૂડીવાદી જૂથને એ રીતે પોતાની ઊંડામાં ઊંડી આશાઓથી વધારે લાભ થયો; પરંતુ તેણે સત્તા લૂઈ ફિલિપના જમાનામાં સેવેલા સ્વપ્ન મુજબ, રાજગાદીની સામે મૂડીદાર વર્ગના ઉદારમતવાદી બળવા મારફત, હાંસલ નહોતી કરી, મૂડીની સામે સર્વહારા વર્ગના વિદ્રોહ મારફત, ગોળીઓની રમઝટ વડે દબાવી દેવામાં આવેલા વિદ્રોહ મારફત, હાંસલ કરી હતી. તેણે જેની ધારણા **અત્યંત ક્રાંતિકારી** ઘટના તરીકે કરી હતી તે વાસ્તવમાં **અત્યંત પ્રતિક્રાંતિકારી** ઘટના બની રહી. ફળ તેના ખોળામાં આવીને પડ્યું, પરંતુ તે જ્ઞાનના વૃક્ષ પરથી પડ્યું હતું, જીવનના વૃક્ષ પરથી નહોતું પડ્યું.

**મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓનું** એકછત્ર **શાસન** માત્ર ૧૮૪૮ના જૂનની ૨૪મી તારીખથી ડિસેંબરની ૧૦મી તારીખ સુધી જ ચાલ્યું. તેની તારવણી **પ્રજાસત્તાકપંથી** બંધારણનો ખરડો ઘડવામાં અને પૅરિસમાં ઘેરાની હાલત જાહેર કરવામાં થઈ જાય છે.

નવું **બંધારણ** મૂળમાં તો ૧૮૩૦ના બંધારણીય અધિકારપત્રની[૭૩] પ્રજાસત્તાકીકૃત આવૃત્તિ જેવું જ હતું. જુલાઈની રાજશાહીની ચૂંટણી સંબંધી સંકુચિત યોગ્યતા મૂડીદાર વર્ગના મોટા હિસ્સાને પણ રાજકીય શાસનમાંથી બકાત રાખતી હતી, એટલે તે મૂડીવાદી પ્રજાસત્તાકના અસ્તિત્વ જોડે મેળ નહોતી ખાતી. ફેબ્રુઆરીની ક્રાંતિએ એવી યોગ્યતાને બદલે તત્કાળ સીધા સાર્વજનીન મતાધિકારની ઘોષણા કરી હતી. મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓ એ ઘટનાને નાબૂદ કરી શકે એમ નહોતા. તેમને મતદાર ક્ષેત્રમાં છ મહિનાના રહેવાસની શરત જેવી મર્યાદા બાંધીને સંતોષ માની લેવો પડ્યો. વહીવટ, નગરપાલિકાઓ, અદાલત, સેના, વગેરેનું જૂનું સંગઠન જેમનું તેમ અખંડ ચાલુ રહ્યું, અથવા તેમાં બંધારણે જે કંઈ ફેરફાર કર્યા તે આંતરિક બાબતોને

નહિ પરંતુ આંતરિક બાબતોની સૂચિને લગતા હતા, વિષયવસ્તુને લગતા નહિ પરંતુ નામને લગતા હતા.

૧૮૪૮ની સ્વતંત્રતાઓના અનિવાર્ય સેનાપતિ મંડળ સમી વ્યક્તિની, અખબારોની, વાણીની, મેળમિલાપની, સંમેલનની, શિક્ષણ તથા ધર્મની, વગેરે સ્વતંત્રતાઓને બંધારણીય ગણવેશ મળી ગયો એટલે તેઓ અભેદ્ય બની ગઈ. તેમાંની દરેક સ્વતંત્રતાને ફ્રેંચ નાગરિકના **નિરપેક્ષ** અધિકાર તરીકે ઘોષિત કરવામાં આવી છે, પરંતુ હંમેશાં સાથે નોંધ ઉમેરવામાં આવી છે કે તે "**બીજા લોકોના સમાન અધિકારો** તથા **સાર્વજનિક સલામતી**" અથવા "કાનૂનો" થકી, વ્યક્તિગત સ્વતંત્રતાઓના એકબીજી જોડે તેમ જ સાર્વજનિક સલામતી જોડે સુમેળના સંબંધમાં મધ્યસ્થી કરવાનું લક્ષ્ય ધરાવતા કાનૂનો થકી, મર્યાદિત ન બનતી હોય એટલા પ્રમાણમાં જ અમર્યાદિત છે. દાખલા તરીકે, "નાગરિકોને મેળમિલાપનો, શાંતિમય તથા બિનહથિયાર સંમેલનનો, અરજી કરવાનો, અને અખબારોમાં અથવા બીજી કોઈ રીતે પોતાના અભિપ્રાયો વ્યક્ત કરવાનો અધિકાર છે. **એ અધિકારોના ભોગવટામાં બીજા લોકોના અધિકારો તથા સાર્વજનિક સલામતી સિવાય બીજી કોઈ જાતની મર્યાદા નથી.**" (ફ્રેંચ બંધારણ, વિભાગ ૨, કલમ ૮.)—"શિક્ષણની આઝાદી છે. શિક્ષણની આઝાદી કાનૂન દ્વારા નિર્ધારિત શરતો અને રાજ્યના સર્વોપરી નિયંત્રણ હેઠળ **માણી** શકાશે." (ફકરો ૯.)—"દરેક નાગરિકનું ઘર કાનૂનમાં અંકિત રૂપો **સિવાય** બીજી કોઈ રીતે અભેદ્ય છે." (કલમ ૩.) વગેરે, વગેરે. એટલે બંધારણમાં વારંવાર એવા ભાવી **સમન્વિત** કાનૂનોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે જે સંગાથી વિગતવાર નોંધોને અમલમાં મૂકતા હોય, અને અમર્યાદિત સ્વતંત્રતાઓ એકબીજીની જોડે અથવા સાર્વજનિક સલામતી જોડે ન ટકરાય એવી રીતે તેમનું નિયમન કરતા હોય. અને આગળ જતાં વ્યવસ્થાના સમર્થકોએ એવા સમન્વિત કાનૂનો અસ્તિત્વમાં આણ્યા તથા બધી સ્વતંત્રતાઓનું નિયમન એવી રીતે કર્યું કે મૂડીદાર વર્ગને એ સ્વતંત્રતાઓ માણવામાં બીજા વર્ગોના સમાન અધિકારોને લીધે કશી ખલેલ નથી પડતી. જ્યાં જ્યાં તે "બીજાઓને" એ સ્વતંત્રતાઓ માણવાની તદ્દન બંધી કરે છે અથવા કેવળ પોલીસના ફાંસલા બની રહેતી શરતો મુજબ માણવાની છૂટ આપે છે ત્યાં ત્યાં હંમેશાં માત્ર બંધારણ મુજબની "**સાર્વજનિક સલામતીના**" હિતમાં જ, એટલે કે મૂડીદાર વર્ગની સલામતીના હિતમાં જ, એમ બને છે: તેના પરિણામે, બન્ને પક્ષો એકદમ વાજબી રીતે જ બંધારણને અપીલ કરે છે: બધી સ્વતંત્રતાઓને રદ કરી નાખનારા વ્યવસ્થાના સમર્થકો, અને બધી



સ્વતંત્રતાઓની માંગ ઉઠાવનારા લોકશાહીવાદીઓ. બંધારણના દરેક ફકરામાં તેનું વિરોધી વિધાન, ઉપલું ભવન અને નીચલું ભવન, મોજૂદ છે, એટલે કે સામાન્ય નિરૂપણમાં સ્વતંત્રતા અંકિત છે પરંતુ સાથેની નોંધમાં તેને રદ કરી નાખવામાં આવી છે. એ રીતે, જ્યાં સુધી આઝાદીના **નામનું** માન જાળવવામાં આવતું રહ્યું અને તેની વાસ્તવિક સિદ્ધિ, બેશક કાનૂની રીતે, અટકાવવામાં આવતી રહી ત્યાં સુધી સ્વતંત્રતાનું બંધારણીય અસ્તિત્વ, વસ્તુગત જીવનમાં તેની ઉપર ગમે એવા ઘાતક ફટકા લગાવવામાં આવતા હોવા છતાં, અકબંધ રહ્યું, અખંડિત રહ્યું.

એ બંધારણને એવી હિકમતી રીતે અભેદ્ય બનાવવામાં આવ્યું હોવા છતાં તે ઍકિલીસની જેમ એક બાબતમાં ભેદ્ય હતું, એડીમાં નહિ પરંતુ મસ્તકમાં, અથવા તે બે મસ્તકોની હાલતમાં જઈ પડેલું એટલે બે મસ્તકોમાં—એક તરફ **વિધાનસભા** અને બીજી તરફ **પ્રમુખ**. બંધારણને એક વાર નજર ફેરવીને જોઈ લો તો તમને જોવા મળશે કે જેમાં વિધાનસભાની જોડે પ્રમુખના સંબંધનું નિરૂપણ કરવામાં આવ્યું છે એ ફકરા જ નિરપેક્ષ, નિશ્ચયાત્મક, તથા આંતરવિરોધ વગરના છે અને તેમને વિકૃત બનાવી શકાય એમ નથી કારણ કે તેમાં સવાલ મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓની પોતાની જ સલામતીનો હતો. બંધારણની ૪૫-૭૦ કલમોની શબ્દરચના એવી છે કે રાષ્ટ્રીય સભા પ્રમુખને બંધારણીય રીતે હઠાવી શકે પરંતુ પ્રમુખ રાષ્ટ્રીય સભાને કેવળ બિનબંધારણીય રીતે જ, ખુદ બંધારણને રદ કરીને જ, બરખાસ્ત કરી શકે, એટલે અહીંયાં બંધારણ જોરજુલમ મારફત પોતાના ખાતમાને પડકારે છે. ૧૮૩૦ના અધિકારપત્રની જેમ તે અખત્યારોના વિભાજનને પુનિત બનાવી દે છે એટલું જ નહિ પરંતુ અસહ્ય આંતરવિરોધમાં વિસ્તારી પણ દે છે. વિધાનાત્મક અને કાર્યવાહક અખત્યાર વચ્ચેની સંસદીય તકરારના ગીઝોએ કરેલા વર્ણન મુજબ **બંધારણીય અખત્યારોનો** ખેલ ૧૮૪૮ના બંધારણમાં સર્વસ્વની બાજી લગાવીને સતત ખેલવામાં આવ્યો છે. એક તરફ જનતાના સાડા સાત સો પ્રતિનિધિઓ છે, તેઓ સાર્વજનીન મતાધિકારના આધારે ચૂંટાયેલા છે અને ફરી ચૂંટાવાની યોગ્યતાઓ ધરાવે છે, તેઓ ભેગા મળીને એવી રાષ્ટ્રીય સભા બની રહે છે કે જેની ઉપર કાબૂ ન જમાવી શકાય, જેનું વિભાજન ન કરી શકાય, એ રાષ્ટ્રીય સભા વિધાનાત્મક સર્વશક્તિમત્તા ધરાવે છે, યુદ્ધ, શાંતિ, તથા વ્યાપારી સંધિઓની બાબતમાં આખરી કક્ષાએ ફેંસલા કરે છે, સાર્વત્રિક કેદમાફીનો અધિકાર પોતે એકલી જ ધરાવે છે, અને પોતાના કાયમીપણાને કારણે સદા મંચ પર મોખરે રહે છે. બીજી તરફ પ્રમુખ

છે, તે રજવાડી સત્તાનાં તમામ લક્ષણો ધરાવે છે, રાષ્ટ્રીય સભાથી સ્વતંત્ર રીતે પ્રધાનોને નીમવાનો તથા બરતરફ કરવાનો અખત્યાર ધરાવે છે, કાર્યવાહક સત્તાની પૂરી સાધનસામગ્રી તેને હસ્તક છે, તે તમામ પદો બક્ષવાનો અને એ રીતે ફ્રાંસમાં ઓછામાં ઓછા પંદર લાખ માણસોના ગુજરાનના ફેંસલા કરવાનો અખત્યાર ધરાવે છે કારણ કે એટલા માણસોનો નિભાવ જુદા જુદા દરજ્જાઓના પાંચ લાખ અમલદારો તથા અધિકારીઓની ઉપર આધારિત છે. તેને સમગ્ર હથિયારબંધ દળોનું પીઠબળ છે. તે અલગ અલગ ગુનેગારોને માફી બક્ષવાનો, રાષ્ટ્રીય રક્ષકદળને સ્થગિત જાહેર કરવાનો, અને નાગરિકોએ પોતે ચૂંટેલી સામાન્ય, પ્રાદેશિક, તથા સુધરાઈ પરિષદોને રાજ્ય પરિષદની સહમતીના આધારે બરખાસ્ત કરી નાખવાનો અખત્યાર ધરાવે છે. વિદેશો જોડેની તમામ સંધિઓના સંબંધમાં પહેલકદમી અને સંચાલન એકમાત્ર તેના જ હાથમાં છે. રાષ્ટ્રીય સભા નિરંતર ખુલ્લેઆમ કામગીરી કરે છે અને જાહેર જનતાની રોજિંદી ટીકાનો ભોગ બનતી રહે છે, પરંતુ પ્રમુખ રમણીય સ્થળે એકાંતનું જીવન જીવતો હોય છે, અને બંધારણની ૪૫મી કલમ તેની આંખો સામે તરવરતી તથા તેના હૈયામાં સળવળતી રોજ પોકાર કરીને તેને કહેતી હોય છે: "ભાઈ, તારે મરવાનું છે!" તારી ચૂંટણી પછી ચોથે વરસે મનોહર મે માસના બીજા રવિવારે તારી સત્તા ખતમ થઈ જવાની છે! ત્યારે તારા ગૌરવનો અંત આવી જશે, ખેલ બે વાર ખેલવામાં નહિ આવે, અને જો તારે માથે કરજ ચડી ગયાં હોય તો બંધારણે તને બક્ષેલા છ લાખ ફ્રાંક વડે એ કરજ વખતસર ચૂકવી દેજે, સિવાય કે તને કદાચ મનોહર મે માસના બીજા સોમવારે કલીશી[64] પહોંચી જવાનું વધારે ગમે!—એ રીતે, બંધારણ વાસ્તવિક સત્તા પ્રમુખને આપે છે પરંતુ નૈતિક સત્તા રાષ્ટ્રીય સભા માટે સુરક્ષિત રાખવાની કોશિશ કરે છે. કાનૂનના ફકરાઓ થકી નૈતિક સત્તા પેદા કરવાનું અશક્ય હોય છે એ હકીકત ઉપરાંત, અહીંયાં તો બંધારણ પ્રમુખની ચૂંટણી સીધા મતાધિકાર મારફત તમામ ફ્રાંસવાસીઓ તરફથી કરવાની જોગવાઈ રાખીને પોતાને ફરી વાર રદબાતલ કરી નાખે છે. ફ્રાંસના મતો એક તરફ તો રાષ્ટ્રીય સભાના સાત સો અને પચાસ સભ્યોમાં વહેંચાઈ જાય છે, પરંતુ બીજી તરફ, એથી ઊલટું, એક જ વ્યક્તિ ઉપર કેંદ્રિત થાય છે. જનતાનો દરેક અલગ પ્રતિનિધિ માત્ર આ કે તે પાર્ટીનું, આ કે તે શહેરનું, આ કે તે વિસ્તારનું, અથવા સાત સો અને પચાસમા માણસ તરીકે કોઈને ચૂંટી કાઢવાની નરી આવશ્યકતાનું જ પ્રતિનિધિત્વ કરતો હોય છે, અને તેમાં ધ્યેયનું કે ઉમેદવારની વ્યક્તિત્વનું બારીક પરીક્ષણ નથી કરવામાં આવતું. પરંતુ પ્રમુખ



તો રાષ્ટ્રે ચૂંટેલો હોય છે, અને તેને ચૂંટવાનું કૃત્ય સર્વોપરી જનતાના હાથમાં એવું હુકમનું પત્તું બની રહે છે કે જેનો ઉપયોગ તે દર ચાર વરસે એક વાર કરે છે. ચૂંટાયેલી રાષ્ટ્રીય સભાનો રાષ્ટ્ર જોડેનો સંબંધ તાત્ત્વિક હોય છે, પરંતુ ચૂંટાયેલો પ્રમુખ રાષ્ટ્રની જોડે વ્યક્તિગત સંબંધ ધરાવતો હોય છે. રાષ્ટ્રીય સભા તેના અલગ અલગ સભ્યોમાં ખરેખર રાષ્ટ્રીય ભાવનાનાં બહુવિધ પાસાંને પ્રદર્શિત કરે છે, પરંતુ એ રાષ્ટ્રીય ભાવનાને પ્રમુખમાં મૂર્ત રૂપ મળે છે. સભાની તુલનામાં તે એક જાતનો દિવ્ય અધિકાર ધરાવતો હોય છે, તે જનતાની કૃપાના આધારે પ્રમુખ બનેલો હોય છે.

સાગરની દેવી થેટીસે ઍકિલીસનું ભવિષ્ય ભાખ્યું હતું કે તે ભરજુવાનીમાં મૃત્યુ પામશે. ઍકિલીસની જેમ જ કમજોરી ધરાવતા બંધારણને પણ ઍકિલીસની જેમ જ પહેલેથી અણસારો આવી ગયો હતો કે પોતાનું મોત વહેલું આવવાનું છે. બંધારણ ઘડનારા વિશુદ્ધ પ્રજાસત્તાકપંથીઓ માટે તો પોતાના આદર્શ પ્રજાસત્તાકના ઊંચા સ્વર્ગમાંથી નાપાક દુનિયાની ઉપર એક નજર નાખી લેવાનું પૂરતું હતું, એટલું પારખી લેવા કે રાજશાહીના હિમાયતીઓ, બોનાપાર્તપંથીઓ, લોકશાહીવાદીઓ, તથા સામ્યવાદીઓની મગરૂરી અને તેમની પોતાની ફજેતી કેવી રીતે દરરોજ વધી રહી છે, તેઓ પોતાની મહાન વિધાનાત્મક કલાકૃતિની પરિસમાપ્તિની દિશામાં જેટલા આગળ ધપતા જાય એટલા પ્રમાણમાં વધી રહી છે, અને આ પ્રસંગે થેટીસ માટે સાગરમાંથી નીકળીને રહસ્ય તેમને જણાવવાનું જરૂરી નથી. તેમણે બંધારણ ઘડવામાં ચાલાકી કરીને, ૧૧૧મી કલમ મારફત, ભાવિને છેતરવાની કોશિશ કરી. એ કલમ મુજબ, બંધારણમાં સુધારાવધારાની દરેક દરખાસ્તને ઓછામાં ઓછા પોણા ભાગના મતોનું સમર્થન આવશ્યક હતું, વળી એક પછી એક ત્રણ વાર ચર્ચાવિચારણામાં એટલા મત પડવા જરૂરી હતા અને દરેક ચર્ચાવિચારણા પછી હંમેશાં આખા મહિનાનો સમયાંતર જરૂરી હતો, અને વધુમાં એવી જોગવાઈ કરવામાં આવી હતી કે રાષ્ટ્રીય સભામાં મત આપનારા સભ્યોની સંખ્યા પાંચ સોથી ઓછી ન હોય. એ રીતે તેમણે સત્તાને, ચાલુ સમયે તેઓ સંસદીય બહુમતી તેમ જ સરકારી અખત્યારીની પૂરી સાધનસામગ્રી ધરાવે છે ત્યારે તેમના નબળા હાથમાંથી દરરોજ વધારે ને વધારે સરકતી જતી સત્તાને, ભવિષ્યમાં પણ, પોતે માત્ર સંસદીય લઘુમતી જ બની જાય ત્યારે પણ—અને તેઓ મનની નજરમાં પોતાને એવી લઘુમતી તરીકે પયગંબરી રીતે જોઈ ચૂક્યા હતા—વળગી રહેવાનો નાકોવત પ્રયાસ કર્યો.

અંતમાં બંધારણ ભાવાવેશ છલકાતા ફકરામાં પોતાને "આખી ફ્રેંચ પ્રજા અને દરેક અલગ ફ્રાંસવાસીની સાવધાની તથા દેશભક્તિ"ના ખોળામાં સુપરત કરી દે છે, પરંતુ અગાઉ બીજા એક ફકરામાં "સાવધાન" તથા "દેશભક્ત" ફ્રાંસવાસીઓની સોંપણી તેણે એ જ હેતુ ખાતર ઉપજાવી કાઢેલા ઉચ્ચ ન્યાયાલયની, *«haute cour»*ની, માયાળુ તથા અત્યંત ખંતીલી દેખરેખને કરી દીધા પછી.

૧૮૪૮નું બંધારણ એવું હતું. અને તેને ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખે કોઈ મસ્તકે નહોતું ઉથલાવી પડયું. એ તો ખાલી ટોપીનો સ્પર્શ થતાં જ પડીને ભોંયભેગું થઈ ગયું હતું. અને એ ટોપી ખરેખર ત્રણ ખૂણાવાળી નેપોલિયન છાપ ટોપી હતી.

સભામાં મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓ એ બંધારણની રચના તથા ચર્ચાવિચારણામાં તેમ જ મત લેવામાં મશગૂલ હતા ત્યારે સભાની બહાર કાવેન્યાકે **પૅરિસના ઘેરાની હાલત** ચાલુ રાખી હતી. પૅરિસના ઘેરાની હાલત પ્રજાસત્તાકપંથી સર્જનની પ્રસવવેદનામાં બંધારણ સભાની સુયાણી જેવી હતી. આગળ જતાં બંધારણના અસ્તિત્વને બૅયોનેટો વડે નષ્ટ કરી નાખવામાં આવ્યું, પરંતુ ભૂલવું ન જોઈએ કે એવી જ રીતે બૅયોનેટો વડે જ, વળી જનતાની સામે તકાયેલી બૅયોનેટો વડે જ, માના પેટમાં તેનું રક્ષણ કરવું પડયું હતું, અને બૅયોનેટો વડે જ તેને અસ્તિત્વમાં આણવું પડયું હતું. "આદરપાત્ર પ્રજાસત્તાકપંથીઓ"ના પૂર્વજોએ પોતાના પ્રતીકને, ત્રિરંગી પ્રતીકને[65], યુરોપના પ્રવાસે મોકલ્યું હતું. પછી "આદરપાત્ર પ્રજાસત્તાકપંથીઓએ" પોતે એવી બનાવટ તૈયાર કરી કે જે આપમેળે માર્ગ કરતી આખા ખંડમાં ફરી, પરંતુ નિરંતર વધતી જતી મહોબ્બત સાથે ફ્રાંસ પાછી આવી, અને હવે દેશના અરધા વિસ્તારોમાં સ્વાભાવિક બની ગઈ છે—એ છે **ઘેરાની હાલત**. અદ્ભુત બનાવટ છે. ફ્રેંચ ક્રાંતિના ક્રમ દરમિયાન એક પછી એક આવતી દરેક કટોકટીમાં સમયાંતરે તેને ઉપયોગમાં લેવામાં આવે છે. પરંતુ ફ્રેંચ સમાજના મગજને દબાવી દેવા અને શાંત રાખવા તેના માથા ઉપર એવી રીતે સમયાંતરે લાદવામાં આવતી બૅરેક અને છાવણી, જેને સમયાંતરે ઈનસાફદારો તથા વહીવટદારો તરીકે અને રખેવાળો તથા નિગાહબાન સૅન્સરો તરીકે કામગીરી કરવાની, પોલીસની ભૂમિકા ભજવવાની તથા રાતના ચોકીદારની ફરજ બજાવવાની, છૂટ આપવામાં આવતી એ તલવાર અને બંદૂક, જેને સમયાંતરે સમાજના ડહાપણ તથા નિયામક તરીકે જોરશોરથી બિરદાવવામાં આવતાં એ મૂછ અને ગણવેશ—બૅરેક અને છાવણી, તલવાર અને બંદૂક,



મૂછ અને ગણવેશ ખુદ પોતાના શાસનને સર્વોપરી ઘોષિત કરીને અને નાગરિક સમાજને પોતાના વહીવટની તકલીફથી તદ્દન મુક્ત કરી દઈને સમાજને કાયમને માટે ઉગારી લેવાનો ખ્યાલ આખરે ચોક્કસ ઝડપી લે એવી શક્યતા શું નહોતી? બૅરેક અને છાવણી, તલવાર અને બંદૂક, મૂછ અને ગણવેશ એવો ખ્યાલ ચોક્કસ ઝડપી લે એવી શક્યતા ઘણી વધારે હતી કેમ કે પછી તેઓ પોતાની વધારે ઊંચી સેવાઓના બદલામાં બહેતર રોકડ ચુકવણીની આશા પણ રાખી શકે. આ કે તે મૂડીવાદી જૂથની માગણી મુજબ કેવળ સમયાંતરે ઘેરાની હાલત અને સમાજને ઉગારી લેવાનાં અલ્પજીવી કદમોમાંથી તો કેટલાકની હત્યા, કેટલાકની જખમી દશા, તથા કેટલાક દોસ્તીભર્યા મૂડીવાદી ચાળા સિવાય ગાંઠે બંધાય એવું કશું બહુ ઓછું મેળવી શકાતું. લશ્કર આખરે એક દિવસ ઘેરાની હાલતનો કીમિયો ખુદ પોતાના હિતમાં અને પોતાના ફાયદામાં ન અજમાવે, અને સાથે સાથે નાગરિકોનાં ખીસાં ખાલી ન કરાવી લે? વધુમાં ભેગાભેગી નોંધ લેવી ઘટે કે **કર્નલ બેનર્રિ**, કાવેન્યાકની હકૂમત હેઠળ જે માણસે લશ્કરી પંચના અધ્યક્ષ તરીકે ૧૫૦૦૦ વિદ્રોહીઓને મુકદ્દમા વગર હદપારીની સજા કરી હતી એ જ માણસ, આ ઘડીએ પૅરિસમાં સક્રિય લશ્કરી પંચોને મોખરે છે, અને એ વાત કોઈ રીતે ભૂલવી ન જોઈએ.

પૅરિસમાં ઘેરાની હાલત સાથે, "આદરપાત્ર" વિશુદ્ધ પ્રજાસત્તાકપંથીઓએ એવી ધરુવાડી બનાવી કે જેમાં ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખના પ્રીટોરિયનોનો[66] ઉછેર થવાનો હતો. પરંતુ બીજી તરફ તેઓ એ કારણસર વખાણને લાયક છે કે લૂઈ ફિલિપના શાસનમાં બનેલું એવી રીતે રાષ્ટ્રીય લાગણીના અતિરેકને બદલે તેમણે હવે, રાષ્ટ્રીય સત્તા તેમને હસ્તક હતી ત્યારે, પરદેશોની સામે નાક રગડવાનું કૃત્ય કર્યું છે, અને ઈટાલીને મુક્ત કરી દેવાને બદલે ઑસ્ટ્રિયનો તથા નેપલ્સવાળાઓને[67] હાથે ફરી જિતાઈ જવા દીધું છે. ૧૮૪૮ના ડિસેંબરની ૧૦મી તારીખે પ્રમુખ તરીકે લૂઈ બોનાપાર્તની ચૂંટણીએ કાવેન્યાકની સરમુખત્યારીનો તથા બંધારણસભાનો અંત આણ્યો.

બંધારણની ૪૪મી કલમમાં જણાવવામાં આવ્યું છે: "ફ્રેંચ પ્રજાસત્તાકના પ્રમુખે ફ્રેંચ નાગરિક તરીકેનો દરજ્જો કદી ગુમાવ્યો ન હોવો જોઈએ." ફ્રેંચ પ્રજાસત્તાકનો પ્રથમ પ્રમુખ બોનાપાર્ત ફ્રેંચ નાગરિક તરીકેનો દરજ્જો ગુમાવી ચૂક્યો હતો એટલું જ નહિ, ઈંગ્લૅંડનો ખાસ પોલીસ અધિકારી હતો એટલું જ નહિ, પરંતુ સ્વિટ્ઝરલૅંડનો દેશીકૃત નાગરિક[68] પણ હતો.

ડિસેંબરની ૧૦મી તારીખનું મહત્ત્વ હું અન્ય સ્થળે નિરૂપી ચૂક્યો છું.

તેની છણાવટ અહીંયાં ફરી વાર નહિ કરું. અહીંયાં તો એટલી નોંધ પૂરતી છે કે તેમાં **કિસાનોની**, જેમને ફેબ્રુઆરી ક્રાંતિના ખર્ચનો બોજો ઉઠાવવો પડ્યો હતો તેમની, રાષ્ટ્રના બાકીના વર્ગો વિરુદ્ધ **પ્રતિક્રિયા** અંકિત હતી, **શહેરની સામે ગામોની પ્રતિક્રિયા** અંકિત હતી. તેને લશ્કરમાં, મોટા મૂડીદાર વર્ગમાં, અને સર્વહારાઓ તથા નીચલા સ્તરના મૂડીવાદીઓમાં જોરદાર બહાલી મળી. *National*» પ્રજાસત્તાકપંથીઓએ લશ્કરને નહોતું ગૌરવ અપાવ્યું કે નહોતો પગાર વધારો અપાવ્યો. મોટા મૂડીદાર વર્ગે બોનાપાર્તને રાજશાહીની દિશાના સેતુ તરીકે આવકારી લીધો અને સર્વહારાઓ તથા નીચલા સ્તરના મૂડીવાદીઓએ તેને કાવેન્યાક માટે આફત તરીકે વધાવી લીધો. ફ્રેંચ ક્રાંતિ જોડે કિસાનોના સંબંધનું વધારે બારીક પરીક્ષણ કરવાનો પ્રસંગ મને આગળ જતાં મળશે.

૧૮૪૮ના ડિસેંબરની ૨૦મી તારીખથી લઈને ૧૮૪૯ના મે માસમાં બંધારણસભાના વિસર્જન સુધીનો ગાળો મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓના પતનના ઈતિહાસને અંકિત કરે છે. મૂડીદાર વર્ગને ખાતર પ્રજાસત્તાકની સ્થાપના કરી લીધા પછી, ક્રાંતિકારી સર્વહારા વર્ગને મેદાનમાંથી હાંકી કાઢ્યા પછી, અને લોકશાહીવાદી નિમ્ન મૂડીવાદીઓને થોડા વખત પૂરતા ચુપકીની હાલતમાં ધકેલી દીધા પછી, તેઓ પોતે જ મૂડીદાર વર્ગના બહોળા સમુદાય તરફથી બાજુએ ધકેલાઈ જાય છે અને મૂડીદાર વર્ગ વાજબી રીતે જ પ્રજાસત્તાકને **પોતાની મિલકત** તરીકે કબજામાં લઈ લે છે. પરંતુ એ મૂડીદાર સમુદાય **રાજશાહીપંથી** હતો. તેના એક હિસ્સાએ, મોટા જમીનદારોએ, **પુનઃસ્થાપના** દરમિયાન શાસન ચલાવ્યું હતું એટલે તે **વૈધતાવાદી** હતો. બીજા હિસ્સાએ, નાણાકીય અમીરોએ તથા મોટા ઉદ્યોગપતિઓએ, જુલાઈની રાજશાહી દરમિયાન શાસન ચલાવ્યું હતું એટલે તે **ઓર્લિયનપંથી**[69] હતો. સેના, યુનિવર્સિટી, ચર્ચ, ધારાશાસ્ત્રી મંડળ, અકાદમી, તેમ જ અખબારી આલમના મોટા મોટા પદવીધરો બન્ને તરફ, ભલે વિધવિધ પ્રમાણોમાં, નજરે પડતા હતા. અહીંયાં, **બૂર્બોનો કે ઓર્લિયનોનું** નહિ પરંતુ **મૂડીનું** નામ ધરાવતા પ્રજાસત્તાકમાં, તેમને રાજ્યનું એવું રૂપ મળી ગયું હતું કે જેમાં તેઓ **સંયુક્ત રીતે** શાસન ચલાવી શકે. જૂનનો વિદ્રોહ તેમને "વ્યવસ્થાની પાર્ટી"[70]માં એકસૂત્રે સાંકળી ચૂક્યો હતો. હવે સૌપ્રથમ તો રાષ્ટ્રીય સભાની બેઠકોને હજી વળગી રહેલા મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓની ટોળકીને હઠાવી દેવાનું આવશ્યક હતું. એ વિશુદ્ધ પ્રજાસત્તાકપંથીઓએ જનતાની સામે ભૌતિક તાકાતનો દુરુપયોગ કરતી વેળા જેટલું પાશવી વર્તન કર્યું હતું એટલા જ બાયલા, ગેંગેંફેંફેં, હતાશ, અને લડવા અશક્ત તેઓ



પીછેહઠની હાલતમાં, કાર્યવાહક સત્તા અને રાજશાહીપંથીઓની સામે પોતાના પ્રજાસત્તાકપંથ અને વિધાનાત્મક અધિકારોનું જતન કરવાનો સવાલ આવ્યો ત્યારે, બની ગયા. અહીંયાં મારે તેમના વિસર્જનના નામોશીભર્યા ઈતિહાસનું વર્ણન કરવાની જરૂર નથી. તેઓ ઢળી પડ્યા એમ નહિ પરંતુ તેમની હયાતી જ ખતમ થઈ ગઈ. તેમના ઈતિહાસનો કાયમને માટે અંત આવી ગયો છે, અને અનુગામી ગાળામાં સભાની અંદર તેમ જ બહાર તેઓ કેવળ યાદો તરીકે જ, જ્યારે જ્યારે પ્રજાસત્તાકનું ખાલી નામ જ ફરી સવાલ બનીને સામે આવે અને જેટલી જેટલી વાર ક્રાંતિકારી ઘર્ષણ નીચામાં નીચા સ્તરે સરી પડવાનું જોખમ ઊભું થાય ત્યારે ત્યારે વળી ચેતન ધારણ કરી લેતી યાદો તરીકે જ, નજરે પડે છે. હું અહીંયાં નોંધ કરી લઉં કે એ પાર્ટીને નામ આપનારા સામાજિક «*National*» અખબારે અનુગામી ગાળામાં સમાજવાદ અપનાવી લીધો હતો.

આ ગાળાની છણાવટ પૂરી કરતાં પહેલાં અમારે હજી એક નજર પાછળ બે સત્તાઓની ઉપર નાખી લેવી જોઈએ, જેમાંથી એકે બીજીને ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખે નષ્ટ કરી નાખી હતી, પરંતુ ૧૮૪૮ના ડિસેંબરની ૨૦મી તારીખથી લઈને બંધારણ સભાના અંત સુધી બેઉએ લગ્નના સંબંધોની જિંદગી ગાળી હતી. અમારો નિર્દેશ એક તરફ લૂઈ બોનાપાર્ત અને બીજી તરફ એકીકૃત રાજશાહીપંથીઓની, વ્યવસ્થાની, મોટા મૂડીદાર વર્ગની, પાર્ટી પ્રત્યે છે. બોનાપાર્તે પ્રમુખપદ હાથમાં લઈને તરત વ્યવસ્થાની પાર્ટીના પ્રધાનમંડળની સ્થાપના કરી અને તેને મોખરે ઓદીલોન બાર્રોને, ધ્યાનમાં રાખવું ઘટે કે સંસદીય મૂડીવાદીઓના અત્યંત ઉદારમતવાદી જૂથના પુરાણા આગેવાનને, ગોઠવી દીધો. મિસ્ટર બાર્રોને આખરે પ્રધાનપદ મળ્યું ખરું, પ્રધાનપદનું ભૂત તેને ૧૮૩૦થી સતાવતું રહ્યું હતું, અને વધુમાં વડા પ્રધાનનું સ્થાન મળ્યું; પરંતુ તેણે લૂઈ ફિલિપના શાસનમાં ધારણા રાખેલી તેમ સંસદીય વિરોધી દળના સૌથી વધારે અગ્રગામી આગેવાન તરીકે ન મળ્યું, આ પદ તો સંસદનો ખાતમો કરી નાખવાની જવાબદારીવાળું હતું, તેના તમામ કટ્ટર દુશ્મનોના, જેસૂઈટો અને વૈધતાવાદીઓના, સાગરીત તરીકે મળ્યું હતું. તે આખરે દુલહનને ઘેર લઈ આવ્યો ખરો, પરંતુ બિચારીની કાયા વેચાઈ ચૂકી હતી ત્યાર પછી. બોનાપાર્ત તો જાણે તદ્દન શૂન્યવત્ બની રહ્યો. એ પાર્ટી તેનું કામ કરી આપતી હતી.

પ્રધાનમંડળની પહેલી જ મિટિંગમાં રોમ પર ચડાઈ કરવાનો નિર્ણય લેવામાં આવ્યો. સર્વાનુમતે નક્કી કરવામાં આવ્યું કે ચડાઈનું કદમ રાષ્ટ્રીય સભાને

અંધારામાં રાખીને ઉઠાવવામાં આવે અને તેને માટે નાણાભંડોળ ખોટાં બહાનાં રજૂ કરીને રાષ્ટ્રીય સભા પાસેથી તફડાવી લેવામાં આવે. એવી રીતે તેમણે શરૂઆત રાષ્ટ્રીય સભાને ધૂતીને અને ક્રાંતિકારી રોમન પ્રજાસત્તાક વિરુદ્ધ પરદેશોમાં આપખુદશાહી સત્તાઓની જોડે કાવતરાં ઘડીને કરી. બોનાપાર્તે રાજશાહીપંથી વિધાન સભા તથા તેના બંધારણીય પ્રજાસત્તાક વિરુદ્ધ ડિસેંબરની બીજી તારીખના સત્તાપલટાની તૈયારી એવી જ રીતે અને એવા જ કાવાદાવા મારફત કરી. આપણે ભૂલવું ન જોઈએ કે જે પાર્ટીએ ૧૮૪૮ના ડિસેંબરની ૨૦મી તારીખે બોનાપાર્તના પ્રધાનમંડળની રચના કરી હતી એ જ પાર્ટી ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખે રાષ્ટ્રીય વિધાન સભામાં બહુમતો ધરાવતી હતી.

બંધારણ સભાએ બંધારણમાં પુરવણી કરે એવા સમન્વિત કાનૂનોની આખી હારમાળા ઘડી લીધા પછી અને અમલમાં મૂક્યા પછી વિસર્જિત થવાનો નિર્ણય ઑગસ્ટમાં લીધો હતો. ૧૮૪૯ના જાન્યુઆરીની છઠ્ઠી તારીખે વ્યવસ્થાની પાર્ટીએ રાતો નામે એક સભ્ય મારફત દરખાસ્ત રજૂ કરાવી કે બંધારણ સભા સમન્વિત કાનૂનોને પડતા મૂકી દે અને પોતાના વિસર્જન અંગે નિર્ણય અપનાવે. લે. ઓદીલોન બાર્રોની આગેવાની ધરાવના પ્રધાનમંડળે એકલાએ જ નહિ પરંતુ રાષ્ટ્રીય સભાના સઘળા રાજશાહીપંથી સભ્યોએ પણ ધમકીભર્યા સૂરોમાં તેને જણાવી દીધું કે શાખની પુનઃસ્થાપના માટે, વ્યવસ્થાને દૃઢ બનાવવા માટે, અનિશ્ચિત કામચલાઉ બંદોબસ્તનો અંત આણવા માટે, અને નિશ્ચયાત્મક પરિસ્થિતિ સ્થાપવા માટે તેનું વિસર્જન જરૂરી છે, તે નવી સરકારની કાર્યશક્તિને અવરોધે છે અને ખાલી દ્વેષને લીધે જ પોતાના અસ્તિત્વને લંબાવવાની કોશિશ કરે છે, દેશ તેનાથી કંટાળી ગયો છે. બોનાપાર્તે વિધાનાત્મક સત્તાની એવી બધી બદગોઈ ધ્યાનમાં લીધી, ગોખીને મોઢે કરી લીધી, અને ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખે સંસદીય રાજશાહીપંથીઓને સાબિત કરી આપ્યું કે પોતે તેમની પાસેથી બરાબર શીખ્યો છે. તેણે તેમનાં જ સંકેતસૂત્રોને તેમની જ સામે દોહરાવ્યાં.

બાર્રો પ્રધાનમંડળ અને વ્યવસ્થાની પાર્ટીએ આગળ વધીને બીજાં કદમો ઉઠાવ્યાં. તેમણે આખા ફ્રાંસમાંથી રાષ્ટ્રીય સભાને અરજીઓ મોકલવાની તજવીજ કરી. એ અરજીઓમાં રાષ્ટ્રીય સભાને બરખાસ્ત થઈ જવાની વિનંતિ વિનયથી કરવામાં આવી હતી. એ રીતે તેમણે બિનસંગઠિત પ્રજાકીય સમુદાયોને રાષ્ટ્રીય સભા વિરુદ્ધ, જનતાની બંધારણીય આધારે સંઘટિત અભિવ્યક્તિ વિરુદ્ધ, લડાઈના મેદાનમાં ઉતાર્યા. તેમણે સંસદીય સભાઓ વિરુદ્ધ જનતાને અપીલ



કરવાની રીત બોનાપાર્તને શીખવી. આખરે ૧૮૪૯ના જાન્યુઆરીની ૨૯મી તારીખ આવી, એ દિવસે બંધારણ સભાએ પોતાના જ વિસર્જન અંગે ફેંસલો કરવાનો હતો. રાષ્ટ્રીય સભાને ખબર પડી કે જ્યાં તેનાં અધિવેશનો ભરાતાં હતાં એ ઈમારતને લશ્કરે કબજામાં લઈ લીધી હતી. રાષ્ટ્રીય રક્ષક દળ અને સેનાની હરોળોની સંયુક્ત સર્વોપરી સરદારી વ્યવસ્થાની પાર્ટીના જનરલ શાંગાર્નિયેને હસ્તક હતી, જાણે કેમ લડાઈના સંજોગો ઊભા થયા હોય એમ તેણે પૅરિસમાં મોટા પાયાના લશ્કરી પરીક્ષણનું આયોજન કર્યું, અને એકીકૃત રાજશાહીપંથીઓએ બંધારણ સભા સમક્ષ ધમકીભરી જાહેરાત કરી કે તે માની જવા તૈયાર નહિ થાય તો તાકાતનો ઉપયોગ કરવામાં આવશે. સભા તો માની જવા તૈયાર જ હતી, તેણે માત્ર ટૂંકા ગાળાની વધારાની જિંદગી મેળવવા સોદાબાજી કરી. જાન્યુઆરીની ૨૯મી તારીખમાં ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખનો સત્તાપલટો, માત્ર રાજશાહીપંથીઓએ બોનાપાર્તની જોડે મળીને પ્રજાસત્તાકપંથી રાષ્ટ્રીય સભા વિરુદ્ધ અમલી બનાવેલો સત્તાપલટો, નહિ તો બીજું શું હતું? સજજનોએ જોયું જ નહિ, અથવા તેઓ જોવા માગતા જ નહોતા, કે બોનાપાર્તે ૧૮૪૯ના જાન્યુઆરીની ૨૯મી તારીખનો ફાયદો ત્યુઇલરીની સામે સેનાના એક વિભાગની કૂચ પોતાની હાજરીમાં કરાવવા માટે ઉઠાવ્યો, અને સંસદીય સત્તાની સામે લશ્કરી તાકાતના એ પ્રથમ જાહેર પ્રદર્શનને કાલીગુલાની[71] પૂર્વનિશાની રૂપે આતુરતાથી ઝડપી લીધું. તેમણે ખરેખર માત્ર પોતાના શાંગાર્નિયેને જ જોયો.

વ્યવસ્થાની પાર્ટીને બંધારણ સભાના જીવનની અવધિ બળજોરીથી ટુંકાવવા ખાસ પ્રેરનારું કારણ બંધારણમાં પુરવણી કરતા **સમન્વિત** કાનૂનોનું હતું, જેમ કે શિક્ષણ સંબંધી કાનૂન, ધાર્મિક ઉપાસના સંબંધી કાનૂન, વગેરે. એકીકૃત રાજશાહીપંથીઓ માટે મહત્ત્વનું હતું કે તેઓ પોતે જ એ કાનૂનો ઘડે, પ્રજાસત્તાકપંથીઓ તરફથી ઘડાવા ન દે, કારણ કે તેમની અંદર અવિશ્વાસની લાગણી પેદા થઈ ગઈ હતી. પરંતુ એ સમન્વિત કાનૂનોમાં પ્રજાસત્તાકના સંબંધમાં પ્રમુખની જવાબદારીને લગતો કાનૂન પણ સામેલ હતો. ૧૮૫૧માં વિધાન સભા બરાબર એવો જ કાનૂન ઘડવામાં મશગૂલ હતી ત્યારે બોનાપાર્તે એ સત્તાપલટો થતાં પહેલાં જ ડિસેંબરની બીજી તારીખનો સત્તાપલટો કરી નાખ્યો. એકીકૃત રાજશાહીપંથીઓએ ૧૮૫૧ની શિયાળુ સંસદીય ઝુંબેશમાં જવાબદારી સંબંધી કાનૂન, અને તે પણ અવિશ્વાસ તથા દ્વેષની લાગણી ધરાવતી પ્રજાસત્તાકપંથી સભાએ ઘડી કાઢેલો, હાથમાં તૈયાર હોવાના સંજોગ માટે શું ન આપ્યું હોત!

૧૮૪૯ના જાન્યુઆરીની ૨૯મી તારીખે બંધારણ સભાએ પોતે જ પોતાના આખરી હથિયારના ટુકડેટુકડા કરી નાખ્યા ત્યાર પછી બાર્રો પ્રધાનમંડળે તેમ જ વ્યવસ્થાના દોસ્તોએ તેને પીછો કરીને મોતના મુખમાં ધકેલી દીધી, તેની નામોશી કરી શકે એવું બધું કરવામાં મુદ્દલ ક્યાશ ન રહેવા દીધી, અને નાકૌવત આત્મ-હતોત્સાહી સભા પાસેથી એવા કાનૂનો કઢાવી લીધા કે જેને લીધે તે જનતાની નજરમાં આદરનો આખરી અંશ પણ ખોઈ બેઠી. નિશ્ચિત નેપોલિયન છાપ ખ્યાલ મનમાં ધરીને બેઠેલા બોનાપાર્તમાં સંસદીય સત્તાની એવી નામોશીનો ફાયદો જાહેર રીતે ઉઠાવવા માટે પૂરતી બેશરમી તો હતી જ. ઊદીનોએ ચિવિતા-વેક્કિયા કબજે કરી લીધુ હતું એટલે રાષ્ટ્રીય સભાએ ૧૮૪૯ના મે માસની ૮મી તારીખે પ્રધાનમંડળની વિરુદ્ધ ઠપકાની દરખાસ્ત અપનાવી અને રોમની ચડાઈના[72] કદમને તેના કથિત હેતુની દિશામાં પાછું વાળી દેવાનો આદેશ પ્રધાનમંડળને આપ્યો ત્યારે બોનાપાર્તે ઊદીનોને સંબોધિત એક પત્ર એ જ દિવસે સાંજે *«Moniteur»*માં[73] પ્રગટ કરાવ્યો, તેમાં તેને બહાદુરીભર્યાં પરાક્રમો બદલ અભિનંદન આપ્યાં અને, શાહી ઉડાડતા સંસદવીરોથી વિપરીત રીતે, લશ્કરના ઉદાર રક્ષક તરીકે ગણાવી દીધો. એ બાબતમાં રાજશાહીપંથીઓએ મોં મલકાવ્યાં. તેઓ તેને ખાલી પોતાના રમકડા જેવો જ ગણતા હતા. આખરે, બંધારણ સભાના અધ્યક્ષ માર્રાસ્તે પળ વાર માની લીધું કે રાષ્ટ્રીય સભાની સલામતી જોખમમાં છે, અને બંધારણ ઉપર આધાર રાખીને એક કર્નલને તેની રેજિમેન્ટ સાથે હાજર થઈ જવાનો હુકમ આપ્યો, ત્યારે કર્નલે ના પરખાવી દીધી, પોતાના વલણના ટેકામાં શિસ્તની બાબત ટાંકી, અને મારાસ્તને શાંગાર્નિયેનો સંપર્ક સાધવા જણાવી દીધું. શાંગાર્નિયેએ પણ તુચ્છકારથી ઈનકાર કરી દીધો અને જણાવી દીધું કે પોતાને બૌદ્ધિક બૅયોનેટો પસંદ નથી. એકીકૃત રાજશાહીપંથીઓ ૧૮૫૧ના નવેંબરમાં બોનાપાર્તની સામે નિર્ણાયક સંઘર્ષ શરૂ કરી દેવા માગતા હતા ત્યારે તેમણે નાણાકીય તથા સલામતી સંબંધી કારોબાર સંભાળતા રાજશાહીવાદી સભ્યોના નામચીન **બિલમાં**[74] એવો સિદ્ધાંત ઘુસાડી દેવાની કોશિશ કરી કે રાષ્ટ્રીય સભાનો અધ્યક્ષ સૈન્યોને હાજર થઈ જવાના હુકમો સીધા આપી શકે. તેમના જનરલોમાંથી લેફ્લો નામે એક જનરલે બિલમાં સહી કરી હતી. શાંગાર્નિયેએ નકામો જ તેની તરફેણમાં મત આપ્યો, અને ભૂતપૂર્વ બંધારણ સભાના દૂરંદેશી શાણપણને થિયેરે અર્પણ કરેલી અંજલિ વ્યર્થ ગઈ. શાંગાર્નિયેએ જેવો જવાબ મારાસ્તને આપ્યો હતો એવો જ જવાબ



**યુદ્ધ પ્રધાન સેં-આર્નોએ** તેને આપ્યો — અને મોંતાન જૂથે હર્ષના પોકારો પાડ્યા!

એ રીતે જ્યારે **વ્યવસ્થાની પાર્ટી** હજી રાષ્ટ્રીય સભા નહોતી, હજી કેવળ પ્રધાનમંડળ જ હતી, ત્યારે તેણે **સંસદીય શાસનની** નાલેશી કરી હતી. અને ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખે એ શાસનને ફ્રાંસમાંથી દેશવટો આપવામાં આવ્યો ત્યારે તે દેકારા કરે છે!

અમે તેને ખુશાલ સફર ઈચ્છીએ છીએ.

## ૩

રાષ્ટ્રીય વિધાન સભાનું અધિવેશન ૧૮૪૯ના મે માસની ૨૮મી તારીખે ભરાયું હતું. ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખે તેનું વિસર્જન કરી નાખવામાં આવ્યું. એ ગાળો **બંધારણીય, અથવા સંસદીય, પ્રજાસત્તાકના** જીવનકાળને આવરી લે છે.

પ્રથમ ફ્રેંચ ક્રાંતિમાં **બંધારણવાદીઓના**[75] શાસન પછી જીરોંદપંથીઓનું શાસન આવ્યું હતું, અને જીરોંદપંથીઓના શાસન પછી જેકોબનિપંથીઓનું શાસન આવ્યું હતું. તેમાંથી દરેક પાર્ટીએ ટેકા માટે વધારે પ્રગતિશીલ પાર્ટી ઉપર આધાર રાખ્યો હતો. તે ક્રાંતિથી આગળ નીકળી જવા અશક્ત બની રહે એટલું જ નહિ પરંતુ ક્રાંતિને પગલે પગલે ચાલવા પણ અશક્ત બની રહે એટલે દૂર ક્રાંતિને પહોંચાડી દે કે તરત તેની પાછળ પાછળ કદમ ઉઠાવનાર વધારે હિંમતવાન સંગાથી તેને બાજુએ હડસેલી દે અને વધસ્થાને રવાના કરી દે. એ રીતે ક્રાંતિ ઊંચે જતી રેખાએ ગતિ કરતી રહેલી.

૧૮૪૮ની ક્રાંતિમાં એથી ઊલટું બન્યું છે. સર્વહારા વર્ગીય પાર્ટી નિમ્ન-મૂડીવાદી-લોકશાહીવાદી પાર્ટીની પૂંછડી તરીકે મેદાનમાં આવે છે. બીજા નંબરની પાર્ટી એપ્રિલની સોળમી[76] તથા મે માસની ૧૫મી તારીખે તેમ જ જૂનના દિવસોમાં તેનો દ્રોહ કરે છે અને તેને પડતી મૂકી દે છે. પછી લોકશાહીવાદી પાર્ટી મૂડીવાદી-પ્રજાસત્તાકપંથી પાર્ટીને ખભે ટેકો લે છે. મૂડીવાદી પ્રજાસત્તાક-પંથીઓ પોતાને સરખી રીતે ગોઠવાઈ ગયેલા ધારી લે કે તરત પરેશાનીઓના પોટલા જેવી સંગાથી પાર્ટીને ખંખેરી નાખે છે અને વ્યવસ્થાની પાર્ટીને ખભે ટેકો લે છે. વ્યવસ્થાની પાર્ટી ખભા સંકોડી લે છે, મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓને હેઠા પાડી નાખે છે, અને હથિયારબંધ દળોના ખભા ઉપર ચડી જાય છે. તે

એવા તરંગમાં રાચે છે કે પોતે હજી એ ખભા પર બેઠેલી છે, પરંતુ એક મઝાના દિવસે સવારે તેને ખબર પડે છે કે ખભા તો બૅયોનેટોમાં પલટાઈ ગયેલા છે. દરેક પાર્ટી પાછળથી આગળ ધપાતી પાર્ટીને અવળી લાત મારે છે, અને આગળ જે પાર્ટી પાછળ ખસવા ધક્કા મારતી હોય તેનો ટેકો લેવા નમે છે. કશા આશ્ચર્યના વાત નથી કે એવી હાસ્યાસ્પદ દશામાં તે સંતુલન ખોઈ બેસે છે અને અનિવાર્ય ચાળા કરી લીધા પછી વિચિત્ર ધમપછાડા કરતી ઢળી પડે છે. એ રીતે ક્રાંતિ નીચે જતી રેખામાં ગતિ કરે છે. ફેબ્રુઆરીની છેલ્લી નાકાબંધીને સાફ કરી નાખવામાં આવે અને પ્રથમ ક્રાંતિકારી અખત્યાર સંઘટિત થાય તે પહેલાં ક્રાંતિ પ્રતિગામી ગતિની દશામાં રહે છે.

આપણી સામે ઉપસ્થિત ગાળામાં જોરદાર આંતરવિરોધોનો બેહદ પચરંગી ખીચડો જોવા મળે છે: એવા બંધારણવાદીઓ કે જે બંધારણની વિરુદ્ધ ખુલ્લેઆમ કારસ્તાન કરતા રહે છે; એવા ક્રાંતિપંથીઓ કે જે એકરાર કરી ચૂકેલા બંધારણવાદીઓ છે; એવી રાષ્ટ્રીય સભા કે જે સર્વશક્તિમાન બનવા માગે છે અને સદા સંસદીય બની રહે છે; એવું મોંતાન જૂથ કે જે ધીરજનો ધંધો અપનાવી લે છે અને પોતાના હાલના પરાજયોના છેદ ભાવિ વિજયોની આગાહી વડે ઉડાડી દેવાની કોશિશ કરે છે; એવા રાજશાહીપંથીઓ કે જે પ્રજાસત્તાકના સૅનેટરો બની રહે છે, અને પરિસ્થિતિએ જેમને એવી દશામાં ધકેલી દીધા છે કે જે અદાવતી રજવાડી પરિવારોની તેઓ હિમાયત કરે છે તેમને પરદેશોમાં રાખવાની, અને ફ્રાંસમાં જે પ્રજાસત્તાકને તેઓ નફરત કરે છે તેને ટેકો આપવાની, તેમને ફરજ પડે છે; એવી કાર્યવાહક સત્તા કે જે પોતાની કમજોરીમાંથી જ તાકાત મેળવે છે અને પોતે જે ઘૃણા ઉપજાવે છે તેમાંથી માનમોભો મેળવે છે; એવું પ્રજાસત્તાક કે જે બે રાજશાહીઓની, પુનઃસ્થાપના અને જુલાઈની રાજશાહીની, ભેગી ભેળવેલી ફજેતી સિવાય બીજું કશું જ નથી, અને જે શાહી છાપ ધરાવે છે; એવી એકસંપીઓ કે જેની પહેલી જોગવાઈ અલગતાની છે; એવો સંઘર્ષ કે જેનો મૂળ નિયમ સંઘર્ષને અંત સુધી ન લડવાનો છે; શાંતિના નામે નિરંકુશ પોકળ ચળવળ, ક્રાંતિના નામે શાંતિનો અત્યંત ગંભીર ઉપદેશ; સત્ય વગરના ભાવાવેગો, ભાવાવેગ વગરનાં સત્યો; શૌર્યનાં કૃત્યો વગરના શૂરવીરો; ઘટનાઓ વગરનો ઇતિહાસ; એવો વિકાસ કે જેનું એકમાત્ર પ્રેરક બળ તારીખિયું હોય એમ લાગે છે, એકના એક તણાવો અને રાહતોના અવિરત પુનરાવર્તનથી પેદા થતો કંટાળો; સમયાંતરે જોર પકડીને પરાકાષ્ઠાએ પહોંચી જતી હોય એવી લાગતી પરંતુ તરત ઉગ્રતા ખોઈ બેસતી અને પોતાનો



ઉકેલ આણવા અશક્ત બનીને ઢળી પડતી વિષમતાઓ; મગરૂરીથી પ્રદર્શિત જહેમતો, અને જગતનો અંત આવી જવાના જોખમને લીધે કૂપમંડૂકિયો ત્રાસ, વળી સાથે સાથે જગતના એવા ઉદ્ધારકો તરફથી ખેલવામાં આવતા અત્યંત અધમ કાવાદાવા તથા દરબારી ફારસો કે જેમનું બનતું હોય તેમ બનવા દેવાનું વલણ આપણને કયામતના દિવસની યાદ ઓછી અપાવે છે પરંતુ ફ્રોંદની[77] યાદ વધુ અપાવે છે; એક જ વ્યક્તિની ખંધી જડતાને લીધે નકામી ગયેલી ફ્રાંસની સત્તાવાર સામૂહિક પ્રતિભા; સાર્વજનીન મતાધિકાર મારફત જેટલી વાર બને એટલી વાર પોતાનો અવાજ બુલંદ કરતી એવી રાષ્ટ્રીય સામૂહિક મંછા કે જે પોતાની સમુચિત અભિવ્યક્તિ લોકસમુદાયોનાં હિતોના કટ્ટર દુશ્મનો મારફત પામવાની કોશિશ કરતી રહે છે અને આખરે વિતંડીની સ્વેચ્છામાં પામે છે. ઇતિહાસનો કોઈ હિસ્સો ભૂખરા ઉપર ભૂખરો ચીતરવામાં આવ્યો હોય તો તે આ જ છે. માનવીઓ અને બનાવો અવળા પલટાવી નાખેલા શ્લેમીલો[78] જેવા, કાયાઓ ખોઈ બેઠેલા પડછાયાઓ જેવા, લાગે છે. ખુદ ક્રાંતિ પોતાના વાહકોને ચેતનહીન બનાવી દે છે અને માત્ર પોતાના દુશ્મનોને આવેશમય જોમ બક્ષે છે. પ્રતિક્રાંતિકારીઓ તરફથી વારંવાર આહ્વાન કરીને બોલાવવામાં આવતું "લાલ ભૂત" આખરે સામે આવે છે ત્યારે માથે અરાજકતાની ફ્રીજિયન ટોપી[79] પહેરીને નહિ પરંતુ વ્યવસ્થાનો ગણવેશ, રાતું પાટલૂન, પહેરીને સામે આવે છે.

આપણે જોયું છે કે બોનાપાર્તે ૧૮૪૮ના ડિસેંબરની ૨૦મી તારીખે, પોતાના રાજ્યારોહણના દિવસે, સ્થાપેલું પ્રધાનમંડળ વ્યવસ્થાની પાર્ટીનું હતું, તે વૈધતાવાદીઓ અને ઓર્લિયનપંથીઓની સરકાર હતી. એ બાર્રો-ફાલૂ સરકાર પ્રજાસત્તાકપંથીબંધારણ સભાના અસ્તિત્વની અવધિને લગભગ બળજોરીથી જ ટૂંકાવી નાખીને તેના અંત પછી ચાલુ રહી અને સુકાન હજી તેના હાથમાં જ રહ્યું. એકીકૃત રાજશાહીપંથીઓના જનરલ શાંગાર્નિયેએ પ્રથમ લશ્કરી ડિવિઝન અને પૅરિસના રાષ્ટ્રીય રક્ષક દળની સંયુક્ત સરદારી પોતાને હસ્તક ચાલુ રાખી. છેલ્લે, સામાન્ય ચૂંટણીના પરિણામે વ્યવસ્થાની પાર્ટીને રાષ્ટ્રીય સભામાં ભારે બહુમતી હાંસલ થઈ. તેમાં લૂઈ ફિલિપના પ્રતિનિધિઓ તથા ઉમરાવોને વૈધતાવાદીઓની પુનિત ટોળીનો ભેટો થઈ ગયો. વૈધતાવાદીઓ માટે તો રાષ્ટ્રના ઘણા મતો રાજકીય મંચના પ્રવેશપત્રોમાં રૂપાંતરિત થઈ ગયા હતા. બોનાપાર્તપંથી પ્રતિનિધિઓ બહુ ઓછા હોવાથી સ્વતંત્ર સંસદીય પાર્ટીની રચના કરી શકે એમ નહોતા. તેમની સ્થિતિ વ્યવસ્થાની પાર્ટીની ખાલી અનિષ્ટ પૂંછડી જેવી હતી. એ રીતે, સરકારી સત્તા, સેના, અને વિધાન સભા, ટૂંકમાં સમગ્ર રાજ્ય સત્તા,

વ્યવસ્થાની પાર્ટીના હાથમાં હતી; સામાન્ય ચૂંટણીએ તેના શાસનને જનતાની મંછાની અભિવ્યક્તિ જેવો દેખાવ આપ્યો, અને એકીસાથે આખા યુરોપ ખંડમાં પ્રતિક્રાંતિનો વિજય થયો, એટલે તે નૈતિક દૃષ્ટિએ વધારે પ્રબળ બની ગઈ.

અગાઉ કોઈ પણ પાર્ટીએ પોતાની ઝુંબેશની શરૂઆત તેનાથી વધારે સાધનસામગ્રીના આધારે અને વધારે સાનુકૂળ સંજોગોમાં કદી નહોતી કરી.

ખરાબે ચડી ગયેલા **વિશુદ્ધ પ્રજાસત્તાકપંથીઓ** જાણે ઓગળીને રાષ્ટ્રીય વિધાન સભામાં લગભગ પચાસ માણસોની ટોળકી બની રહ્યા. આફ્રિકી જનરલો કાવેન્યાક, લામોરીસિયેર, અને બેદો તેમને મોખરે હતા. પરંતુ મોટી વિરોધી પાર્ટીની રચના તો **મોંતાને** કરી. **સામાજિક-લોકશાહીવાદી** પાર્ટીએ પોતાનું સંસદીય નામ એવું રાખ્યું હતું. રાષ્ટ્રીય સભાના સાડા સાત સો મતોમાંથી બસો કરતાં વધારે મતો તેને હસ્તક હતા, એટલે તે, ઓછામાં ઓછું, વ્યવસ્થાની પાર્ટીનાં ત્રણ જૂથોમાંથી કોઈ પણ અલગ અલગ જૂથના જેટલી તાકાતવાન તો હતી જ. સમગ્ર રાજશાહીપંથી એકસંપીની સરખામણીમાં તેની સંખ્યામૂલક ઊતરતી સ્થિતિની ખોટ જાણે ખાસ સંજોગો પૂરી દેતા હતા. વિસ્તારોમાં ચૂંટણીએ માત્ર એટલું જ નહોતું બતાવ્યું કે ગામોની વસતિમાં તેની અસર સારી પેઠે વધી ગઈ હતી. પૅરિસમાં ચૂંટાયેલા લગભગ બધા સભ્યો તેની હરોળોના હતા. સેનાએ ત્રણ બિનસનદી અફસરોને ચૂંટીને પોતાની લોકશાહીવાદી નિષ્ઠાનો એકરાર કર્યો હતો, અને વ્યવસ્થાની પાર્ટીના કોઈ પણ પ્રતિનિધિની સરખામણીમાં સાવ નિરાળી રીતે મોંતાનના આગેવાન લેદ્રૂ-રોલેંને પાંચ વિસ્તારોના મતદારોએ ભેગા મળીને સંસદીય ઉમરાવપદનો ઊંચો દરજ્જો અપાવ્યો હતો. રાજશાહીપંથી-ઓના માંહોમાંહેના ઝઘડા અને વ્યવસ્થાની આખી પાર્ટીના બોનાપાર્ત જોડેના ઝઘડાને લક્ષમાં લેતાં, મોંતાન જૂથ ૧૮૪૯ના મે માસની ૨૮મી તારીખે સફળતાનાં તમામ તત્ત્વો જાણે હાથવેંતમાં ધરાવતું હતું. એક પખવાડિયા પછી તેણે માનમોભા સહિત બધું ગુમાવી દીધું હતું.

આપણે સંસદીય ઈતિહાસ આગળ ચલાવીએ તે પહેલાં, આપણી સમક્ષ ઉપસ્થિત યુગના સમગ્ર સ્વરૂપ વિશેની સામાન્ય ખોટી ધારણાઓથી બચવા માટે, અમુક વિચારો રજૂ કરવાનું જરૂરી છે. લોકશાહીવાદીઓની નજરે જોતાં, જે બાબત જોડે બંધારણ સભાનો ગાળો સંકળાયેલો હતો એ જ બાબત જોડે રાષ્ટ્રીય વિધાન સભાનો ગાળો સંકળાયેલો છે—પ્રજાસત્તાકપંથીઓ અને રાજશાહીપંથીઓ વચ્ચેના સાદા સંઘર્ષ જોડે. પરંતુ તેઓ ખુદ આંદોલનનો સાર એક જ સંકેતશબ્દમાં તારવે છે: "પ્રત્યાઘાત"—એવી રાત કે જેમાં બધી



બિલાડીઓ ભૂખરા રંગની જ દેખાય અને જે તેમને માટે રાતના ચોકીદારની ચીલાચાલુ વાતો ઝટપટ બોલી જવાનું શક્ય બનાવે છે. અને ખરેખર પહેલી નજરે જોતાં વ્યવસ્થાની પાર્ટીમાં જાતજાતનાં એવાં રાજશાહીવાદી જૂથોની ભુલભુલામણી જોવા મળે છે કે જે એકબીજાની વિરુદ્ધ કાવાદાવા કરતાં રહે છે—દરેક જૂથ રાજશાહીના પોતાના દાવેદારને ઊંચે ચડાવવાની અને વિરોધી જૂથના દાવેદારને બકાત રાખવાની કોશિશ કરે છે—એટલું જ નહિ પરંતુ "પ્રજાસત્તાક"ની ઉપર સહિયારી નફરત વરસાવવામાં તથા સહિયારા હલ્લા કરવામાં પાછાં એકસૂત્રે સંકળાઈ પણ જાય છે. એવા રાજશાહીપંથી કાવતરાના વિરોધમાં મોંતાન પોતાના પૂરતું "પ્રજાસત્તાક"નું પ્રતિનિધિ લાગે છે. વ્યવસ્થાની સાર્ટી અખબારો, સંગઠન, તથા એવી બીજી બાબતોની વિરુદ્ધ લક્ષ્યાંકિત એવા "પ્રત્યાઘાત"માં લગાતાર મશગૂલ રહેતી લાગે છે કે જે પ્રશિયાની સરખામણીમાં જરાય વધારે કે જરાય ઓછો નથી, અને જેને પ્રશિયાની જેમ જ નોકરશાહી, લશ્કર, તથા કાનૂનની અદાલતો તરફથી પાશવી પોલીસ દખલગીરીના રૂપમાં અમલમાં મૂકવામાં આવે છે. "મોંતાન" પણ પોતાના પૂરતું એવા હુમલાઓને મારી હઠાવવામાં એટલું જ લગાતાર મશગૂલ રહે છે, અને એ રીતે, દોઢ સદીથી દરેક કહેવાતી જનતાની પાર્ટી વધારે કે ઓછા પ્રમાણમાં કરતી રહી છે તેમ, "માનવીના સનાતન અધિકારો"નો બચાવ કરતું રહે છે. પરંતુ પરિસ્થિતિનું તથા પાર્ટીઓનું વધારે બારીક પરીક્ષણ કરવામાં આવે તો **વર્ગસંઘર્ષને** તથા આ ગાળાનાં વિશિષ્ટ રૂપલક્ષણોને ઢાંકી દેતો ઉપરછલ્લો દેખાવ અલોપ થઈ જાય છે.

અમે જણાવી ચૂક્યા છીએ કે વૈધતાવાદીઓ અને ઓર્લિયનપંથીઓ વ્યવસ્થાની પાર્ટીનાં બે મોટાં જૂથો બની રહેલા હતા. એ જૂથોને પોતપોતાના દાવેદારો સાથે સજ્જડ બાંધી રાખતી અને એકબીજાથી અલગ રાખતી બાબત શું લિલી ફૂલ[80] અને ત્રિરંગી સિવાય, બૂર્બોન પરિવાર અને ઓર્લિયન પરિવાર સિવાય, રાજશાહીપંથની જુદી જુદી રંગછાયાઓ સિવાય, બીજી કશી નહોતી? તેમાં શું રાજશાહીપંથની નિષ્ઠાનો એકરાર કોઈ રીતે હતો? બૂર્બોન પરિવારના રાજમાં **મોટી જમીનદારી-મિલકતનું** અને તેના પાદરીઓ તથા ખાંધિયાઓનું શાસન હતું, ઓર્લિયન પરિવારના રાજમાં જબ્બર નાણાકીય સામર્થ્યનું, મોટા પાયાના ઉદ્યોગનું, મોટા પાયાના વ્યાપારનું, એટલે કે મૂડીનું, અને વકીલો, પ્રોફેસરો, તથા મધઝરતા વાણીશૂરાઓના તેના રસાલાનું શાસન હતું. વૈધ રાજશાહીમાં ધરતીના સ્વામીઓના વારસાગત શાસનની ખાલી રાજકીય

અભિવ્યક્તિ જ હતી, અને જુલાઈની રાજશાહીમાં મૂડીવાદી નવા તાલેવરો તરફથી પચાવી પાડવામાં આવેલા શાસનની ખાલી રાજકીય અભિવ્યક્તિ જ હતી. એટલે, એ બે જૂથોને અલગ અલગ રાખનારી બાબત કશા કહેવાતા સિદ્ધાંતોની નહિ પરંતુ તેમના અસ્તિત્વના ભૌતિક સંજોગોની હતી, બે જુદી જુદી જાતની મિલકતની હતી, શહેર અને ગામ વચ્ચેના પુરાણા તફાવતની હતી, મૂડી અને જમીનદારી-મિલકત વચ્ચેની રસાકસીની હતી. સાથે સાથે તેઓ પુરાણી યાદો, અંગત અદાવતો, બીક અને આશાઓ, પૂર્વગ્રહો અને ભ્રમો, હમદર્દીઓ અને અણગમાઓ, પ્રતીતિઓ, નિષ્ઠાની બાબતો, અને સિદ્ધાંતોના આધારે એક અથવા બીજા રજવાડી પરિવાર જોડે બંધાયેલાં હતાં, તેનો ઇનકાર કોણ કરે છે? મિલકતનાં વિવિધ રૂપોના આધારે, અસ્તિત્વના સામાજિક સંજોગોના આધારે, ઘડાયેલી વિવિધ અને વિશિષ્ટ લાગણીઓ, ભ્રમો, ચિંતનરીતિઓ, તથા જીવન સંબંધી વિચારોનું આખું ઉપલું માળખું ખડું થઈ જતું હોય છે. આખો વર્ગ પોતાના ભૌતિક પાયાઓમાંથી તથા તદનુરૂપ સામાજિક સંબંધોમાંથી તેમનું સર્જન અને ઘડતર કરે છે. તેમને પરંપરા તથા ઉછેરમાંથી મેળવતી એકલ અલગ વ્યક્તિ કદાચ ધારી લે કે તેઓ જ પોતાની પ્રવૃત્તિના ખરા કારક હેતુઓ તથા આરંભબિંદુ અંકિત કરે છે. ઓર્લિયનપંથીઓ તથા વૈધતાવાદીઓએ, દરેક જૂથે, પોતાની અંદર તથા બીજા જૂથની અંદર એવો ખ્યાલ ઠસાડી દેવાની કોશિશ કરી કે તેમના બે રજવાડી પરિવારો તરફની વફાદારી તેમને એકબીજાથી અળગા રાખે છે, પરંતુ આગળ જતાં હકીકતોએ સાબિત કરી દીધું કે વાસ્તવમાં તેમનાં વિભાજિત હિતો જ બે રજવાડી પરિવારોને એકતા સાધી લેતાં અટકાવતાં હતાં. માણસ પોતાને વિશે શું ધારતો તથા કહેતો હોય છે અને વાસ્તવમાં કેવો હોય છે તથા શું કરતો હોય છે, તેની વચ્ચેનો ભેદ અંગત જીવનમાં સૌ તારવી લેતાં હોય છે, એવી જ રીતે ઐતિહાસિક સંઘર્ષોમાં પણ પાર્ટીઓનાં કથનો તથા તરંગો અને તેમના ખરા રચનાતંત્ર તથા ખરાં હિતો વચ્ચેનો, તેમની પોતાને વિશેની ધારણાઓ અને તેમની વાસ્તવિકતા વચ્ચેનો, ભેદ એથીયે વધારે ચોકસાઈથી સૌએ તારવી લેવો જોઈએ. ઓર્લિયનપંથીઓ અને વૈધતાવાદીઓ એકસરખા દાવા લઈને પ્રજાસત્તાકમાં જોડાજોડ મોજૂદ હતા. દરેક પક્ષ બીજાના રજવાડી પરિવારની વિરુદ્ધ **પોતાના** રજવાડી પરિવારની **પુનઃસ્થાપના** કરવા માગતો હતો, અને એ હકીકતનો અર્થ કેવળ એટલો જ હતો કે મૂડીદાર **વર્ગ જે બે મોટાં વિભાજનોમાં** — જમીનદારી-મિલકત અને મૂડીમાં — વહેંચાઈ ગયો હતો તેમાંથી



દરેક ખુદ પોતાની સર્વોપરિતા અને બીજાની પરાધીનતા ફરી સ્થાપવાની કોશિશ કરતું હતું. અમે મૂડીદાર વર્ગનાં બે વિભાજનોનો ઉલ્લેખ કર્યો છે કારણ કે મોટી જમીનદારી-મિલકત, તેની સામંતી નખરાંબાજી તથા જાતિ સંબંધી અભિમાન છતાં, આધુનિક સમાજના વિકાસના પરિણામે તદ્દન મૂડીવાદી બની ગયેલી છે. એ રીતે ઇંગ્લૅંડમાં ટોરીઓ[81] લાંબા સમય સુધી એવી ધારણામાં રાચતા રહ્યા કે પોતે રાજશાહી, ચર્ચ, તથા પુરાણા અંગ્રેજ બંધારણની સુંદરતાઓના સંબંધમાં બહુ ઉત્સાહ ધરાવે છે, પરંતુ આખરે જોખમનો દિવસ આવી પહોંચ્યો અને તેણે તેમની પાસેથી એકરાર કઢાવી લીધો કે પોતે તો કેવળ **સાંથ** પૂરતો જ ઉત્સાહ ધરાવે છે.

એકીકૃત રાજશાહીપંથીઓ અખબારોમાં, એમ્સમાં, ક્લેરમોન્તમાં[82], સંસદની બહાર, એકબીજાની વિરુદ્ધ કાવાદાવા કરતા રહ્યા, પડદા પાછળ તેઓ ફરી પોતપોતાના ઓર્લિયનપંથી તથા વૈધતાવાદી લેબાસ પહેરી લઈને વળી પાછા પુરાણું ક્રીડાયુદ્ધ લડવા લાગ્યા. પરંતુ જાહેર મંચ પર, તેમની રાજ્યની ભવ્ય ભૂમિકાઓમાં, મોટી સંસદીય પાર્ટી તરીકે, તેમણે પોતપોતાનાં રજવાડી પરિવારોને ખાલી સલામ કરીને પડતાં મૂકી દીધાં અને રાજશાહીની પુનઃસ્થાપનાને અનંત કાળ સુધી મોકૂફ કરી દીધો. તેઓ પોતાનો ખરો કારોબાર **વ્યવસ્થાની પાર્ટી** તરીકે, એટલે કે **રાજકીય** નહિ પરંતુ **સામાજિક** નામ હેઠળ, રાજકુમારીઓની વહારે દોડી જનારા શૂરવીરો તરીકે નહિ પરંતુ મૂડીવાદી વિશ્વ-પદ્ધતિના પ્રતિનિધિઓ તરીકે, પ્રજાસત્તાકપંથીઓની વિરુદ્ધ રાજશાહીપંથીઓ તરીકે નહિ પરંતુ બીજા વર્ગોની વિરુદ્ધ મૂડીદાર વર્ગ તરીકે, ચલાવે છે. અને તેમણે સમાજના બીજા વર્ગો ઉપર અગાઉ પુનઃસ્થાપનામાં કે જુલાઈની રાજશાહીમાં જેટલું વર્ચસ્વ જમાવ્યું હતું તેનાથી વધારે નિરંકુશ અને વધારે કડક વર્ચસ્વ વ્યવસ્થાની પાર્ટી તરીકે જમાવી દીધું. એવું વર્ચસ્વ સામાન્ય રીતે કેવળ સંસદીય પ્રજાસત્તાકના રૂપમાં જ શક્ય હતું કારણ કે ફ્રેંચ મૂડીદાર વર્ગનાં બે મોટાં વિભાજનો માત્ર એ રૂપમાં જ એકતા સાધી શકે અને વિશેષાધિકારી જૂથના શાસનને બદલે પોતાના વર્ગના શાસનને અમલી બનાવી શકે એમ હતાં. તેમ છતાં તેમણે વ્યવસ્થાની પાર્ટી તરીકે પ્રજાસત્તાકનું અપમાન પણ કર્યું અને તેની તરફ પોતાની ધૃણા જાહેર કરી પરંતુ તેમાં ખાલી રાજશાહીપંથી યાદો જ કારણભૂત નહોતી. તેમણે સહજવૃત્તિથી સમજી લીધું કે પ્રજાસત્તાક ખરેખર તેમના રાજકીય શાસનને પરિપૂર્ણ બનાવે છે, પરંતુ સાથે સાથે એ શાસનના સામાજિક આધારને નબળો બનાવી દે છે કારણ કે હવે તેઓ તાજ તરફથી મળતી આડશ વગર જ, પોતાના

માંહોમાંહેના તથા રાજશાહી સામેના ગૌણ સંઘર્ષો મારફત રાષ્ટ્રીય ઉત્સુકતાને જુદી દિશામાં વાળી દેવાની શક્યતા વગર જ, પરાધીન વર્ગોનો મુકાબલો કરવાની તથા તેમની સામે લડવાની દશામાં આવી પડે છે. તેઓ પોતાના વર્ગના શાસનના નિર્ભેળ સંજોગોથી ભડકી ગયા અને એ શાસનનાં અગાઉનાં અધિક અપૂર્ણ, અધિક અવિકસિત, અને ચોક્કસ એ કારણે જ ઓછાં જોખમી રૂપોને ઝંખવા લાગ્યા, તેમાં કમજોરીની લાગણી કારણભૂત હતી. બીજી તરફ, એકીકૃત રાજશાહીપંથીઓને સામે ઉપસ્થિત દાવેદારની સાથે, બોનાપાર્તની સાથે, ટક્કર થાય, પોતાની સંસદીય સર્વશક્તિમત્તા કાર્યવાહક સત્તા તરફથી જોખમાતી લાગે અને એટલે પોતાના શાસનની રાજકીય મહોર રજૂ કરવી પડે, એવી દરેક વેળાએ તેઓ, ઓર્લિયનપંથી થિયેરથી લઈને વૈધતાવાદી બેર્યે સુધી સૌ, **રાજશાહીપંથીઓ** તરીકે નહિ પરંતુ **પ્રજાસત્તાકપંથીઓ** તરીકે આગળ આવે છે, થિયેર રાષ્ટ્રીય સભાને ચેતવણી આપે છે કે પ્રજાસત્તાક અમને સાવ ઓછા વિભાજિત કરે છે, અને ત્રિરંગી રૂમાલમાં લપેટાયેલો બેર્યે ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખે દસમા વિસ્તારના નગર ભવન સામે એકઠા થયેલા લોકોને નેતાની જેમ પ્રજાસત્તાકના **નામે** ભાષણ આપે છે. ખરેખર, ઉપહાસ કરતો પડઘો પાછો તેની તરફ ગુંજી ઊઠે છે: પાંચમો હેનરી! પાંચમો હેનરી!

મૂડીદાર વર્ગની એકસંપીની સામે નિમ્ન-મૂડીવાદીઓ અને કામદારોની એકસંપી **સામાજિક-લોકશાહીવાદી** નામ ધરાવતી પાર્ટીમાં સધાઈ હતી. નિમ્ન-મૂડીવાદીઓએ જોયું કે ૧૮૪૮ના જૂનના દિવસો પછી તેમને બહુ ખરાબ બદલો મળ્યો હતો, તેમનાં ભૌતિક હિતો જોખમાઈ ગયાં હતાં, અને તેમનાં હિતોને સલામત રાખનારી લોકશાહીવાદી ગૅરંટીઓને પ્રતિક્રાંતિએ પડકારી હતી. એટલે તેઓ કામદારોની નજીક ખેંચાઈ ગયા. બીજી તરફ, મૂડીવાદી પ્રજાસત્તાક-પંથીઓની સરમુખત્યારી દરમિયાન બાજુએ ફેંકાઈ ગયેલા તેમના સંસદીય પ્રતિનિધિ—**મોંતાન** જૂથે પોતાની ઓસરી ગયેલી લોકપ્રિયતા બંધારણ સભાના જીવનકાળના ઉત્તરાર્ધમાં બોનાપાર્ત તથા રાજશાહીપંથી પ્રધાનો સામેના સંઘર્ષ મારફત પાછી હાંસલ કરી લીધી હતી. તેણે સમાજવાદી આગેવાનો જોડે એકસંપી સાધી લીધી હતી. ૧૮૪૯ના ફેબ્રુઆરીમાં એ સુમેળ ભોજન સમારંભોમાં ઊજવવામાં આવ્યો હતો. સંયુક્ત કાર્યક્રમ ઘડી કાઢવામાં આવ્યો હતો, સંયુક્ત સમિતિઓ રચવામાં આવી હતી, અને સંયુક્ત ઉમેદવારો ખડા કરવામાં આવ્યા હતા. સર્વહારા વર્ગની સામાજિક માંગોમાંથી ક્રાંતિકારી અણી બટકાવી નાખવામાં આવી હતી અને તેમને સામાજિક-લોકશાહીવાદી વળાંક આપવામાં આવ્યો હતો,



નિમ્ન-મૂડીવાદીઓના લોકશાહીવાદી દાવાઓમાંથી વિશુદ્ધ રાજકીય રૂપ કાઢી નાખવામાં આવ્યું હતું અને તેમની સમાજવાદી અણીને આગળ ધરવામાં આવી હતી. **સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનો** ઉદય એવી રીતે થયો. એવા જોડાણના પરિણામે અસ્તિત્વમાં આવેલા નવા **મોંતાન જૂથમાં** કામદાર વર્ગના કેટલાક ફાલતુ માણસો તથા સંકુચિત વલણ ધરાવતા કેટલાક સમાજવાદીઓ સિવાય તો પુરાણા મોંતાન જૂથ જેવાં જ તત્ત્વો સામેલ હતાં, ફરક માત્ર એટલો જ હતો કે સંખ્યામાં વધારો થયો હતો. પરંતુ વિકાસના ક્રમ દરમિયાન, જે વર્ગનું તે પ્રતિનિધિત્વ કરતું હતું તેની સાથે સાથે, તેનામાં પરિવર્તન થયું હતું. સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના વિશિષ્ટ સ્વરૂપનો સાર એ હકીકતમાં છે કે લોકશાહીવાદી-પ્રજાસત્તાકપંથી સંસ્થાઓ બે અંતિમતાઓને, મૂડી અને મજૂરીને, નાબૂદ કરી નાખવાના નહિ પરંતુ તેમની વચ્ચેની વિષમતાને નબળી પાડી દેવાના તથા સુમેળમાં પલટાવી નાખવાના સાધન તરીકે માગવામાં આવે છે. એ લક્ષ્ય સિદ્ધ કરવા માટે ભલે ગમે એટલા નિરનિરાળા ઉપાયો સૂચવવામાં આવે, વધારે કે ઓછા ક્રાંતિકારી ખ્યાલો વડે તેની ભલે ગમે એટલી સજાવટ કરવામાં આવે, તોપણ અંતસ્તત્ત્વ તો એકનું એક જ રહે છે. એ અંતસ્તત્ત્વ લોકશાહીવાદી રીતે સમાજનું રૂપાંતર, પરંતુ નિમ્ન-મૂડીવાદી વર્ગની અંદર અંદરનું જ રૂપાંતર, સાધવાનું છે. એવો સંકુચિત ખ્યાલ કોઈ રીતે ન બાંધી લેવો જોઈએ કે નિમ્ન-મૂડીવાદી વર્ગ સિદ્ધાંતની દૃષ્ટિએ પોતાનું સ્વાર્થપરાયણ વર્ગીય હિત સાધી લેવા માગે છે. એથી ઊલટું, તેઓ માને છે કે જેના માળખાની અંદર જ આધુનિક સમાજને ઉગારી શકાય અને વર્ગસંઘર્ષને ટાળી શકાય એવા **સામાન્ય** સંજોગો જ તેમની મુક્તિના **ખાસ** સંજોગો બની રહે છે. એ જ રીતે, એવી ધારણા પણ ન કરી લેવી જોઈએ કે લોકશાહીવાદી પ્રતિનિધિઓ બધા ખરેખર દુકાનદારો અથવા દુકાનદારોના ઉત્સાહી સમર્થકો જ હોય છે. શિક્ષણ અને વ્યક્તિગત સ્થિતિની દૃષ્ટિએ તેમની વચ્ચે આભ અને જમીન વચ્ચેના અંતર જેટલું અંતર હોઈ શકે છે. તેમને નિમ્ન-મૂડીવાદી વર્ગના પ્રતિનિધિઓ બનાવનારી હકીકત એ છે કે નિમ્ન-મૂડીવાદી વર્ગ જીવનમાં જે મર્યાદાઓને પાર નથી કરી શકતો એ જ મર્યાદાઓને તેમનાં મન પાર નથી કરી શકતાં, એટલે, સૈદ્ધાંતિક દૃષ્ટિએ, નિમ્ન-મૂડીવાદી વર્ગને ભૌતિક હિત અને સામાજિક સ્થિતિ જે સમસ્યાઓ તથા ઉકેલો તરફ ધકેલે છે એ જ સમસ્યાઓ તથા ઉકેલો તરફ તેઓ ધકેલાય છે. સામાન્ય રીતે વર્ગના **રાજકીય** તથા **સાહિત્યિક પ્રતિનિધિઓ** અને જેનું પ્રતિનિધિત્વ તેઓ કરતા હોય એ વર્ગ વચ્ચેનો સંબંધ એવો હોય છે.

પૃથક્કરણ થઈ ગયા પછી સ્પષ્ટ છે કે મોંતાન જૂથ પ્રજાસત્તાક તથા કહેવાતા માનવીના અધિકારો ખાતર વ્યવસ્થાની પાર્ટી સામે સતત લડત ચલાવતું રહે ત્યારે તેનું અંતિમ લક્ષ્ય પ્રજાસત્તાકમાં કે માનવીના અધિકારોમાં અંકિત નથી હોતું , જેવી રીતે કોઈ લશ્કરના હથિયારો ઉતરાવી લેવાં હોય પરંતુ તે પોતાનાં હથિયારો કબજામાં રાખવા માટે પ્રતિકાર કરે અને મેદાનમાં આવી જાય ત્યારે તેનું અંતિમ લક્ષ્ય હથિયારો કબજામાં રાખવા પૂરતું સીમિત નથી હોતું એવી જ રીતે.

રાષ્ટ્રીય સભાનું અધિવેશન ભરાયું કે તરત વ્યવસ્થાની પાર્ટીએ મોંતાન જૂથને ઉશ્કેર્યું. મૂડીદાર વર્ગને જેવી રીતે એક વરસ પહેલાં ક્રાંતિકારી સર્વહારા વર્ગનો મામલો પતાવી નાખવાની આવશ્યકતા સમજાઈ ગઈ હતી એવી જ રીતે હવે લોકશાહીવાદી નિમ્ન-મૂડીવાદીઓનો કાંટો કાઢી નાખવાની આવશ્યક્તા સમજાઈ ગઈ. પરંતુ હરીફની પરિસ્થિતિ નિરાળી હતી. સર્વહારા વર્ગીય પાર્ટીની તાકાત રસ્તાઓ પર હતી, પરંતુ નિમ્ન-મૂડીવાદીઓની તાકાત તો ખુદ રાષ્ટ્રીય સભામાં જ હતી. એટલે સવાલ તેમને રસ્તાઓ પર નીકળી આવવા લલચાવવાનો અને સમય તથા સંજોગો તેમની સંસદીય તાકાતને મક્કમ બનાવી દે તે પહેલાં ખુદ તેમના હાથે તેને ખતમ કરી નખાવવાનો હતો. મોંતાન જૂથ સડસડાટ ધસતું ફાસલામાં સપડાઈ ગયું.

ફ્રેંચ લશ્કર તરફથી રોમની ઉપર તોપમારાની ઘટનાને તેની સામે પ્રલોભન તરીકે ફેંકવામાં આવી. એ ઘટનાથી બંધારણની પાંચમી કલમનો ભંગ થયો હતો કારણ કે તેમાં ફ્રેંચ પ્રજાસત્તાકને બીજી કોઈ પ્રજાની આઝાદીની વિરુદ્ધ પોતાનાં લશ્કરી દળોનો ઉપયોગ કરવાની મનાઈ કરવામાં આવી છે. એ ઉપરાંત, ૫૪મી કલમમાં રાષ્ટ્રીય સભાની મંજૂરી વગર કાર્યવાહક સત્તા તરફથી કોઈ જાતની યુદ્ધની જાહેરાતની મનાઈ કરવામાં આવી છે, અને બંધારણ સભાએ મે માસની આઠમી તારીખના ઠરાવમાં રોમ ઉપર ચડાઈ વિશે નામંજૂરી જાહેર કરી હતી. તેના આધારે લેદ્રૂ-રોલેંએ બોનાપાર્ત અને તેના પ્રધાનોને દોષિત ઠરાવતા આરોપનામાનું બિલ ૧૮૪૯ના જૂન માસની અગિયારમી તારીખે રજૂ કર્યું. થિયેરના એકદમ ડંખીલા બોલથી ખીજે ભરાઈને તેણે પોતાને એટલી હદે લાગણીવશ બની જવા દીધો કે ગમે તે રીતે, હાથમાં હથિયાર લઈને પણ, બંધારણની રક્ષા કરવાની ધમકી આપી. આખા મોંતાન જૂથે પૂરી એકમતીથી તેની હાકલને દોહરાવી. રાષ્ટ્રીય સભાએ જૂનની ૧૨મી તારીખે આરોપનામાના બિલને નકારી કાઢ્યું, અને મોંતાન જૂથ સંસદમાંથી બહાર નીકળી ગયું. જૂનની ૧૩મી તારીખની ઘટનાઓ તો જાણીતી છે: મોંતાનના એક હિસ્સાએ ઘોષણાપત્ર



પ્રગટ કરીને બોનાપાર્ત અને તેના પ્રધાનોને "બંધારણની બહાર" જાહેર કરી દીધા; રાષ્ટ્રીય રક્ષક દળના લોકશાહીવાદી સભ્યોએ સરઘસ કાઢ્યું, પરંતુ તેઓ હથિયાર વગરના હતા અને શાંગાર્નિયેના સૈન્યનો સામનો કરવાની સ્થિતિ ઊભી થઈ ત્યારે વિખેરાઈ ગયા, વગેરે. મોંતાનના એક હિસ્સાના માણસો પરદેશ ભાગી ગયા, બીજા એક હિસ્સાના માણસોને બૂર્જે ખાતે હાઈકોર્ટમાં પેશ કરી દેવામાં આવ્યા, અને બાકીનાને સંસદીય નિયમ મુજબ નિશાળના બાળકોની જેમ રાષ્ટ્રીય સભાના અધ્યક્ષની દેખરેખ હેઠળ મૂકવામાં આવ્યા. પૅરિસમાં ફરી વાર ઘેરાની હાલત જાહેર કરવામાં આવી, અને રાષ્ટ્રીય રક્ષક દળના લોકશાહીવાદી હિસ્સાનું વિસર્જન કરી નાખવામાં આવ્યું. એ રીતે, સંસદમાં મોંતાનની અસરને અને પૅરિસમાં નિમ્ન-મૂડીવાદીઓની તાકાતને ખતમ કરી નાખવામાં આવી.

જૂનની ૧૩મી તારીખે જ્યાંથી કામદારોના ખૂનખાર વિદ્રોહનો સંકેત કરવામાં આવ્યો હતો એ લિયોનમાં તથા આસપાસના પાંચ વિસ્તારોમાં પણ એવી જ રીતે ઘેરાની હાલત જાહેર કરવામાં આવી, અને તે આજની ઘડી સુધી ચાલુ છે.

મોંતાનના મોટા ભાગના સભ્યોએ તેની મોખરાની હરોળના ઘોષણાપત્રને ટેકો આપવાનો ઇનકાર કરીને તેને નિરાધાર દશામાં પડતી મૂકી દીધી હતી. અખબારો પણ પલાયન થઈ ગયાં હતાં, માત્ર બે સામયિકોએ ઘોષણાપત્ર છાપવાની હિંમત કરી હતી. નિમ્ન-મૂડીવાદીઓએ એ હકીકતમાં પોતાના પ્રતિનિધિઓને છેહ દીધો કે રાષ્ટ્રીય રક્ષક દળના સભ્યો કાં તો અળગા જ રહ્યા અથવા જ્યાં આગળ આવ્યા ત્યાં તેમણે નાકાબંધીઓ ખડી કરવામાં આડખીલીઓ પેદા કરી. પ્રતિનિધિઓએ એ હકીકતમાં નિમ્ન-મૂડીવાદીઓને છેહ દીધો કે સેનામાંના કહેવાતા સંગાથીઓ ક્યાંય દેખાયા જ નહિ. છેલ્લે, લોકશાહીવાદી પાર્ટીએ સર્વહારા વર્ગમાંથી વધારાની તાકાત હાંસલ કરવાને બદલે પોતાની કમજોરીનો ચેપ તેને લગાડી દીધો, અને લોકશાહીવાદીઓનાં મહાન કૃત્યોની બાબતમાં હંમેશાં બનતું હોય છે એવી રીતે તેમને પોતાના "લોકો" ઉપર પલાયનગીરીનો આક્ષેપ મૂકી શકવાનો સંતોષ મળ્યો, અને લોકોએ પોતાને બેવકૂફ બનાવવાનો આક્ષેપ આગેવાનો ઉપર મૂકી શકવાનો સંતોષ માણ્યો.

કોઈ પણ કદમની જાહેરાત મોંતાનની આગામી ઝુંબેશના કરતાં વધારે જોરશોરથી ભાગ્યે જ થઈ હશે, કોઈ પણ ઘટનાની ઘોષણા લોકશાહીવાદના અનિવાર્ય વિજયના કરતાં વધારે ખાતરીથી અથવા વધારે આગોતરી ભાગ્યે જ

થઈ હશે. એકદમ ખાતરીની વાત છે કે જેના સૂર રેલાતાં જ જેરિકોની[83] દીવાલો ભાંગી પડેલી એવી તૂરીઓમાં લોકશાહીવાદીઓને ભારે નિષ્ઠા છે. તેઓ જેટલી વાર આપખુદશાહીના દૂર્ગની સામે ખડા રહે છે એટલી વાર એવા ચમત્કારની નકલની કોશિશ કરે છે. મોંતાનને સંસદમાં ફતેહ હાંસલ કરવી હતી તો તેણે હથિયારો હાથમાં લેવાની હાકલ નહોતી કરવી જોઈતી. તેણે સંસદમાં હથિયારો હાથમાં લેવાની હાકલ કરી ત્યાર પછી રસ્તાઓ પર સંસદીય રીતનું વર્તન નહોતું કરવું જોઈતું. શાંતિમય દેખાવ ગંભીરતાથી કરવામાં આવ્યો હોય તો તેનો સામનો જંગની જેમ જ થાય એટલી ધારણા પહેલેથી ન કરી લેવામાં મૂર્ખતા જ હતી. જો ખરો સંઘર્ષ લડવાનો આશય હોય તો તેને માટે જરૂરી હથિયારો હેઠાં મૂકી દેવાનો ખ્યાલ તો બેઢંગો જ ગણાય. પરંતુ નિમ્ન-મૂડીવાદીઓ તથા તેમના લોકશાહીવાદી પ્રતિનિધિઓની ક્રાંતિકારી ધમકીઓ તો દુશ્મનને ડરાવવાની ખાલી કોશિશો જ હતી. તેઓ બંધ ગલીમાં સપડાઈ ગયા છે અને પોતાની ધમકીઓને અમલમાં મૂકવાનું આવશ્યક બનાવી દે એટલી હદે બંધાઈ ગયા છે, ત્યારે એટલી સંદિગ્ધ રીતે એમ કરે છે કે જેમાં સૌથી વધારે તો લક્ષ્યની સિદ્ધિના ઉપાયને ટાળવામાં આવે છે અને ઢળી પડવાનાં બહાનાં ગોતી કાઢવાની કોશિશો કરવામાં આવે છે. મુકાબલાની જાહેરાત કરતો જોરદાર પડકાર સંઘર્ષ શરૂ કરવાની વેળા આવે કે તરત દહેશત છલકાતા ઘુરકાટમાં શમી જાય છે, અદાકારો ગંભીર વલણ લેવાનું બંધ કરી દે છે, અને ફોડી નાખવામાં આવતા પરપોટાની જેમ આખું કદમ તદ્દન ભાંગી પડે છે.

કોઈ પણ પાર્ટી પોતાની રીતોની બાબતમાં લોકશાહીવાદી પાર્ટીના કરતાં વધારે અતિશયોક્તિ નથી કરતી, પરિસ્થિતિના સંબંધમાં પોતાને વધારે આછકલાઈથી ભ્રમમાં નથી નાખી દેતી. સેનાના એક હિસ્સાએ મોંતાનની તરફેણમાં મત આપેલા એટલે તેને ખાતરી લાગી કે સેના તેને ખાતર વિદ્રોહ કરશે. અને કેવી બાબતમાં? એવી બાબતમાં કે સિપાહીઓની દૃષ્ટિએ જેનો અર્થ બીજો કશો નહિ પરંતુ માત્ર આટલો જ હતો—ક્રાંતિપંથીઓ ફ્રેંચ સિપાહીઓની વિરુદ્ધ રોમન સિપાહીઓની તરફેણ કરતા હતા. બીજી તરફ, ૧૮૪૮ના જૂનની યાદો હજી વધારે પડતી તાજી હતી, રાષ્ટ્રીય રક્ષક દળ તરફ સર્વહારા વર્ગના ઊંડા અણગમા સિવાય અને લોકશાહીવાદી આગેવાનો તરફ ગુપ્ત મંડળોના મોવડીઓના સર્વાંગી અવિશ્વાસ સિવાય બીજુ કંઈ શક્ય બનાવે એમ નહોતી. એ મતભેદોના નિવારણ માટે જરૂરી હતું કે મોટાં સહિયારાં હિતો દાવમાં મુકાયાં હોય. બંધારણની એક અમૂર્ત કલમનો ભંગ એવાં હિતોનું સ્થાન



ન જ લઈ શકે. લોકશાહીવાદીઓનાં પોતાનાં ખાતરીબંધ કદમો મુજબ, બંધારણનો ભંગ વારંવાર નહોતો થઈ ચૂક્યો? વધારેમાં વધારે લોકપ્રિય સામયિકોએ તેને પ્રતિક્રાંતિકારી થીગડથાગડ તરીકે ધુતકારી નહોતું કાઢ્યું? પરંતુ લોકશાહીવાદી તો નિમ્ન-મૂડીવાદી વર્ગનું, એટલે કે જેમાં બે વર્ગોનાં હિતો એકીવેળાએ એકબીજાને રૂંધી નાખતાં હોય છે એવા **સંક્રમણ** વર્ગનું, પ્રતિનિધિત્વ કરતો હોવાથી પોતાને સામાન્ય વર્ગીય વિષમતાથી ઊંચી કક્ષાએ પહોંચી ગયેલો ધારી લે છે. લોકશાહીવાદીઓ કબૂલ કરી લે છે કે એક વિશેષાધિકારી વર્ગ સામો ખડો છે, પરંતુ તેઓ તો રાષ્ટ્રના બાકીના બધા હિસ્સાઓ ભેગા **જનતા** બની રહેતા હોય છે. તેઓ જેનું પ્રતિનિધિત્વ કરતા હોય તે **જનતાના અધિકારો** હોય છે, જે તેમનાં હિતો હોય તે **જનતાનાં** હિતો હોય છે. એટલે, સંઘર્ષની વેળા આવી રહી હોય ત્યારે તેમને માટે વિવિધ વર્ગોનાં હિતો અને સ્થિતિનું પરીક્ષણ જરૂરી નથી રહેતું. તેમને માટે પોતાની સાધનસામગ્રીની એકદમ ટીકાત્મક મુલવણી જરૂરી નથી રહેતી. તેમને માટે તો ખાલી સંકેત કરવાનું જ બાકી રહે છે, સંકેત થાય એટલે અખૂટ સાધનસામગ્રી ધરાવતી **જનતા** તરત **જુલમગારોની** ઉપર તૂટી પડવાની. પરંતુ વાસ્તવિક ખેલમાં તેમનાં હિતો ઉત્સુકતા ન પ્રેરે એવાં, અને તેમનું કૌવત નાકૌવત, સાબિત થઈ જાય ત્યારે કાં તો **અવિભાજ્ય જનતાને** જુદી જુદી અદાવતી છાવણીઓમાં વિભાજિત કરી નાખનારા ઝેરીલા વિતંડાવાદીઓ કસૂરવાર હોય છે, અથવા સેના બેહદ પાશવી અને આંધળી બની ગયેલી હોવાથી સમજતી નથી કે લોકશાહીવાદનાં વિશુદ્ધ લક્ષ્યો તેને માટે પણ સર્વોત્તમ બાબત બની રહે છે, અથવા આખો મામલો અમલમાં કોઈ વિગતને લીધે ખરાબે ચડી ગયેલો હોય છે, અથવા અણધાર્યા અકસ્માતને લીધે આ વખતે ખેલ બગડી ગયેલો હોય છે. ગમે તેમ પણ લોકશાહીવાદી તો અત્યંત નામોશીભર્યા પરાજયમાંથી, લડાઈ પૂર્વે હતો એવો જ નિષ્કલંક અને નિર્દોષ, બહાર આવી જાય છે, અને તેને નવી પ્રતીતિ હાંસલ થઈ ગઈ હોય છે કે પોતે ચોક્કસ વિજયી બનવાનો જ છે, તે બિલકુલ નથી માનતો કે તેણે અને તેની પાર્ટીએ પુરાણા દૃષ્ટિબિંદુને તજી દેવું જોઈએ, એથી ઊલટું, તેની માન્યતા એવી હોય છે કે તેને માફક આવે એવા સંજોગો પાકવા જોઈએ.

એટલે, ભલે પાંખું પડી ગયેલું તથા ભાંગી પડેલું અને નવા સંસદીય નિયમના આધારે હીણપતનો ભોગ બનાવી દેવામાં આવેલું મોંતાન જૂથ ખાસ દુખી થઈ ગયું હોય એમ ધારી લેવાની જરૂર નથી. જૂનની ૧૩મી તારીખે તેના

આગેવાનોને હઠાવી દેવામાં આવ્યા એ ખરું, પરંતુ બીજી તરફ તેના પરિણામે ઓછી શક્તિઓ ધરાવતા માણસો માટે માર્ગ મોકળો થઈ ગયો, અને તેઓ એ નવાં સ્થાનો મળવાથી ફુલાઈ ગયા. સંસદની અંદર તેમની નાકૌવતી વિશે કશી શંકા ન રહી એ ખરું, પરંતુ હવે તેમને પોતાનાં કદમોને નૈતિક રોષના ઊભરા અને ધમાલિયાં ભાષણો પૂરતાં જ સીમિત રાખવાનો હક મળી ગયો. વ્યવસ્થાની પાર્ટી તેમને ક્રાંતિના આખરી સત્તાવાર પ્રતિનિધિઓનું, અરાજકતાની બધી ભયાનકતાઓનું, મૂર્ત રૂપ ગણતી હોવાનો દેખાવ કરતી હતી, અને તેઓ વાસ્તવમાં વધારે નિષ્પ્રાણ તથા વિનમ્ર બની શકતા હતા. તેઓ જૂનની ૧૩મી તારીખના સંબંધમાં પોતાને આવા ગહન કથન વડે દિલાસો આપતા હતા: હવે સાર્વજનીન મતાધિકારની ઉપર હુમલો કરવાની હિંમત બતાવે તો ખબર પડે, પછી ખબર પાડી દઈએ કે અમે કેવી માટીના બનેલા છીએ! જોઈ લઈશું!

પરદેશ ભાગી ગયેલા મોંતાન-શૂરાઓ વિશે તો અહીંયાં એટલું જ કહેવું પૂરતું થશે કે પોતાની આગેવાની હેઠળની તાકાતવાન પાર્ટીને માંડ એક પખવાડિયામાં જ તારાજ કરી નાખવામાં સફળ બની ગયેલા લેદ્રૂ-રોલેંને માથે માત્ર નામ પૂરતી જ ફ્રેંચ સરકાર સ્થાપવાની જવાબદારી આવી પડી; જેટલા પ્રમાણમાં ક્રાંતિનું સ્તર નીચે સરકતું ગયું અને સત્તાવાર ફ્રાંસના સત્તાવાર માંધાતાઓ વધારે વામણા બનતા ગયા એટલા પ્રમાણમાં તેના વ્યક્તિત્વનો, લાંબા અંતરે અને પ્રવૃત્તિના મેદાનથી અળગા વ્યક્તિત્વનો, મોભો જાણે વધતો ગયો; તેને માટે ૧૮૫૨ના પ્રજાસત્તાકપંથી દાવેદાર તરીકે રજૂ થવાનું શક્ય બન્યું અને તેણે વાલ્લાચિયાનોને તથા બીજી પ્રજાઓને સમયાંતરે પરિપત્રો મોકલીને તેમાં પોતાનાં તથા પોતાના સોબતીઓનાં કૃત્યોની ધમકી તળ ખંડના આપખુદશાહોને આપી. એ સજ્જનોના સંબંધમાં પ્રુધોંનું એવું કથન શું સાવ ખોટું હતું કે "તમે ખાલી વાણીશૂરાઓ જ છો, બીજું કંઈ નહિ"?

જૂનની ૧૩મી તારીખે વ્યવસ્થાની પાર્ટીએ મોંતાનને તોડી નાખ્યું એટલું જ નહિ પરંતુ **બંધારણને રાષ્ટ્રીય સભાના બહુમતી નિર્ણયોની આધીનતામાં મૂકી દેવાનું** કામ પણ કરી લીધું. તેની દૃષ્ટિમાં પ્રજાસત્તાકનો અર્થ આવો હતો: મૂડીદાર વર્ગ અહીંયાં સંસદીય રૂપોમાં શાસન કરે છે, રાજાશાહીમાં બનતું તેમ તેને કાર્યવાહક સત્તાના નિષેધાધિકાર અથવા સંસદનું વિસર્જન કરવાના અધિકાર જેવા કોઈ અવરોધનો સામનો નથી કરવો પડતો. થિયેરે કરેલા નિરૂપણ મુજબ એ **સંસદીય પ્રજાસત્તાક** હતું. પરંતુ મૂડીદાર વર્ગે જૂનની ૧૩મી તારીખે સંસદના ભવનની અંદર પોતાની સર્વશક્તિમત્તા સ્થાપી દીધી ત્યારે કાર્યવાહક સત્તા



અને જનતાની સામે ખુદ સંસદને જ, તેના સૌથી વધારે પ્રજાકીય હિસ્સાને હાંકી કાઢીને, અસાધ્ય નબળાઈનો રોગ નહોતો લગાડી દીધો? અદાલતોની માગણી મુજબ સંખ્યાબંધ સભ્યો કશી આનાકાની વગર સુપરત કરી દઈને તેણે ખુદ પોતાની જ સંસદીય સુરક્ષિતતાને નાબૂદ કરી નાખી. તેણે મોંતાન જૂથને જે અપમાનકારી નિયમોનો ભોગ બનાવ્યું એ જ નિયમોએ જનતાના અલગ અલગ પ્રતિનિધિઓને જેટલા પ્રમાણમાં ઉતારી પાડ્યા એટલા જ પ્રમાણમાં પ્રજાસત્તાકના પ્રમુખને ઊંચે ચડાવી દીધો. બંધારણીય અધિકારપત્રની રક્ષા માટેના વિદ્રોહને સમાજના ભંગાણનું લક્ષ્ય ધરાવતા અરાજકતાવાદી કૃત્ય તરીકે ધુતકારીને તેણે, કાર્યવાહક સત્તા પોતાના સંબંધમાં બંધારણનો ભંગ કરે તો, પોતાના તરફથી વિદ્રોહની હાકલ કરવાની શક્યતાને ખતમ કરી નાખી. અને ઇતિહાસનો વ્યંગ એવો થયો કે જેણે બોનાપાર્તની સૂચનાઓ મુજબ રોમ ઉપર તોપમારો કર્યો હતો અને જૂનની ૧૩મી તારીખના બંધારણીય બળવા માટે તાત્કાલિક સંજોગ પૂરો પાડ્યો હતો એ જ જનરલ, ઊદીનો, ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખે વ્યવસ્થાની પાર્ટી તરફથી બોનાપાર્તની વિરુદ્ધ બંધારણ વતી જનરલ તરીકે આજીજીભરી પરંતુ નિષ્ફળ રીતે સૂચવવામાં આવેલો માણસ હતો. જૂનની ૧૩મી તારીખનો બીજો એક શૂરવીર હતો **વિયેયરા**, રાષ્ટ્રીય રક્ષક દળમાંથી મોટાં નાણાકીય વર્તુળોના માણસોની ટોળકીને મોખરે રહીને તેણે લોકશાહીવાદી અખબારોની કચેરીઓમાં કરેલાં પાશવી કરતૂતોને રાષ્ટ્રીય સભાના મંચ પરથી બિરદાવવામાં આવ્યાં હતાં. એ જ વિયેયરાને બોનાપાર્તના કારસ્તાનમાં સામેલ કરવામાં આવ્યો હતો અને તેણે રાષ્ટ્રીય સભાના ખાતમાની વેળાએ સભાને રાષ્ટ્રીય રક્ષક દળના કોઈ જાતના રક્ષણથી વંચિત રાખવામાં અગત્યનો ફાળો આપ્યો હતો.

જૂનની ૧૩મી તારીખનો બીજો એક અર્થ પણ હતો. મોંતાન જૂથ બોનાપાર્તને દોષિત ઠરાવી દેવા માગતું હતું. એટલે તેના પરાજયમાં બોનાપાર્તનો સીધો વિજય, તેના લોકશાહીવાદી દુશ્મનોની ઉપર વ્યક્તિગત વિજય, અંકિત હતો. વ્યવસ્થાની પાર્ટીએ વિજય હાંસલ કરી લીધો, બોનાપાર્તને તો માત્ર તેનો ફાયદો ઉઠાવવાનો હતો. તેણે ફાયદો ઉઠાવ્યો. જૂનની ૧૪મી તારીખે પૅરિસની દીવાલો પર ઘોષણા વાંચવા મળી. તેમાં પ્રમુખ અચકાતો અચકાતો, જાણે પોતાની મરજી વિરુદ્ધ, કેવળ ઘટનાઓના દબાણને લીધે, પોતાની એકાકી એકલતામાંથી આગળ આવે છે અને ખોટી રીતે સમજવામાં આવતા સદાચારીનો દેખાવ કરીને વિરોધીઓના ખોટા આક્ષેપોની ફરિયાદ કરે છે, પોતાના વ્યક્તિત્વને

વ્યવસ્થાના ધ્યેય જોડે એકરૂપ બનાવી દેતો હોય એમ લાગે છે પરંતુ વાસ્તવમાં તો વ્યવસ્થાના ધ્યેયને પોતાના વ્યક્તિત્વ જોડે એકરૂપ બનાવી દે છે. વધુમાં, એ ખરું કે રોમ ઉપરની ચડાઈને રાષ્ટ્રીય સભાએ આગળ જતાં બહાલી આપેલી, પરંતુ એ બાબતમાં પહેલકદમી બોનાપાર્તે કરી હતી. મોટા મહંત સેમ્યુએલને વેટિકનમાં ફરી ગોઠવી દીધા પછી તે રાજા ડૅવિડ તરીકે ત્યુઈલરીમાં પ્રવેશ કરી શકે એમ હતો.[84] તેણે પાદરીઓને પોતાને પક્ષે કરી લીધા હતા.

આપણે જોઈ ગયા કે જૂનની ૧૩મી તારીખનો વિદ્રોહ શાંતિમય સરઘસ પૂરતો જ સીમિત હતો. એટલે તેની સામે યુદ્ધનો વિજય મુગટ તો જીતવાનો હતો જ નહિ. તેમ છતાં, શૂરવીરો અને ઘટનાઓની બાબતમાં એટલા દરિદ્ર સમયે વ્યવસ્થાની પાર્ટીએ એ રક્તહીન લડાઈને બીજા ઓસ્ટરલીટ્ઝમાં[85] પલટાવી નાખી. મંચ ઉપરથી અને અખબારોમાં સેનાને, અરાજકતાવાદની નાકૌવતીનું પ્રતિનિધિત્વ કરતા લોકસમુદાયોની સરખામણીમાં, વ્યવસ્થાની શક્તિ તરીકે વખાણવામાં આવી અને શાંગાર્નિયેને "સમાજના ગઢ" તરીકે એટલો બિરદાવવામાં આવ્યો કે એ છળને તે આખરે ખરી હકીકત માનવા લાગ્યો. પરંતુ શંકાસ્પદ લાગતી ટુકડીઓને છાની રીતે પૅરિસની બહાર મોકલી દેવામાં આવી, ચૂંટણીઓમાં જે રેજિમેન્ટોએ અત્યંત લોકશાહીવાદી લાગણી જાહેર કરી હતી તેમને ફ્રાંસની સીમાઓથી દૂર અલ્જીયર્સ મોકલી દેવામાં આવી, સિપાહીઓમાંથી તોફાની જીવોને સજા ભોગવતી ટુકડીઓ ભેગા કરી દેવામાં આવ્યા, અને છેલ્લે અખબારોને બૅરેકોથી અળગાં રાખવાની તથા બૅરેકોને મૂડીવાદી સમાજથી અળગી રાખવાની કારવાઈ પદ્ધતિસર પાર પાડવામાં આવી.

અહીંયાં આપણે ફ્રેંચ રાષ્ટ્રીય રક્ષક દળના ઈતિહાસમાં નિર્ણાયક પલટાના બિંદુએ પહોંચી ગયા છીએ. ૧૮૩૦માં તે પુનઃસ્થાપનાના[86] શાસનને ઉથલાવી પાડવામાં નિર્ણાયક રહ્યું હતું. લૂઈ ફિલિપના શાસનમાં જ્યારે રાષ્ટ્રીય રક્ષક દળ સેનાને પક્ષે રહ્યું હોય એવો દરેક બળવો નાકામયાબ થઈ ગયો હતો. ૧૮૪૮ના જાન્યુઆરીના દિવસોમાં તેણે વિદ્રોહ તરફ નિષ્ક્રિય અને લૂઈ ફિલિપ તરફ સંદિગ્ધ વલણ બતાવ્યું ત્યારે લૂઈ ફિલિપે પોતાને હારેલો માની લીધો અને વાસ્તવમાં તે હારી ગયો. એ રીતે એવી માન્યતા મૂળ ઘાલી ગઈ કે રાષ્ટ્રીય રક્ષક દળ વગર ક્રાંતિ અને રાષ્ટ્રીય રક્ષક દળની વિરુદ્ધ સેના વિજયી બની શકે જ નહિ. નાગરિક સર્વશક્તિમત્તાના સંબંધમાં સેનામાં એવો વહેમ હતો. ૧૮૪૮ના જૂનના દિવસોમાં આખા રાષ્ટ્રીય રક્ષક દળે લશ્કરી કતારોના સિપાહીઓની સાથે મળીને વિદ્રોહને દબાવી દીધો ત્યારે એ વહેમ વધારે ઊંડો બની ગયો. બોનાપાર્ત સત્તાસ્થાને



આવી ગયો ત્યાર પછી રાષ્ટ્રીય રક્ષક દળની સરદારી અને પ્રથમ લશ્કરી ડિવિઝનની સરદારીનું ગેરબંધારણીય જોડાણ શાંગાર્નિયેના હાથમાં થતાં રાષ્ટ્રીય રક્ષક દળની સ્થિતિ અમુક અંશે નબળી પડી ગઈ.

અહીંયાં જેવી રીતે રાષ્ટ્રીય રક્ષક દળની સરદારી લશ્કરી સરસેનાપતિનું એક લક્ષણ બની રહી એવી જ રીતે ખુદ રાષ્ટ્રીય રક્ષક દળ કતારબંધ લશ્કરનું કેવળ પૂંછડું જ બની રહ્યું. આખરે જૂનની ૧૩મી તારીખે તેની તાકાતને ખતમ કરી નાખવામાં આવી, અને કેવળ તેના આંશિક વિસર્જન મારફત નહિ, એ વખતથી એવા વિસર્જનનું પુનરાવર્તન સમયાંતરે આખા ફ્રાંસમાં થતું રહ્યું અને આખરે તેના માત્ર થોડાક અવશેષો જ બાકી રહ્યા. જૂનની ૧૩મી તારીખનો દેખાવ સૌપ્રથમ તો રાષ્ટ્રીય રક્ષક દળના લોકશાહીવાદી સભ્યોનો દેખાવ હતો. તેમના હાથમાં હથિયારો બેશક નહોતાં, પરંતુ તેઓ પોતાના યુનિફૉર્મ પહેરીને લશ્કરની સામે ખડા રહ્યા હતા, અને તાવીજ તો ચોક્કસ રૂપે એ યુનિફૉર્મમાં જ સમાયેલું હતું. લશ્કરે પોતાને સમજાવી લીધું કે આ યુનિફૉર્મ પણ ગરમ કાપડના બીજા કોઈ ટુકડા જેવો જ છે. વશીકરણ તૂટી ગયું. ૧૮૪૮ના જૂનના દિવસોમાં મૂડીદાર વર્ગ અને નિમ્ન-મૂડીવાદી વર્ગે રાષ્ટ્રીય રક્ષક દળ તરીકે સર્વહારા વર્ગની સામે લશ્કર જોડે એકતા સાધી લીધી હતી. ૧૮૪૯ના જૂનની ૧૩મી તારીખે મૂડીદાર વર્ગે લશ્કરને નિમ્ન-મૂડીવાદી રાષ્ટ્રીય રક્ષક દળનું વિસર્જન કરવા દીધું. ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખે ખુદ મૂડીદાર વર્ગનું રાષ્ટ્રીય રક્ષક દળ અદૃશ્ય થઈ ગયું હતું, અને બોનાપાર્તે આગળ જતાં તેને વિખેરી નાખવાની ડિક્રી ઉપર સહી કરી ત્યારે માત્ર એ હકીકતની નોંધ જ લીધી હતી. એ રીતે મૂડીદાર વર્ગે લશ્કરની સામે પોતાના આખરી હથિયારને પોતે જ ખતમ કરી નાખ્યું. જે ઘડીએ નિમ્ન-મૂડીવાદી વર્ગ ખાંડિયા તરીકે તેની પાછળ ઊભો ન રહેતાં બળવાખોર તરીકે તેની સામે ખડો રહ્યો કે તરત તેને ખતમ કરી નાખવો પડે એમ હતો કારણ કે સામાન્ય રીતે મૂડીદાર વર્ગ પોતે આપખુદ બની જાય એટલે આપખુદીની સામે પોતાના બચાવનાં તમામ સાધનોને પોતાના હાથે જ ચોક્કસ ખતમ કરી નાખે.

દરમિયાનમાં વ્યવસ્થાની પાર્ટીએ સત્તાની, ૧૮૪૮માં જાણે હાથમાંથી સરકી ગયેલી પરંતુ ૧૮૪૯માં અંકુશોથી મુક્ત રૂપમાં પાછી મળી ગયેલી સત્તાની, પુનઃપ્રાપ્તિનો ઉત્સવ ઊજવ્યો, પ્રજાસત્તાક તથા બંધારણ ઉપર નિંદાની ઝડી વરસાવીને તેમ જ તેના પોતાના આગેવાનોએ કરેલી ક્રાંતિ સમેત બધી ભવિષ્યની, વર્તમાનની, તથા ભૂતકાળની ક્રાંતિઓ ઉપર કદુવા વરસાવીને ઊજવ્યો, અને

એવા કાનૂનો ઘડીને ઊજવ્યો કે જેના થકી અખબારોને રૂંધી નાખવામાં આવ્યાં, સંગઠનોને ખતમ કરી નાખવામાં આવ્યાં, તથા ઘેરાની હાલતને અંગભૂત સ્થિતિ તરીકે રીતસરની બનાવી દેવામાં આવી. પછી રાષ્ટ્રીય સભા પોતાની ગેરહાજરીના ગાળા માટે કાયમી પંચની નિમણૂક કરીને ઑગસ્ટના મધ્યથી ઑક્ટોબરના મધ્ય સુધી મોકૂફ થઈ ગઈ. એ મધ્યાવકાશ દરમિયાન વૈધતાવાદીઓએ એમ્સ જોડે, ઓર્લિયનપંથીઓએ ક્લેરમોન્ત જોડે, બોનાપાર્તે રજવાડી પ્રવાસી મારફત, અને વિસ્તાર પરિષદોએ બંધારણની સુધારણા સંબંધી ચર્ચાવિચારણામાં કાવાદાવા કર્યા—એ તો રાષ્ટ્રીય સભાના સમયાંતરી મધ્યાવકાશોમાં નિયમિત દોહરાતી રહેતી બાબતો છે અને મારો ઈરાદો તેમની છણાવટ તેઓ ઘટનાઓ બને ત્યારે જ કરવાનો છે. અહીંયાં તો વધુમાં માત્ર એટલું જ કહીશું કે રાષ્ટ્રીય સભા માટે સારી પેઠે લાંબા મધ્યાવકાશોમાં મંચ પરથી અદૃશ્ય થઈ જવાનું અને માત્ર એક જ વ્યક્તિને, બેશક તુચ્છ વ્યક્તિને, લૂઈ બોનાપાર્તને, પ્રજાસત્તાકને મોખરે દેખાતી મૂકી જવાનું ગેરવાજબી હતું, અને દરમિયાનમાં વ્યવસ્થાની પાર્ટી લોકોને હેરતમાં ગરકાવ કરી દેતી પોતાનાં રાજશાહીપંથી ઘટકોમાં છિન્નભિન્ન થઈને પુનઃસ્થાપનાની અરસપરસ ટકરાતી ઝંખનાઓને પગલે પગલે ચાલવા લાગી. જેટલી વાર એવા મધ્યાવકાશોમાં **સંસદનો** ગોટાળિયો શોરબકોર બંધ થયો અને તેનું ખોળિયું રાષ્ટ્રમાં વિલીન થઈ ગયું એટલી વાર અચૂક સ્પષ્ટ થઈ ગયું કે એ પ્રજાસત્તાકના ખરા રૂપને પરિપૂર્ણ બનાવવામાં માત્ર એક જ વાતની ખામી હજી છે—**સંસદના** મધ્યાવકાશને કાયમી બનાવી દેવાની અને **પ્રજાસત્તાકના** મુદ્રાલેખ **મુક્તિ, સમાનતા, અને** બંધુભાવના સ્થાને અસંદિગ્ધ શબ્દો **પાયદળ, હયદળ, અને** તોપદળ મૂકી દેવાની!

૪

૧૮૪૯ના ઑક્ટોબરના મધ્યમાં ફરી એક વાર રાષ્ટ્રીય સભાનું અધિવેશન ભરાયું. નવેંબરની પહેલી તારીખે બોનાપાર્તે બાર્રો-ફાલ્લૂ પ્રધાનમંડળની બરતરફીની અને નવા પ્રધાનમંડળની રચનાની જાહેરાત કરતો સંદેશો મોકલીને તેને અચરજમાં ગરકાવ કરી નાખી. બોનાપાર્તે પોતાના પ્રધાનોને જેવી રીતે બરતરફ કરી દીધા એથી ઓછા ઓચિંતા કોઈએ પોતાના ખાંધિયાઓને ક્યારેય પાણીચાં નથી પકડાવી દીધાં. રાષ્ટ્રીય સભાને પડવાની હતી એ લાતો દરમિયાનમાં બાર્રો અને કંપનીને લગાવી દેવામાં આવી.



આપણે જોઈ ગયા કે બાર્રો પ્રધાનમંડળ વૈધતાવાદીઓ તથા ઓર્લિયનપંથીઓનું બનેલું હતું, વ્યવસ્થાની પાર્ટીનું પ્રધાનમંડળ હતું. બોનાપાર્તને પ્રજાસત્તાકપંથી બંધારણ સભાનું વિસર્જન કરવા, રોમ ઉપર ચડાઈ કરાવવા, અને લોકશાહીવાદી પાર્ટીને તોડી નાખવા માટે તેની જરૂર હતી. તેણે એ પ્રધાનમંડળની પાછળ પોતાને જાણે શૂન્યવત્ બનાવી રાખ્યો હતો, સરકારી સત્તા વ્યવસ્થાની પાર્ટીને હવાલે કરી દીધી હતી, અને લૂઈ ફિલિપના શાસનમાં અખબારનો જવાબદાર તંત્રી પહેરતો એવું વિનમ્ર સ્વભાવનું મહોરું, ઘાસના પૂતળાનું મહોરું, પહેરી લીધું હતું. એ મહોરું હવે તેની મુખમુદ્રાને છુપાવી રાખતા હલકા બુરખા જેવું નહોતું રહ્યું પરંતુ તેને પોતાની મુખમુદ્રા પ્રદર્શિત કરતાં રોકે એવું લોખંડી મહોરું બની ગયું હતું, એટલે તેણે તેને ફગાવી દીધું. તેણે બાર્રો પ્રધાનમંડળની નિમણૂક પ્રજાસત્તાકપંથી રાષ્ટ્રીય સભાને વ્યયસ્થાની પાર્ટીના નામે ઉડાવી દેવા માટે કરી હતી, તેણે પોતાના નામને વ્યવસ્થાની પાર્ટીની રાષ્ટ્રીય સભાથી સ્વતંત્ર જાહેર કરવા માટે એ પ્રધાનમંડળને બરતરફ કરી દીધું.

બરતરફી માટે વાજબી લાગે એવાં બહાનાંની ખોટ નહોતી. બાર્રો પ્રધાનમંડળે પ્રજાસત્તાકના પ્રમુખને રાષ્ટ્રીય સભાની જોડાજોડ સત્તાધારી તરીકે દેખાવા દે એવો શિષ્ટાચાર બતાવવાનીયે પરવા નહોતી કરી. બોનાપાર્તે જેવી રીતે રોમના પ્રજાસત્તાકની ઉપર હુમલા બદલ ઊદીનોનાં વખાણ કરતો પત્ર બંધારણ સભાની સામે થઈને પ્રગટ કરાવ્યો હતો એવી જ રીતે એડગર નેયને સંબોધિત પત્ર પ્રગટ કરાવ્યો. તેમાં પોતે જાણે પોપના* અનુદાર વલણને નાપસંદ કરતો હોય એવું લખાણ હતું. રાષ્ટ્રીય સભામાં જ્યારે રોમ ઉપરની ચડાઈ માટે નાણાંની ફાળવણી વિશે મત લેવામાં આવ્યા ત્યારે વિક્તોર હ્યુગોએ કહેવાતા ઉદારમતવાદના આધારે એ પત્રની ચર્ચા છેડી દીધી. વ્યવસ્થાની પાર્ટીએ તુચ્છકારભર્યા અકલ્પનીય દેકારા કરીને એવા ખ્યાલને રૂંધી નાખ્યો કે બોનાપાર્તના વિચારોનું કશું રાજકીય મહત્ત્વ હોઈ શકે. એક પણ પ્રધાને તેના વતી પડકાર ઝીલ્યો નહિ. બીજા એક પ્રસંગે બાર્રોએ તેના કથન મુજબ પ્રમુખના નિકટવર્તી રસાલામાં ચાલતા "ધૃણાસ્પદ કાવાદાવા" વિશે તેની જાણીતી પોકળ આડંબરી વાણીમાં મંચ પરથી નારાજગીના બોલ સરી જવા દીધા. છેલ્લે, પ્રધાનમંડળે રાષ્ટ્રીય સભામાં ઓર્લિયનની ડચેસ માટે વિધવાનું પેન્શન બહાલ કરાવી લીધું, પરંતુ પ્રમુખ માટે અંગત ફાળવણીની રકમ વધારવાની દરખાસ્તને

* પિયસ નવમો.—**સં.**

નકારી કાઢી. અને બોનાપાર્તમાં શાહી દાવેદાર કમનસીબ લેભાગુ જોડે એટલો ગાઢ સંકળાયેલો હતો કે તેના એક મલાન વિચારમાં, તેને જ સામ્રાજ્યનો પુનઃસ્થાપનાની કામગીરી પાર પાડવાની છે એવા વિચારમાં, બીજી એક માન્યતાની, તેનાં કરજો ચૂકવવાની જવાબદારી ફ્રેંચ પ્રજાની છે એવી માન્યતાની, પુરવણી કાયમ રહેતી જ.

બાર્રો-ફાલૂ પ્રધાનમંડળ બોનાપાર્તે અસ્તિત્વમાં આણેલું પહેલું અને છેલ્લું **સંસદીય પ્રધાનમંડળ** હતું. એટલે તેની બરતરફી નિર્ણાયક પલટો અંકિત કરે છે. એ બરતરફીના પરિણામે વ્યવસ્થાની પાર્ટીએ સંસદીય શાસનની જાળવણી માટે અનિવાર્ય પદ, કાર્યવાહક સત્તાની કળ બની રહેતું પદ, ગુમાવી દીધું, ફરી કદી હાંસલ ન કરી શકાય એવી રીતે ગુમાવી દીધું. તરત એકદમ સ્પષ્ટ થઈ જાય છે કે ફ્રાંસ જેવા દેશમાં, જ્યાં કાર્યવાહક સત્તા પાંચ લાખથી વધારે માણસોને આવરી લેતી અમલદાર-સેના ઉપર કાબૂ ધરાવતી હોય અને તેના પરિણામે પારાવાર પ્રમાણમાં હિતો તથા ગુજરાનોને એકદમ પૂરેપૂરા અવલંબનમાં સતત જકડી રાખતી હોય; જ્યાં રાજ્ય નાગરિક સમાજને જીવનની અત્યંત સર્વાંગી અભિવ્યક્તિઓથી લઈને છેક સાવ નજીવા સળવળાટ સુધી, હસ્તીનાં અત્યંત સામાન્ય રૂપોથી લઈને વ્યક્તિઓના અંગત અસ્તિત્વ સુધી, જાળમાં જકડી રાખતું હોય, નિયંત્રણ તથા નિયમનમાં રાખતું હોય, નિગાહબાનીમાં રાખતું હોય, અને તેની સારસંભાળ રાખતું હોય; જ્યાં અત્યંત અસાધારણ કેંદ્રીકરણ મારફત એ પરજીવી સંઘટન સર્વવ્યાપકતા, સર્વજ્ઞતા, અને પ્રવેગિત ગતિશીલતા તથા લચીલાઈ, જેનું પ્રતિરૂપ કેવળ નિરુપાય અવલંબનમાં તથા વાસ્તવિક રાજકીય હસ્તીની ઢીલી આકારહીનતામાં જ મળે છે એવી ગતિશીલતા તથા લચીલાઈ, હાંસલ કરી લે છે—સ્પષ્ટ છે કે એવા દેશમાં રાષ્ટ્રીય સભા રાજ્યના વહીવટને સરળ ન બનાવી દે, અમલદાર-સેનાને બને એટલી ઘટાડી ન દે, અને છેલ્લે નાગરિક સમાજ તથા લોકમતને સરકારી સત્તાથી સ્વતંત્ર પોતાનાં આગવાં સંઘટનોનું સર્જન ન કરી લેવા દે તો જ્યારે પ્રધાનપદો ઉપરનો કાબૂ ગુમાવી દે ત્યારે સમગ્ર ખરો પ્રભાવ ખોઈ બેસે છે. પરંતુ ફ્રેંચ મૂડીદાર વર્ગનાં **ભૌતિક હિતો** ચોક્કસ રૂપે એવા વિસ્તૃત રાજ્ય તંત્રની જોડે જ, અનેક શાખાપ્રશાખાઓ ધરાવતા રાજ્ય તંત્રની જોડે જ, અત્યંત ગાઢ રીતે ગૂંથાયેલાં છે. તેમાં તે પોતાની વધારાની વસતિ માટે પદો મેળવી લે છે અને પોતે નફા, વ્યાજ, ભાડાં, તથા માનવેતનોના રૂપમાં જે ન મેળવી શકે તેની ખોટ રાજ્યના પગારોના રૂપમાં પુરાવી લે છે. બીજી તરફ તેનાં **રાજકીય હિતોએ** તેને દમનનાં



પગલાં દરરોજ વધારવાની અને તેના પરિણામે રાજ્ય સત્તાના સાધનસરંજામ તથા માણસોમાં વધારો કરવાની ફરજ પાડી, અને સાથે સાથે જ તેને લોકમતની સામે અવિરત જંગ લડવો પડયો તથા અવિશ્વાસને લીધે સામાજિક આંદોલનનાં સ્વતંત્ર સંઘટનોને સાવ ખતમ કરી નાખવામાં જ્યાં સફળતા ન મળી ત્યાં ખંડિત કરી નાખવાં પડયાં, પંગુ બનાવી દેવાં પડયાં. એ રીતે, ફ્રેંચ મૂડીદાર વર્ગને પોતાની વર્ગીય સ્થિતિને લીધે એક તરફ તો સમગ્ર સંસદીય સત્તાના અને એટલે સાથોસાથ ખુદ પોતાના પ્રણભૂત સંજોગોને નાબૂદ કરી નાખવા પડયા, અને બીજી તરફ પોતાની સામે દુશ્મનાવટનું વલણ ધરાવતી કાર્યવાહક સત્તાને અદમ્ય બનાવી દેવી પડી.

નવું પ્રધાનમંડળ દ'ઓપૂલ પ્રધાનમંડળ કહેવાતું. પરંતુ એવા અર્થમાં નહિ કે જનરલ દ'ઓપૂલને વડા પ્રધાનનો હોદ્દો મળ્યો હોય. વાસ્તવમાં બોનાપાર્તે બાર્રો પ્રધાનમંડળને બરતરફ કરતી વેળા સાથે સાથે એવા મોભાને પણ નાબૂદ કરી નાખ્યો. એટલું સાચું કે એથી પ્રજાસત્તાકનો પ્રમુખ બંધારણીય રાજાની, પરંતુ રાજગાદી કે તાજ વગરના, રાજદંડ કે તલવાર વગરના, બિનજવાબદારી વગરના, રાજ્યના સર્વોચ્ચ મોભાના વારસાગત કબજા વગરના, અને બદતરીન બાબત તો એ કે અંગત ફાળવણીની રકમ વગરના બંધારણીય રાજાની, કાનૂની નગણ્યતાના દરજ્જામાં ધકેલાઈ ગયો. દ'ઓપૂલ પ્રધાનમંડળમાં સંસદીય પ્રતિષ્ઠા ધરાવતો માણસ માત્ર એક જ હતો, શરાફ ફૂલ્દ, મોટા નાણાપતિઓમાંનો અત્યંત નામીચો આદમી. નાણા મંત્રાલય તેના ભાગમાં ગયું. પૅરિસના શૅરબજારના ભાવતાલની યાદી તપાસી જોશો તો તમને જાણવા મળશે કે ૧૮૪૯ના નવેંબરની પહેલી તારીખ પછી ફ્રેંચ સરકારી જમીનગીરીઓની તેજીમંદી બોનાપાર્તની શાખની ચડતીપડતીને અનુરૂપ રહી છે. બોનાપાર્તને એવી રીતે શૅરબજારના રૂપમાં સંગાથી મળી ગયો, અને સાથે સાથે જ તેણે કાર્લિયેને પૅરિસના પોલીસ વિભાગના વડા તરીકે નીમીને પોલીસ તંત્ર પોતાના કબજામાં લઈ લીધું.

પરંતુ પ્રધાનોમાં ફેરફારનાં પરિણામો તો ઘટનાઓના ક્રમ દરમિયાન જ પ્રકાશમાં આવી શક્યાં. પહેલી વાત એ કે બોનાપાર્તે એક આગેકદમ ભર્યું હતું પરંતુ તે વધારે દેખીતી રીતે પાછળ ધકેલાઈ ગયો હતો. તેના તોછડા સંદેશાને પગલે પગલે રાષ્ટ્રીય સભા તરફ વફાદારીની અત્યંત દાસતાભરી જાહેરાત આવી હતી. જેટલી વાર પ્રધાનો તેના વ્યક્તિગત તરંગોને વિધાનાત્મક દરખાસ્તો તરીકે રજૂ કરવાના અચકાતા પ્રયાસો કરવાની હિંમત બતાવતા એટલી વાર

તેઓ જાણે પોતાની મરજી વિરુદ્ધ અને પોતાની સ્થિતિના દબાણને લીધે જ એવી હાસ્યાસ્પદ કામગીરીઓ કરતા હોય એમ લાગતું કે જેની નિષ્ફળતાની તેમને પહેલેથી જ ખબર પડી ગઈ હોય. જેટલી વાર બોનાપાર્ત પોતાની મુરાદો પ્રધાનોની પીઠ પાછળ ભસી નાખતો અને પોતાના "Des idées napoléoniennes" નો[87] ખેલ ખેલતો એટલી વાર તેના પોતાના પ્રધાનો રાષ્ટ્રીય સભાના મંચ પરથી તેના ખ્યાલોને નકારી કાઢતા. તેની પચાવગીરીની ઝંખનાઓનો રણકાર જાણે માત્ર એટલા પૂરતો જ સંભળાતો કે તેના વિરોધીઓનું દ્વેષીલું હાસ્ય દબાઈ ન જાય. તે એવી અણપરખાયેલી પ્રતિભાના જેવું વર્તન કરતો કે જેને આખી દુનિયા ભોટ ગણતી હોય. તેને બધા વર્ગોની ધૃણા જેટલી એ ગાળામાં મળેલી એથી વધારે પ્રમાણમાં ક્યારેય નહોતી મળી. મૂડીદાર વર્ગે એથી વધારે આપખુદીનું શાસન ક્યારેય નહોતું ચલાવ્યું, વર્ચસ્વની નિશાનીઓ એથી વધારે ધામધૂમથી ક્યારેય પ્રદર્શિત નહોતી કરી.

અહીંયાં મારે તેની વિધાનાત્મક પ્રવૃત્તિઓનો ઇતિહાસ નથી લખવાનો, એ ગાળામાં તેની તારવણી તો બે કાનૂનોમાં થઈ જાય છે: **મદ્ય** કર ફરી લાગુ કરતા કાનૂનમાં અને નાસ્તિકતાને નાબૂદ કરી નાખતા **શિક્ષણ** કાનૂન**માં**. ફ્રેંચ લોકો માટે મદ્ય પીવાનું વધારે મુશ્કેલ બનાવી દેવામાં આવ્યું અને તેમને સાચા જીવનનું જળ વધારે વિપુલ પ્રમાણમાં પૂરું પાડવામાં આવ્યું. મૂડીદાર વર્ગે મદ્ય કર સંબંધી કાનૂનમાં પુરાણી તિરસ્કૃત ફ્રેંચ કર પદ્ધતિને અભેદ્ય જાહેર કરી અને કર પદ્ધતિને સાંખી લેતું પુરાણું માનસિક વલણ શિક્ષણ કાનૂન મારફત લોકસમુદાયોમાં સુનિશ્ચિત બનાવવાની કોશિશ કરી. ઓર્લિયનપંથીઓને, ઉદારમતવાદી મૂડીવાદીઓને, વોલ્તેરપંથ અને સર્વસારગ્રાહી તત્ત્વજ્ઞાનના પુરાણા સમર્થકોને, ફ્રેંચ માનસની દેખરેખ પોતાના વંશપરંપરાગત દુશ્મનોના, જેસુઈટોના, હાથમાં સોંપી દેતા જોઈને વિસ્મય થાય છે. પરંતુ રાજગાદીના દાવેદારોના સંબંધમાં ઓર્લિયનપંથીઓ અને વૈધતાવાદીઓ પોતપોતાના સંગાથને છોડી દઈ શક્યા; તેમને સમજાઈ ગયું કે પોતાનું સંયુક્ત શાસન સ્થાપવા માટે બે યુગોની દમનની રીતોનું એકીકરણ આવશ્યક છે, જુલાઈની રાજશાહીની ગુલામી લાદવાની રીતોમાં પુનઃસ્થાપનાની ગુલામી લાદવાની રીતોની પુરવણી કરીને તેમને વધારે જોરદાર બનાવવાનું જરૂરી છે.

પોતાની બધી આશાઓમાં નાસીપાસ થઈ ગયેલા, એક તરફ અનાજની કિંમતોના નીચા સ્તરથી અને બીજી તરફ કરોના તથા ગીરોનાં કરજોના વધતા જતા બોજાથી અગાઉ કરતાં વધારે કચડાઈ ગયેલા, કિસાનો વિસ્તારોમાં સળવળવા



લાગ્યા. તેમને જવાબ આપવામાં આવ્યો—નિશાળોના માસ્તરોની વિરુદ્ધ પગલાં લઈને તેમને પાદરીઓના તાબામાં મૂકી દેવામાં આવ્યા, નગરપતિઓની વિરુદ્ધ પગલાં લઈને તેમને શાસનાધિકારીઓના તાબામાં મૂકી દેવામાં આવ્યા, અને જાસૂસીની પદ્ધતિ ઘડી કાઢીને તમામ લોકોને લાગુ કરી દેવામાં આવી. પૅરિસમાં તથા મોટાં શહેરોમાં પ્રત્યાઘાત પોતાના યુગની મુખમુદ્રા ધરાવે છે અને જેટલાને તોડી નાખે છે એટલાથી વધારેને પડકારે છે. ગામોમાં તે સુસ્ત, અણઘડ, અધમ, કંટાળાજનક, અને ત્રાસદાયક બની રહે છે, ટૂંકમાં લશ્કરી પોલીસ બની રહે છે. સમજી શકાય એવી વાત છે કે ત્રણ વરસનું લશ્કરી પોલીસનું શાસન, પાદરીઓના શાસન થકી પુનિત બનાવી દેવામાં આવેલું શાસન, બેસમજ લોકસમુદાયોને ચોક્કસ નિરુત્સાહ બનાવી જ દે.

વ્યવસ્થાની પાર્ટી લઘુમતીની વિરુદ્ધ રાષ્ટ્રીય સભાના મંચ પરથી ગમે એટલા પ્રમાણમાં ભાવાવેશ તથા ભાષણખોરી અજમાવે તોયે તેની વાણી ખ્રિસ્તીઓના જેવી એકાક્ષરી જ રહી છે. ખ્રિસ્તીઓના બોલ ફક્ત આટલા જ રહેવાના હતા. હા, હા; ના, ના! જેટલી એકાક્ષરી અખબારોમાં એટલી જ એકાક્ષરી મંચ પરથી. જેનો ઉકેલ પહેલેથી જ જાણમાં હોય એવા કોયડા જેટલી નીરસ. સવાલ અરજીના અધિકારનો કે મદ્ય ઉપરના કરનો હોય, અખબારી આઝાદીનો કે મુક્ત વ્યાપારનો હોય, કલબોનો કે સુધરાઈના અધિકારપત્રનો હોય, વ્યક્તિગત સ્વતંત્રતાની રક્ષાનો કે રાજ્યના બજેટના નિયમનનો હોય, સંકેતશબ્દ સતત દોહરાતો રહે છે, વિષય એકનો એક જ રહે છે, ફેંસલો સદા તૈયાર હોય છે અને અચૂક આ શબ્દમાં અંકિત હોય છે: "**સમાજવાદ!**" મૂડીવાદી ઉદારમતવાદને પણ **સમાજવાદી** જાહેર કરી દેવામાં આવે છે, મૂડીવાદી કેળવણી સમાજવાદી છે, મૂડીવાદી નાણાકીય સુધારો સમાજવાદી છે. જ્યાં નહેર પહેલેથી હોય ત્યાં રેલવે બાંધવાનું કામ સમાજવાદી છે, કોઈ કટાર વડે હુમલો કરે ત્યારે લાકડી વડે બચાવ કરવાનું કદમ પણ સમાજવાદી છે.

તેમાં ખાલી ભાષાલંકાર, ફૅશન, અથવા પાર્ટીના સંઘર્ષ સંબંધી હિકમત અંકિત નહોતી. મૂડીદાર વર્ગને હકીકતના ખરા મર્મની સમજણ હતી કે પોતે સામંતશાહીની વિરુદ્ધ ઘડેલાં બધાં હથિયારોની અણીઓ પોતાની તરફ તકાઈ ગઈ છે, પોતે પેદા કરેલાં કેળવણીનાં બધાં સાધનોએ પોતાની જ સભ્યતા વિરુદ્ધ બળવો કર્યો છે, પોતે સર્જેલા બધા દેવો પોતાનાથી અળગા થઈ ગયા છે. તેને સમજાઈ ગયું કે બધાં કહેવાતાં મૂડીવાદી સ્વાતંત્ર્યો તથા પ્રગતિનાં સંઘટનો પોતાના **વર્ગીય શાસનના** સામાજિક પાયા ઉપર તથા રાજકીય શિખર ઉપર

એકીવેળાએ હુમલો કરે છે અને તેને જોખમમાં મૂકી દે છે, અને એટલે **"સમાજવાદી"** બની ગયેલાં છે. એ જોખમમાં તથા એ હુમલામાં તે સમુચિત રીતે જ સમાજવાદના રહસ્યને પારખી લે છે. કહેવાતા સમાજવાદને પોતાની મુલવણી કરવાનું જેટલું આવડે છે તેની સરખામણીમાં મૂડીદાર વર્ગ સમાજવાદના મહત્ત્વ તથા વૃત્તિને વધારે સાચી રીતે મૂલવે છે. એટલે કહેવાતો સમાજવાદ સમજી નથી શકતો કે પોતે માનવજાતિની હાડમારીઓના સંબંધમાં લાગણીવશ કલ્પાંત કરતો હોય, કે ખ્રિસ્તી ભાવનાથી સુવર્ણયુગની તથા સાર્વત્રિક બંધુભાવી હેતપ્રીતની આગાહી કરતો હોય, કે માનવતામય રીતે માનસ, ક્ષિશણ, તથા આઝાદી વિશે લવલવાટ કરતો હોય, કે મતવાદી ઢબે ભારે ચિંતન કરીને બધા વર્ગોના સુમેળ તથા કલ્યાણની પદ્ધતિ ઘડી કાઢતો હોય, તોપણ પોતાની તરફ મૂડીદાર વર્ગ નિષ્ઠુરતાથી કાળજું કઠણ કેમ કરી લે છે. પરંતુ જે બાબતને મૂડીદાર વર્ગ ન સમજ્યો તે એવા તર્કસંગત નિષ્કર્ષની હતી કે તેનું **પોતાનું સંસદીય શાસન**, સામાન્ય રીતે તેનું **રાજકીય શાસન**, **સમાજવાદી** હોવાની વગોવણીના સામાન્ય ફેંસલાનો ભોગ ચોક્કસ બનશે જ. જ્યાં સુધી મૂડીદાર વર્ગના શાસનની પરિપૂર્ણ સંઘટના નહોતી થઈ ગઈ, જ્યાં સુધી તેણે પોતાની વિશુદ્ધ રાજકીય અભિવ્યક્તિ નહોતી હાંસલ કરી લીધી, ત્યાં સુધી બીજા વર્ગોની વિષમતા પણ એવી જ રીતે વિશુદ્ધ રૂપમાં સામે નહોતી આવી શકતી, અને જ્યાં એવા રૂપમાં આગળ આવી ત્યાં ભયજનક વળાંક, રાજ્ય સત્તા સામેના દરેક સંઘર્ષને મૂડી સામેના સંઘર્ષમાં પલટાવી નાખતો વળાંક, ન લઈ શકી. સમાજના જીવનના દરેક સળવળાટમાં તેને "શાંતિ" જોખમાતી નજરે પડતી હોય તો તે સમાજને મોખરે **અશાંતિના શાસનને**, પોતાના શાસનને, **સંસદીય શાસનને**, તેના પ્રવક્તાઓમાંના એકના કથન મુજબ સંઘર્ષમાં તથા સંઘર્ષ થકી અસ્તિત્વમાં રહેતા આ શાસનને, જાળવી રાખવાની મુરાદ કેવી રીતે ધરાવી શકે? સંસદીય શાસન ચર્ચાઓના આધારે ટકી રહેતું હોય છે, તે ચર્ચાની મનાઈ કેવી રીતે કરી શકે? અહીંયાં દરેક હિત, દરેક સામાજિક કામગીરી, સામાન્ય વિચારોમાં રૂપાંતરિત છે, તેમને વિચારો તરીકે ચર્ચવામાં આવે છે. કોઈ પણ હિત કોઈ પણ ચિંતનથી ઉપરની કક્ષાએ કેવી રીતે અસ્તિત્વમાં રહી શકે અને નિષ્ઠાની બાબત તરીકે કેવી રીતે લદાઈ શકે? મંચ ઉપર ભાષણ કરનારાઓનો સંઘર્ષ અખબારોમાં કલમ ઘસનારાઓના સંઘર્ષને પેદા કરે છે, સંસદની ચર્ચા ક્લબમાં દીવાનખાનાં તથા પીઠાંની ચર્ચા ક્લબોની પુરવણી આવશ્યક રૂપે થાય છે, લોકમતને સતત અપીલ કરતા રહેતા પ્રતિનિધિઓ લોકમતને અંતરના ખરા



વિચારો અરજીઓમાં વ્યક્ત કરવાનો અધિકાર આપે છે. સંસદીય શાસન તમામ બાબતોને બહુમતીઓના નિર્ણય માટે છોડી દે છે, તો પછી સંસદની બહાર વિશાળ બહુમતીઓ ફેંસલા કરવાના મનસુબા કેમ ન ધરાવે? રાજ્યના શિખરેથી ફિડલ વગાડવામાં આવતી હોય તો નીચે મોજૂદ લોકો નાચ કરવા લાગે એ સિવાય બીજી કઈ ધારણા રાખી શકાય?

એ રીતે, મૂડીદાર વર્ગે અગાઉ જેને **"ઉદારમતવાદી"** તરીકે બિરદાવેલ તેને હવે **"સમાજવાદી"** તરીકે વગોવીને તે એકરાર કરી લે છે કે તેનાં પોતાનાં હિતોના તકાદા મુજબ તેને તેના **પોતાના શાસનના** ભયથી મુક્તિ અપાવવી જોઈએ, દેશમાં ફરી શાંતિ સ્થાપવા માટે સૌપ્રથમ તો તેની મૂડીવાદી સંસદને મરણશરણ કરી દેવી જોઈએ, તેની સામાજિક સત્તાને અકબંધ રાખવા માટે તેની રાજકીય સત્તાને તોડી નાખવી જોઈએ, અલગ અલગ મૂડીદારો માત્ર એવી શરતે બીજા વર્ગોનું શોષણ ચાલુ રાખી શકે અને કશી ખલેલ વગર મિલકત, પરિવાર, ધર્મ, તથા વ્યવસ્થા માણી શકે કે બીજા વર્ગોની જોડે તેમનો વર્ગ રાજકીય વિલોપનને સ્વીકારી લેવાની દશામાં ધકેલાઈ જાય, તેણે પોતાની નાણાથેલીને બચાવી લેવા માટે તાજ છોડી દેવો જોઈએ, અને તેની સલામતી માટે રાખવામાં આવેલી તલવારને ડેમોક્લીસની તલવારની જેમ તેના માથા ઉપર લટકતી રાખવી જોઈએ.

સામાન્ય નાગરિકોનાં હિતોના ક્ષેત્રમાં રાષ્ટ્રીય સભાએ પોતાને એટલી અનુત્પાદક સાબિત કરી દીધી કે, દાખલા તરીકે, પૅરિસ-આવિન્યોન રેલવે વિશે ૧૮૫૦ના શિયાળામાં શરૂ થયેલી ચર્ચાવિચારણા ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખે પણ હજી નિષ્કર્ષની કક્ષાએ નહોતી પહોંચી. જ્યાં તેણે દમન ન કર્યું અથવા પ્રત્યાઘાતી ધોરણ ન લીધું ત્યાં તે અસાધ્ય વંધ્યત્વનો ભોગ બની ગઈ.

બોનાપાર્તના પ્રધાનમંડળે વ્યવસ્થાની પાર્ટીની ભાવનાને અનુરૂપ કાનૂનો ઘડવામાં આંશિક પહેલકદમી કરી, અને તેમના અમલ તથા વહીવટમાં પાર્ટીની કઠોરતાથી પણ અમુક અંશે વધારે કઠોરતા બતાવી, અને બીજી તરફ બોનાપાર્તે છોકરવાદ જેવી મૂર્ખાઈભરી દરખાસ્તો રજૂ કરીને લોકોની ચાહના હાંસલ કરવાની, રાષ્ટ્રીય સભાની સામે પોતાનો વિરોધ જહેર કરવાની, અને એવા ગુપ્ત ભંડોળ તરફ આંગળી ચીંધવાની કોશિશ કરી કે જેના ગુપ્ત ખજાનાઓને ફ્રેંચ પ્રજાના ઉપયોગ માટે ધરી દેવાની શક્યતાને સંજોગોએ માત્ર ટૂંક વખત પૂરતી અટકાવી દીધી હતી. બિનસનદી અફસરોના પગારમાં રોજના ચાર સૂ વધારી દેવાની ડિક્રીની દરખાસ્ત એવી હતી. કામદારો માટે "વચનના આધારે

ધિરાણની બૅંક" સ્થાપવાની દરખાસ્ત એવી હતી. બક્ષીસ તરીકે પૈસા અને ધિરાણ તરીકે પૈસા, તે એવી સંભાવનાઓના આધારે લોકસમુદાયોને લલચાવવાની આશા રાખતો હતો. સખાવત અને ધિરાણ — ઊંચી કક્ષાનું કે નીચી કક્ષાનું અવનત સર્વહારાઓનું નાણાકીય વિજ્ઞાન એટલા પૂરતું જ સીમિત હતું. બોનાપાર્તને માત્ર એવાં ઝરણાં જ વહેતાં મૂકતાં આવડતું હતું. કોઈ પણ દાવેદારે લોકસમુદાયોની મૂઢતાના આધારે એથી વધારે મૂઢતાભરી સટ્ટાખોરી ક્યારેય નથી કરી.

રાષ્ટ્રીય સભા પોતાના ભોગે લોકપ્રિયતા હાંસલ કરવાના બોનાપાર્તના એવા ઉઘાડા પ્રયત્નો જોઈને, કરજના દબાણથી ધકેલાતો અને અંકુશમાં રાખે એવી કશી ચોક્કસ આબરૂ ન ધરાવતો લેભાગુ મરણિયા પ્રયાસ તરીકે સત્તાપલટાનું કદમ અજમાવે એવું વધતું જતું જોખમ જોઈને, વારંવાર ભભૂકી ઊઠતી હતી. વ્યવસ્થાની પાર્ટી અને પ્રમુખ વચ્ચેનો વિખવાદ જોખમી રૂપ ધારણ કરી ચૂક્યો હતો એટલામાં એક અણધારી ઘટનાએ પ્રમુખને પસ્તાવો કરતો પાછળ હડસેલી દીધો, વ્યવસ્થાની પાર્ટીના ખોળામાં ધકેલી દીધો. અમારો નિર્દેશ ૧૮૫૦ના માર્ચની ૧૦મી તારીખની પેટા-ચૂંટણીઓ તરફ છે. જૂનની ૧૩મી તારીખ પછી કેદની અથવા હદપારીની સજાના પરિણામે ખાલી થયેલી પ્રતિનિધિઓની જગ્યાઓ ભરી દેવા માટે એ ચૂંટણીઓ કરવામાં આવી હતી. પૅરિસમાં માત્ર સામાજિક-લોકશાહીવાદી ઉમેદવારો જ ચૂંટાયા, ત્યાં તો ૧૮૪૮ના જૂનના એક વિદ્રોહીના મોટા ભાગના મતો દેફ્લોતની તરફેણમાં કેંદ્રિત કરવામાં આવ્યા હતા. પૅરિસના નિમ્ન-મૂડીવાદી વર્ગે ૧૮૪૯ના જૂનની ૧૩મી તારીખના પોતાના પરાજયનું વેર સર્વહારા વર્ગ જોડે એકસંપી સાધીને એવી રીતે લીધું. તે જાણે ભયની ઘડીએ રણમેદાનમાંથી અદૃશ્ય થઈ ગયો હતો પરંતુ વધારે અનુકૂળ પ્રસંગે વધારે સંખ્યામાં લડાયક દળો લઈને અને વધારે હિંમતભરી રણગર્જના કરતો ફરી રણમેદાનમાં આવી ગયો હતો. એક સંજોગ એ ચૂંટણી વિજયના જોખમને વધારી દેતો હોય એમ લાગતું હતું. લશ્કરે પૅરિસમાં લાઈતની, બોનાપાર્તના એક પ્રધાનની, વિરુદ્ધ જૂનના એક વિદ્રોહીની તરફેણમાં, અને વિસ્તારોમાં મોટે ભાગે મોંતાનના ઉમેદવારોની તરફેણમાં, મત આપ્યા. મોંતાનના ઉમેદવારોએ વિસ્તારોમાં પણ પોતાના હરીફોની સામે ભલે પૅરિસના જેટલી નિર્ણાયક નહિ પરંતુ તોયે ચડિયાતી સ્થિતિ જાળવી રાખી.

બોનાપાર્ત એકાએક ફરી વાર ક્રાંતિના મુકાબલાની દશામાં આવી પડ્યો. ૧૮૪૯ના જાન્યુઆરીની ૨૯મી તારીખની જેમ, ૧૮૪૯ના જૂનની ૧૩મી તારીખની જેમ, ૧૮૫૦ના માર્ચની ૧૦મી તારીખે પણ તે વ્યવસ્થાની પાર્ટીની



પાછળ અલોપ થઈ ગયો. તેણે માથું નમાવી દીધું, કાયરતાથી માફી માગી, વ્યવસ્થાની પાર્ટીને જેવું ગમે તેવું પ્રધાનમંડળ સંસદીય બહુમતીના આદેશ મુજબ નીમવાની દરખાસ્ત કરી, પાર્ટીના ઓર્લિયનપંથી અને વૈધતાવાદી આગેવાનોને — થિયેરો, બેર્યેઓ, બ્રોલ્યીઓ, તથા મોલેઓને, ટૂંકમાં બુર્ગગ્રાફોને[88] — રાજ્યનું સુકાન ખુદ સંભાળી લેવાની આજીજી પણ કરી. વ્યવસ્થાની પાર્ટી એ તકનો, ફરી કદી ન આવનારી તકનો, લાભ ઉઠાવવા અશક્ત સાબિત થઈ ગઈ. આપવામાં આવતી સત્તા હાથમાં લઈ લેવાની હિંમત તેણે ન કરી એટલું જ નહિ પરંતુ નવેંબરની પહેલી તારીખે બરતરફ કરી દેવામાં આવેલા પ્રધાનમંડળને ફરી સત્તાસ્થાને મૂકવાની ફરજ પણ તેણે બોનાપાર્તને ન પાડી. બોનાપાર્તને ક્ષમાશીલતાથી નીચું જોવડાવીને અને મિસ્ટર બારોશને દ'ઓપૂલ પ્રધાનમંડળમાં જોડી દઈને તેણે સંતોષ માની લીધો. એ બારોશે બૂર્જેની હાઈકોર્ટમાં પહેલી વાર મે માસની ૧૫મી તારીખના ક્રાંતિપંથીઓની સામે અને બીજી વાર જૂનની ૧૩મી તારીખના લોકશાહીવાદીઓની સામે, બેઉ વાર રાષ્ટ્રીય સભાનો જીવનકાળ ટૂંકાવી દેવાના પ્રયત્નને કારણે, ગાજવીજ કરી હતી. બોનાપાર્તના કોઈ પ્રધાને ત્યાર બાદ રાષ્ટ્રીય સભાની નામોશીમાં એથી વધારે ભૂમિકા નથી ભજવી, અને ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખે આપણે તેને સેનેટના ઉપ-પ્રમુખ તરીકે મોટા પગારના આરામદાયક હોદ્દામાં ફરી મળીએ છીએ. તેણે ક્રાંતિપંથીઓના સૂપમાં થૂંક નાખ્યું હતું, એવા ઇરાદે કે બોનાપાર્ત એ સૂપ પી જાય.

સામાજિક-લોકશાહીવાદી પાર્ટી જાણે ફરી પોતાના વિજયને શંકામાં નાખી દેવાનાં અને પોતાની અણી બુઠ્ઠી બનાવી દેવાનાં બહાનાં ગોતતી હોય એમ લાગતું હતું. પૅરિસના નવા ચૂંટાયેલા પ્રતિનિધિઓમાંનો એક વિદાલ સાથે સાથે સ્ત્રાસબુર્ગમાંથી પણ ચૂંટાયો હતો. તેને પૅરિસની ચૂંટણી નકારી દેવા અને સ્ત્રાસબુર્ગની ચૂંટણી સ્વીકારી લેવા પટાવી લેવામાં આવ્યો. એટલે, લોકશાહીવાદી પાર્ટીએ ચૂંટણીમાં પોતાના વિજયની ઉપર આખરી મહોર મારી દઈને વ્યવસ્થાની પાર્ટીને સંસદમાં તત્કાળ તેનો મુકાબલો કરવાની ફરજ પાડવાને બદલે, લોકો જુસ્સામાં હતા અને સેનામાં સાનુકૂળ મનોભાવ ફેલાયેલો હતો ત્યારે એવી રીતે દુશ્મનને લડવાની ફરજ પાડવાને બદલે, માર્ચ અને એપ્રિલમાં નવી ચૂંટણી ઝુંબેશથી પૅરિસને થકાવી નાખ્યું, પ્રજાકીય લાગણીઓમાં આવેલા ઊભરાને એવી પુનરાવર્તી કામચલાઉ ચૂંટણી ઝુંબેશમાં ઓસરી જવા દીધો, ક્રાંતિકારી જોમને બંધારણીય સફળતાઓમાં તરબોળ થઈ જવા દીધું, તુચ્છ કાવાદાવાઓમાં તેમ

જ પોકળ દેકારાઓમાં તથા નકલી ચળવળોમાં વેડફાઈ જવા દીધું, મૂડીદાર વર્ગને એકત્રિત થઈ જવા અને તૈયારીઓ કરવા દીધો, અને છેલ્લે એપ્રિલની પેટા-ચૂંટણીમાં, યુજીન સ્યૂની ચૂંટણીમાં, લાગણીવશ સમીક્ષા થકી માર્ચની ચૂંટણીઓના મહત્ત્વને ઉતારી પાડ્યું. ટૂંકમાં તેણે માર્ચની ૧૦મી તારીખને એપ્રિલની ઠેકડી બનાવી દીધી.

સંસદીય બહુમતીએ પોતાના દુશ્મનની કમજોરીને પારખી લીધી. વ્યવસ્થાની પાર્ટીના સત્તર બુર્ગગ્રાફોએ — કારણ કે બોનાપાર્તે હુમલાનું સંચાલન તથા જવાબદારી તેને હસ્તક છોડી દીધાં હતાં — ચૂંટણી સંબંધી નવા કાનૂનનો ખરડો ઘડી કાઢ્યો. તેને રજૂ કરવાનું કામ મિસ્ટર ફોશેને સોંપવામાં આવ્યું, તેણે પોતે જ એવું માન પોતાને આપવાની માગણી કરેલી. તેણે મે માસની ૮મી તારીખે કાનૂનનો ખરડો રજૂ કર્યો. એ કાનૂન મુજબ, સાર્વજનીન મતાધિકારને નાબૂદ કરી નાખવાનો હતો, મતદારોની ઉપર ચૂંટણીના વિસ્તારમાં ત્રણ વરસના રહેવાસની શરત લાદવાની હતી. અને કામદારોની બાબતમાં એવા રહેવાસની સાબિતીને માલિકોના પ્રમાણપત્ર ઉપર આધારિત રાખવામાં આવી હતી.

લોકશાહીવાદીઓએ જેવી રીતે બંધારણીય ચૂંટણી મુકાબલા દરમિયાન ક્રાંતિકારી રીતે મનોને ખળભળાવી દીધાં હતાં અને તોફાન ખડું કરી દીધું હતું એવી જ રીતે હવે, એ વિજયના ગંભીર સ્વરૂપને હાથમાં હથિયારો લઈને સાબિત કરી દેવાનું જરૂરી હતું ત્યારે, બંધારણીય રીતે વ્યવસ્થાનો, ભવ્ય શાંતિનો (calme majestueux), કાયદેસર કદમનો, એટલે કે કાનૂન તરીકે લદાઈ ગયેલી પ્રતિક્રાંતિના નિર્ધારને આંખો મીચીને તાબે થઈ જવાનો, ઉપદેશ આપ્યો. ચર્ચાઓ દરમિયાન મોંતાને વ્યવસ્થાની પાર્ટીના ક્રાંતિકારી ભાવાવેશની સામે કાનૂનનું બરાબર પાલન કરતા સજ્જન કૂપમંડૂકનું વીતરાગી વલણ મૂકીને, અને તે ક્રાંતિકારી રીતે કાર્ય કરે છે એવા ખોફનાક ઠપકા થકી ભોંયે પછાડી દઈને, તેને શરમમાં નાખી દીધી. નવા ચૂંટાયેલા પ્રતિનિધિઓએ પણ શિષ્ટ તથા વિવેકી વર્તન અપનાવીને સાબિત કરવાની મહેનત કરી કે તેમને અરાજકતાવાદીઓ તરીકે વગોવવામાં અને તેઓ ચૂંટાયા એ હકીકતને ક્રાંતિના વિજય તરીકે ગણાવવામાં કેવો ખોટો ખ્યાલ સમાયેલો હતો. ચૂંટણી સંબંધી નવો કાનૂન મે માસની ૩૧મી તારીખે અપનાવી લેવામાં આવ્યો. મોંતાન જૂથે પ્રમુખના ખીસામાં વિરોધ સરકાવી દઈને સંતોષ માની લીધો. ચૂંટણી સંબંધી કાનૂનને પગલે પગલે અખબારોના સંબંધમાં નવો કાનૂન આવ્યો. તેમાં ક્રાંતિકારી અખબારી આલમને તદ્દન દબાવી દેવામાં આવી. તે એવા જ અંજામને લાયક



હતી. એવા પ્રલય પછી માત્ર બે મૂડીવાદી અખબારો «National»[89] અને «Presse»[90], ક્રાંતિની એકદમ અગ્રગામી છાવણીઓ તરીકે બાકી રહ્યાં.

આપણે જોયું છે કે લોકશાહીવાદી આગેવાનોએ કેવી રીતે માર્ચ અને એપ્રિલમાં પૅરિસના લોકોને નકલી લડાઈમાં સંડોવી દેવાની પૂરી કોશિશ કરી હતી, કેવી રીતે મે માસની ૮મી તારીખ પછી તેમને ખરી લડાઈ લડતા અટકાવવાની પૂરી કોશિશ કરી હતી. એ ઉપરાંત, આપણે ભૂલવું ન જોઈએ કે ૧૮૫૦નું વર્ષ ઔદ્યોગિક તથા વાણિજ્ય સમૃદ્ધિનાં ઉત્તમ વર્ષોમાંનું એક હતું, અને એટલે પૅરિસના સર્વહારા વર્ગને પૂરો રોજગાર મળી રહેતો હતો. પરંતુ ૧૮૫૦ના મે માસની ૩૧મી તારીખના ચૂંટણી કાનૂને તેને રાજકીય સત્તામાં કોઈ જાતની સામેલગીરીથી વંચિત કરી દીધો. સંઘર્ષના મેદાનથી જ અળગો કરી નાખ્યો. તેણે કામદારોને ફેબ્રુઆરીની ક્રાંતિ પહેલાંની બહિષ્કૃત દશામાં પાછા ધકેલી દીધા. એવી ઘટનાની વેળાએ પોતાને લોકશાહીવાદી આગેવાનોની દોરવણીમાં રહેવા દઈને, અને અલ્પકાલીન સુખસગવડને ખાતર પોતાના વર્ગનાં ક્રાંતિકારી હિતોને ભૂલી જઈને, તેમણે વિજેતા તાકાત હોવાનું માન તજી દીધું, નસીબનું શરણું લીધું, સાબિત કરી દીધું કે ૧૮૪૮ના જૂનના પરાજયે તેમની લડતની હામ વરસો માટે ખતમ કરી નાખી હતી, અને ઐતિહાસિક પ્રક્રિયા હાલ પૂરતી તો તેમનાં **માથાં ઉપરથી** પસાર થઈ જવાની હતી. "પરંતુ એક વાર સાર્વજનીન મતાધિકાર ઉપર હુમલો કરવામાં આવે તો અમે તેમને બતાવી દઈશું!" એવો પડકાર જૂનની ૧૩મી તારીખે કરનારા નિમ્ન-મૂડીવાદી વર્ગે એવું કથન કરીને પોતાને દિલાસો આપ્યો કે તેને પડેલો પ્રતિક્રાંતિકારી ફટકો તો ફટકો જ નહોતો અને મે માસની ૩૧મી તારીખનો કાનૂન તો કાનૂન જ નહોતો. ૧૮૫૨ના મે માસના બીજા રવિવારે દરેક ફ્રાંસવાસી મતદાનની જગ્યાએ એક હાથમાં મતપત્ર અને બીજા હાથમાં તલવાર લઈને હાજર થઈ જશે. તેણે એવી આગાહી કરીને સંતોષ માની લીધો. છેલ્લે, લશ્કરમાં જેવી રીતે ૧૮૪૯ના મે માસની ૨૮મી તારીખની ચૂંટણીઓના સંબંધમાં શિસ્તનાં પગલાં લેવામાં આવ્યાં હતાં એવી જ રીતે ૧૮૫૦ના માર્ચ અને એપ્રિલની ચૂંટણીના સંબંધમાં પણ લેવામાં આવ્યાં. પરંતુ આ વખતે લશ્કરે નિશ્ચયપૂર્વક જણાવી દીધું: "ક્રાંતિ અમને ત્રીજી વાર બેવકૂફ નહિ બનાવી શકે."

૧૮૫૦ના મે માસની ૩૧મી તારીખના કાનૂનમાં મૂડીદાર વર્ગનો સત્તાપલટો અંકિત હતો. ક્રાંતિની ઉપર તેની એ પહેલાંની બધી ફતેહો કામચલાઉ રૂપની હતી. ચાલુ રાષ્ટ્રીય સભા મંચ પરથી ખસી જાય કે તરત એ ફતેહો જોખમાઈ

જતી. તેઓ નવી સામાન્ય ચૂંટણીમાં સમાયેલાં જોખમો ઉપર આધારિત રહેતી, અને ૧૮૪૮થી ચૂંટણીઓના ઇતિહાસે નિર્વિવાદ રીતે સાબિત કરી દીધું હતું કે મૂડીદાર વર્ગનું વાસ્તવિક વર્ચસ્વ જેટલા પ્રમાણમાં વિકસતું હતું એટલા પ્રમાણમાં લોકસમુદાયોની ઉપર તેનો નૈતિક પ્રભાવ ઘટી જતો હતો. માર્ચની ૧૦મી તારીખે સાર્વજનીન મતાધિકારે મૂડીદાર વર્ગના વર્ચસ્વની સામે સીધો પડકાર કર્યો, મૂડીદાર વર્ગે જવાબમાં સાર્વજનીન મતાધિકારને ગેરકાયદેસર બનાવી દીધો. એટલે મે માસની ૩૧મી તારીખનો કાનૂન વર્ગસંઘર્ષની એક જરૂરિયાતને જ અંકિત કરતો હતો. બીજી તરફ, પ્રમુખની ચૂંટણીને કાયદેસર ઠરાવવા માટે બંધારણ ઓછામાં ઓછા બે મિલિયન મતો આવશ્યક બનાવતું હતું. પ્રમુખપદના ઉમેદવારોમાંથી કોઈને ઓછામાં ઓછા એટલા મત ન મળે તો રાષ્ટ્રીય સભા વધારેમાં વધારે મત મેળવનારા ત્રણ ઉમેદવારોમાંથી એકની પસંદગી પ્રમુખ તરીકે કરે એવી જોગવાઈ હતી. બંધારણ સભાએ એવો કાનૂન અપનાવ્યો ત્યારે મતદારોની યાદીમાં દસ મિલિયન નામો નોંધાયેલાં હતાં. એટલે, બંધારણ સભાએ પ્રમુખપદની ચૂંટણીને કાયદેસર ઠરાવવા માટે મતાધિકાર ધરાવતા લોકોના પાંચમા ભાગનો ટેકો પૂરતો ગણ્યો હતો. મે મારાની ૩૧મી તારીખના કાનૂને મતદારોની યાદીમાંથી ઓછામાં ઓછાં ત્રણ મિલિયન નામો કાઢી નાખ્યાં, મતાધિકાર ધરાવતા લોકોની સંખ્યા ઘટાડીને સાત મિલિયન કરી નાખી, પરંતુ પ્રમુખપદની ચૂંટણીના સબંધમાં બે મિલિયન મતોની કાયદેસર ન્યૂનતમ મર્યાદા ચાલુ રાખી. એ રીતે તેણે કાયદેસર ન્યૂનતમ મર્યાદા પાંચમા ભાગના મતોથી વધારીને લગભગ ત્રીજા ભાગના મતો જેટલી કરી દીધી, એટલે કે પ્રમુખની ચૂંટણીને જનતાના હાથમાંથી ગુપચૂપ સરકાવી લઈને રાષ્ટ્રીય સભાના હાથમાં મૂકી દેવાની પૂરી કોશિશ કરી. એ રીતે વ્યવસ્થાની પાર્ટીએ મે માસની ૩૧મી તારીખના ચૂંટણી સંબંધી કાનૂન મારફત રાષ્ટ્રીય સભાની તેમ જ પ્રજાસત્તાકના પ્રમુખની ચૂંટણી સમાજના સ્થિર વિભાગને હવાલે કરી દઈને જાણે પોતાના શાસનની બેવડી સલામતી સાધી લીધી.

## ૫

ક્રાંતિકારી કટોકટીને પાર કરી લેવામાં આવી અને સાર્વજનીન મતાધિકારને નાબૂદ કરી નાખવામાં આવ્યો કે તરત રાષ્ટ્રીય સભા અને બોનાપાર્ત વચ્ચેનો સંઘર્ષ ફરી શરૂ થઈ ગયો.



બંધારણમાં નક્કી થયેલો બોનાપાર્તનો પગાર ૬૦૦૦૦૦ ફ્રાંકનો હતો. તે સત્તાસ્થાને આવ્યો ત્યાર પછી માંડ છ મહિના વીત્યા હશે ત્યારે તેણે એ રકમ સફળતાથી બમણી કરાવી લીધી, ઓદિલોન બાર્રોએ કહેવાતાં પ્રતિનિધિત્વ નાણાંની વાર્ષિક ૬૦૦૦૦૦ ફ્રાંકની વધારાની ફાળવણી રાષ્ટ્રીય બંધારણ સભામાં મંજૂર કરાવી લીધી. જૂનની ૧૩મી તારીખ પછી બોનાપાર્તે એવી જ માગણીઓ ફરી વ્યક્ત કરાવી હતી, પરંતુ બાર્રો તરફથી તેનો પડઘો નહોતો પડયો. હવે, મે માસની ૩૧મી તારીખ પછી, તેણે સાનુકૂળ સંજોગનો લાભ તત્કાળ ઉઠાવ્યો અને રાજ્યાધ્યક્ષના કૌટુંબિક ખર્ચ માટે ત્રણ મિલિયન ફ્રાંક ફાળવવાની દરખાસ્ત પ્રધાનો તરફથી રાષ્ટ્રીય સભામાં રજૂ કરાવી. સાહસભરી રખડપટ્ટીની લાંબી જિંદગીએ તેને એવી નબળી ઘડીઓ પારખી કાઢવાની પાકી સૂઝ બક્ષી હતી કે જ્યારે તે પોતાના મૂડીદારો પાસેથી પૈસા કઢાવી શકે. તે ધાકધમકીથી પૈસા કઢાવવાની રીત નિયમિત અજમાવતો. રાષ્ટ્રીય સભાએ તેની મદદ લઈને અને તેની વાકેફગારીમાં જનતાની સર્વોપરિતાનો ભંગ કર્યો હતો. તેણે રાષ્ટ્રીય સભાને ધમકી આપી કે તે નાણાની થેલીને ખોલી નહિ નાખે અને વાર્ષિક ત્રણ મિલિયન ફ્રાંકની કિંમતે પોતાની ચુપકી ખરીદી નહિ લે તો પોતે રાષ્ટ્રીય સભાનો ગુનો જનતાની અદાલત સામે ઉઘાડો પાડી દેશે. રાષ્ટ્રીય સભાએ ત્રણ મિલિયન ફ્રાંસવાસીઓનો મતાધિકાર છીનવી લીધો હતો. તેણે મતદારોની યાદીમાંથી કાઢી નાખવામાં આવેલા દરેક ફ્રાંસવાસીના બદલામાં ચલણના એક ફ્રાંકની, બરાબર ત્રણ મિલિયન ફ્રાંકની, માગણી કરી. તે છ મિલિયન મતોથી ચૂંટાયેલો હતો, અને તેના કહેવા મુજબ જે મતોના સંબંધમાં તેની જોડે ભૂતકાળને આવરી લેતી છેતરામણી કરવામાં આવી હતી તેની નુકસાની તેણે માગી. રાષ્ટ્રીય સભાના પંચે માગણીને નકારી કાઢી. બોનાપાર્તપંથી અખબારોએ ધમકી આપી. રાષ્ટ્રીય સભાએ સિદ્ધાંતની દૃષ્ટિએ રાષ્ટ્રના સમુદાય જોડેનો સંબંધ ચોક્કસ તોડી નાખ્યો હતો એવી વેળાએ, તે પ્રજાસત્તાકના પ્રમુખ જોડેનો સંબંધ તોડીનાખી શકે ખરી? રાષ્ટ્રીય સભાએ વાર્ષિક કૌટુંબિક ખર્ચની માગણી નકારી કાઢી, એ તો ખરી વાત, પરંતુ તેણે આ એક વાર બે મિલિયન એકસો સાઠ હજાર ફ્રાંકનું વધારાનું ભથ્થું મંજૂર કરી દીધું. એ રીતે તે પૈસા મંજૂર કરવાની, અને સાથે સાથે મંજૂરી તો અનિચ્છાએ આપી છે એમ સંતાપની લાગણીથી જાહેર કરવાની, બેવડી નબળાઈની કસૂરવાર બની ગઈ. આપણે આગળ જતાં જોઈશું કે બોનાપાર્તને પૈસાની જરૂર શાને માટે પડી હતી. સાર્વજનીન મતાધિકારની નાબૂદીને પગલે પગલે આવેલા, અને જેમાં બોનાપાર્તે માર્ચ અને એપ્રિલની કટોકટી દરમિયાનના પોતાના નરમ

વલણને બદલાવીને પચાવગીર સંસદને ઉદ્ધતાઈથી પડકારી, એ ત્રાસદાયક અંજામ પછી રાષ્ટ્રીય સભા ત્રણ મહિના માટે, ઑગસ્ટની ૧૧મી તારીખથી નવેંબરની ૧૧મી તારીખ સુધી, મોકૂફ થઈ ગઈ. તેના સ્થાને ૨૮ સભ્યોનું એક કાયમી પંચ નીમવામાં આવ્યું. તેમાં કોઈ બોનાપાર્તપંથીઓ નહોતા પરંતુ કેટલાક વિનીત પ્રજાસત્તાકપંથીઓ હતા. ૧૮૪૯ના કાયમી પંચમાં માત્ર વ્યવસ્થાપંથી અને બોનાપાર્તપંથી માણસો હતા. પરંતુ એ વખતે વ્યવસ્થાની પાર્ટીએ પોતાને કાયમને માટે ક્રાંતિની વિરુદ્ધ જાહેર કરી દીધી હતી. આ વખતે સંસદીય પ્રજાસત્તાકે પોતાને કાયમને માટે પ્રમુખની વિરુદ્ધ જાહેર કરી દીધું. મે માસની ૩૧મી તારીખના કાનૂન પછી હજી વ્યવસ્થાની પાર્ટીનો મુકાબલો કરનાર એકમાત્ર હરીફ એ જ હતો.

૧૮૫૦ના નવેંબરમાં ફરી રાષ્ટ્રીય સભાનું અધિવેશન ભરાયું ત્યારે એમ લાગ્યું કે તેને એ વખત સુધી પ્રમુખની જોડે થતી રહેલી તુચ્છ તકરારોને બદલે હવે બે સત્તાઓ વચ્ચે મોટો અને નિષ્ઠુર સંઘર્ષ, જિંદગી અને મોતનો સંઘર્ષ, અનિવાર્ય બની ગયો હતો.

૧૮૪૯માં બનેલું તેમ આ વરસના સંસદીય મધ્યાવકાશમાં વ્યવસ્થાની પાર્ટી જુદાં જુદાં જૂથોમાં વહેંચાઈ ગઈ, દરેક જૂથ પુનઃસ્થાપનાના પોતાના કાવાદાવામાં મશગૂલ થઈ ગયું, અને લૂઈ ફિલિપના મૃત્યુથી એવા કાવાદાવાઓને નવું પોષણ મળ્યું. વૈધતાવાદીઓના રાજા હેનરી પાંચમાએ તો રીતસરનું પ્રધાનમંડળ પણ નીમી દીધું હતું. તેનો મુકામ પૅરિસમાં હતો અને કાયમી પંચના કેટલાક સભ્યો પણ તેમાં સામેલ હતા. એટલે બોનાપાર્તને ફ્રાંસના વિસ્તારોના પ્રવાસ કરવાનો અધિકાર મળી ગયો હતો, અને તે પોતાની હાજરીનું માન જે શહેરને આપે તેના મિજાજ મુજબ ક્યારેક વધારે કે ઓછી આડકતરી રીતે તથા ક્યારેક વધારે કે ઓછી ઉઘાડી રીતે પુનઃસ્થાપનાની પોતાની યોજનાઓ જાહેર કરતો અને પોતાને માટે મતો મેળવવાની કોશિશ કરતો. એવાં સરઘસોને બોનાપાર્તનું મહાન સત્તાવાર પત્ર *«Moniteur»* અને છોટાં ખાનગી પત્રો સ્વાભાવિક રીતે જ વિજયનાં સરઘસો તરીકે ઊજવતાં, અને તેમાં **ડિસેંબરની દસમી તારીખના સમાજ** સાથે જોડાયેલા માણસો સતત તેના સંગાથમાં રહેતા. એ સમાજ ૧૮૪૯ના વરસથી અસ્તિત્વમાં હતો. કલ્યાણકારી સમાજ સ્થાપવાનું બહાનું કાઢીને પૅરિસના અવનત સર્વહારાઓને ગુપ્ત વિભાગોમાં સંગઠિત કરવામાં આવ્યા હતા, દરેક વિભાગની આગેવાની બોનાપાર્તપંથી દલાલના હાથમાં હતી, અને આખા તંત્રને મોખરે બોનાપાર્તપંથી જનરલ હતો. ગુજરાનનાં શંકાસ્પદ



સાધનો અને શંકાસ્પદ મૂળ ધરાવતા ઉડાઉ લફંગાઓની જોડાજોડ, મૂડીદાર વર્ગના પાયમાલ તથા લેભાગુ ફણગાઓની જોડાજોડ, રખડુ માણસો, લશ્કરમાંથી છૂટા થયેલા સિપાહીઓ, છૂટેલા કેદીઓ, નાસી છૂટેલા ગુનેગારો, ધુતારાઓ, ઊંટવૈદો, નેપલ્સી ભીખમંગુઓ, ખીસાકાતરુઓ, હાથચાલાકીના ઉસ્તાદો, જુગારીઓ, ભડવાઓ, વેશ્યાવાડાઓના માલિકો, હેલકરીઓ, કલમશૂરાઓ, વાજાવાળાઓ, ચીંથરાં ભેગાં કરનારાઓ, સરાણિયાઓ, વાસણોની મરામત કરતા ફેરિયાઓ, ભિખારીઓ—ટૂંકમાં આખો અનિશ્ચિત વિઘટિત જમેલો, આમથી તેમ ફંગોળાતો, જેને ફ્રાંસમાં સ્વચ્છંદી કહે છે તે; ડિસેંબરની ૧૦મી તારીખના સમાજના હાર્દની રચના બોનાપાર્તે એવાં સગાંવહાલાં તત્ત્વોમાંથી કરી હતી. "કલ્યાણકારી સમાજ" તો ખરો, એટલા પૂરતો કે બોનાપાર્તની જેમ તેના બધા સભ્યોને રાષ્ટ્રના મહેનત કરતા લોકોના ભોગે પોતાનું કલ્યાણ કરી લેવાની જરૂરત લાગતી હતી. આ બોનાપાર્ત, **અવનત સર્વહારાઓનો મોવડી** બની રહેતો બોનાપાર્ત, પોતે અપનાવેલાં હિતોને માત્ર એવાં તત્ત્વોમાં જ વ્યાપક રૂપમાં શોધી કાઢનારો બોનાપાર્ત, પોતે બિનશરતી રીતે જે એકમાત્ર વર્ગનો આધાર લઈ શકે એ વર્ગને એવી કચરાપટ્ટીમાં, એઠવાડમાં, તમામ વર્ગોના ઉતારમાં, પારખી કાઢનારો બોનાપાર્ત જ ખરો બોનાપાર્ત છે, વાણીના વાઘા વગરનો ઉઘાડો બોનાપાર્ત છે. તે જૂનો કપટી લફંગો છે, અને રાષ્ટ્રોના ઐતિહાસિક જીવન તથા રંગમંચ ઉપર તેમનાં નાટકોની ધારણા અત્યંત આણઘડ અર્થમાં ફારસ તરીકે કરે છે, ગુપ્ત વેશના એવા ખેલ તરીકે કરે છે કે જેમાં ભવ્ય વેશભૂષા, બોલ, અને મુદ્રાઓ કેવળ અતિ હલકટ હરામખોરીને છુપાવી રાખવાની જ કામગીરી બજાવે છે. તેની સ્ટ્રાસબુર્ગની સફરમાં એમ જ હતું, તાલીમ પામેલા સ્વિસ ગીધડાએ નેપોલિયન છાપ ગરુડની ભૂમિકા ભજવી હતી. બુલોનમાં તેના ધસારા માટે તે લંડનના કેટલાક ખાંધિયાઓને ફ્રેંચ યુનિફૉર્મ પહેરાવી દે છે. તેઓ લશ્કરનું પ્રતિનિધિત્વ કરે છે.[૯૧] ડિસેંબરની ૧૦મી તારીખના તેના સમાજમાં તે દસ હજાર હરામખોર માણસોને ભેગા કરે છે, તેઓ જનતાની ભૂમિકા ભજવવાના છે, નિક બોટમની સિંહની ભૂમિકાની જેમ. એવી વેળાએ કે જ્યારે મૂડીદાર વર્ગે પોતે અત્યંત પરિપૂર્ણ હાસ્યનાટિકા રજૂ કરી, પરંતુ આખી દુનિયામાં વધારેમાં વધારે ગંભીર રીતે અને ફ્રેંચ રંગભૂમિની રીતભાતની પાંડિત્યભરી શરતોમાંથી એકનોયે ભંગ કર્યા વગર રજૂ કરી, અને પોતાની અભિનયકલાની ગંભીરતાથી તે પોતે અરધો ભોળવાઈ ગયો અને અરધો પ્રભાવિત થઈ ગયો, ત્યારે ફારસને સાદું ફારસ ગણનારા લેભાગુને ચોક્કસ જીત મળે જ.

તેણે પોતાના ગંભીર વિરોધીને ખતમ કરી નાખ્યો છે, તે પોતે જ હવે પોતાની શહેનશાહી ભૂમિકાને ગંભીર નજરે જુએ છે, અને નેપોલિયન છાપ મહોરા હેઠળ પોતાને ખરો નેપોલિયન ધારી લે છે, ત્યારે જ તે દુનિયાના સંબંધમાં ખુદ પોતાના જ ખ્યાલનો ભોગ બની જાય છે, દુનિયાના ઈતિહાસને હવે ફારસ ન ગણનારો પરંતુ પોતાના ફારસને દુનિયાનો ઈતિહાસ ગણી લેનારો ગંભીર રંગલો બની જાય છે. સમાજવાદી કામદારો માટે રાષ્ટ્રીય કારીગરોની કાર્યશાળાઓનું જે સ્થાન હતું, મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓ માટે ફરતા સંત્રીઓનું જે સ્થાન હતું, એ જ સ્થાન બોનાપાર્ત માટે ડિસેંબરની ૧૦મી તારીખના સમાજનું હતું, એ સમાજ વિશિષ્ટ રૂપે તેના જ પાર્ટીના લડાયક દળ સમો હતો. તેની સફરો દરમિયાન રેલવે સ્ટેશનોને ભરી દેતી એ સમાજની ટુકડીઓએ તેને માટે જનતા બની રહેવાનું હતું, પ્રજાકીય ઉત્સાહનો દેખાવ કરવાનો હતો, "શહેનશાહ ઝિંદાબાદ!"ની ગર્જનાઓ કરવાની હતી, પ્રજાસત્તાકપંથીઓની ફજેતી અને મારપીટ કરવાની હતી, અને બેશક પોલીસના રક્ષણ હેઠળ એમ કરવાનું હતું. તેની પૅરિસ તરફની વળતી સફરોમાં એ ટુકડીઓએ તેનું અગ્રગામી રક્ષક દળ બની રહેવાનું હતું, વિરોધી દેખાવો થાય તે પહેલાં પોતે જ દેખાવો કરવાના હતા, અથવા વિરોધી દેખાવોને વિખેરી નાખવાના હતા. ડિસેંબરની ૧૦મી તારીખનો સમાજ તેનો પોતાનો હતો, તેનું કાર્ય અંકિત કરતો હતો, તેના પોતાના ખ્યાલને મૂર્ત કરતો હતો. તે બીજું જે કંઈ હજમ કરી જાય છે એ બધું સંજોગોના દબાણને લીધે તેના હાથમાં આવી પડતું હોય છે, તે બીજું જે કંઈ કરે છે એ બધું કાં તો સંજોગો તેને કરી આપતું હોય છે અથવા તે બીજા લોકોના કૃત્યોની નકલ કરીને સંતોષ માની લેતો હોય છે. પરંતુ વ્યવસ્થા, ધર્મ, પરિવાર, અને મિલકતની સત્તાવાર વાતો જાહેરમાં નાગરિકોની સામે કરતો અને શુફતેર્લેઓ તથા શિપગેલબેર્ગોના ગુપ્ત સમાજનું, ગેરવ્યવસ્થા તેમ જ વેશ્યાગીરી તથા ચોરીના સમાજનું, પીઠબળ ધરાવતો બોનાપાર્ત—એ તો મૂળ સર્જક તરીકે બોનાપાર્ત પોતે જ છે, અને ડિસેંબરની ૧૦મી તારીખના સમાજનો ઈતિહાસ તેનો પોતાનો ઈતિહાસ છે. હવે અપવાદ રૂપે એવું બન્યું કે વ્યવસ્થાની પાર્ટીના લોકપ્રતિનિધિઓનાં માથાં ઉપર ડિસેંબરપંથીઓના ડંગોરા પડયા. એથી વધારે. રાષ્ટ્રીય સભાને ફાળવવામાં આવેલા અને તેની સલામતીનું ધ્યાન રાખવાની જવાબદારી ધરાવતા પોલીસ કમિશ્નર યોને કોઈ આલે નામે માણસની જુબાનીના આધારે કાયમી પંચને માહિતી આપી કે ડિસેંબરપંથીઓના એક હિસ્સાએ જનરલ શાંગાર્નિયેની તથા રાષ્ટ્રીય સભાના અધ્યક્ષ દુપેનની



હત્યા કરવાનો ફેંસલો કર્યો છે, અને એ કૃત્ય પાર પાડવા માટે માણસો પણ નક્કી કરી લીધા છે. મિસ્ટર દુપેનની દહેશત સમજી શકાય એમ છે. ડિસેંબરની ૧૦મી તારીખના સમાજના, એટલે કે બોનાપાર્તપંથી ગુપ્ત દુનિયાના ગંદવાડના, સંબંધમાં સંસદીય તપાસ અનિવાર્ય લાગી. રાષ્ટ્રીય સભાનું અધિવેશન ભરાવાનું હતું તેનાથી જરાક પહેલાં બોનાપાર્તે દૂરંદેશીથી પોતાના સમાજને વિખેરી નાખ્યો, સ્વાભાવિક છે કે માત્ર કાગળ ઉપર જ વિખેરી નાખ્યો, કારણ કે ૧૮૫૧ના અંતમાં એક વિગતવાર યાદીપત્રમાં વડા પોલીસ અધિકારી કાર્લિયેએ ડિસેંબરપંથીઓને ખરેખર વિખેરી નાખવાનાં પગલાં તેના તરફથી લેવડાવવાની વ્યર્થ કોશિશ કરી હતી.

બોનાપાર્ત જાહેર સેનાને ડિસેંબરની ૧૦મી તારીખના સમાજમાં પલટાવી નાખવામાં સફળ ન થઈ જાય ત્યાં સુધી ડિસેંબરની ૧૦મી તારીખનો સમાજ તેની ખાનગી સેના તરીકે રહેવાનો હતો. બોનાપાર્તે એ દિશાનો પહેલો પ્રયત્ન રાષ્ટ્રીય સભાની મોકૂફી પછી થોડા વખતે અને ચોક્કસ તેની પાસેથી તફડાવેલાં નાણાં વડે જ કર્યો. તે દૈવવાદી તરીકે જીવનમાં એવી માન્યતા ધરાવે છે કે માનવી, અને ખાસ કરીને સિપાહી, અમુક ઉચ્ચતર શક્તિઓની સામે ટકી ન શકે. એવી શક્તિઓમાં તે સૌપ્રથમ તો ચિરૂટ અને શેમ્પેન, ટાઢી મુરઘી, તથા લસણવાળી સલામીને સામેલ કરે છે. એટલે, શરૂઆતમાં તે પાતાના એલીસી મહેલમાં અફસરો તથા બિનસનદી અફસરોને ચિરૂટ અને શેમ્પેન, ટાઢી મુરઘી, તથા લસણવાળી સલામીની મોજ કરાવે છે. ઑક્ટોબરની ત્રીજી તારીખે સેં-મોરેના પરીક્ષણની વેળાએ તે સિપાહીઓના બહોળા સમુદાયના સંબંધમાં એવો દાવપેચ ફરી અજમાવે છે, અને ઑક્ટોબરની ૧૦મી તારીખે સાતોરી લશ્કરી કૂચની વેળાએ એ જ દાવપેચ વધારે મોટા પાયા પર વળી અજમાવવામાં આવે છે. કાકાએ એશિયામાં સિકંદરની ચડાઈઓને યાદ કરી હતી, ભત્રીજાએ એ જ ભૂમિમાં મદ્યદેવતાની વિજયકૂચોને યાદ કરી. સિકંદર તો અલબત્ત દેવ જેવો માનવી જ હતો, પરંતુ મદ્યદેવતા તો ખરેખરો દેવ હતો અને વધુમાં ડિસેંબરની ૧૦મી તારીખના સમાજનો રક્ષક દેવતા હતો.

ઑક્ટોબરની ત્રીજી તારીખ પછી કાયમી પંચે યુદ્ધપ્રધાન દ'ઓપૂલને બોલાવ્યો. તેણે વાયદો કર્યો કે શિસ્તના એવા ભંગ ફરી નહિ થવા દેવામાં આવે. આપણે જાણીએ છીએ કે બોનાપાર્તે ઑક્ટોબરની ૧૦મી તારીખે દ'ઓપૂલના વાયદાનું પાલન કેવી રીતે કરેલું. પૅરિસની સેનાના મુખ્ય સેનાપતિ તરીકે શાંગાર્નિયેએ બન્ને પરીક્ષણોમાં સેનાપતિપદ સંભાળ્યું હતું. તે એકીવેળાએ

કાયમી પંચનો સભ્ય, રાષ્ટ્રીય રક્ષક દળનો વડો, જાન્યુઆરીની ર૯મી અને જૂનની ૧૩મી તારીખનો "ઉદ્ધારક", "સમાજનો ગઢ", પ્રમુખપદના માનમોભા માટે વ્યવસ્થાની પાર્ટીનો ઉમેદવાર, તથા બે રાજશાહીઓનો શકદાર મહંત હતો. તેણે પોતાને યુદ્ધપ્રધાનથી ઊતરતા દરજ્જાનો કદી નહોતો ગણ્યો, હંમેશાં ખુલ્લેઆમ પ્રજાસત્તાકપંથી બંધારણની ઠેકડી ઉડાડી હતી, અને બોનાપાર્તની પાછળ પાછળ ફરીને તેને સંદિગ્ધ અમીરી રક્ષણ પૂરું પાડ્યું હતું. હવે યુદ્ધપ્રધાન વિરુદ્ધ શિસ્તના સંબંધમાં અને બોનાપાર્ત વિરુદ્ધ બંધારણના સંબંધમાં જુસ્સો તેને કોરી ખાવા લાગ્યો. ઑક્ટોબરની ૧૦મી તારીખે હયદળના એક હિસ્સાએ "નેપોલિયન ઝિંદાબાદ! સલામી ઝિંદાબાદ!"ના પોકારો પાડ્યા ત્યારે શાંગાર્નિયેએ બંદોબસ્ત કર્યો કે ઓછામાં ઓછું તેના દોસ્ત નેયમેયેરની સરદારી હેઠળ કૂચ કરતું પાયદળ તો હિમ જેવી ટાઢીબોળ ચુપકી રાખે જ. તેની સજા તરીકે યુદ્ધપ્રધાને બોનાપાર્તની માગણીને વશ થઈને જનરલ નેયમેયેરને ૧૪મી અને ૧૫મી લશ્કરી ડિવિઝનોના સરદાર જનરલ તરીકે નીમવાના બહાના હેઠળ પૅરિસના પદેથી છૂટો કરી દીધો. નેયમેયેરે પદ બદલવાનો ઇનકાર કરી દીધો એટલે તેને રાજીનામું આપી દેવું પડ્યું. શાંગાર્નિયેએ નવેંબરની બીજી તારીખે તાત્કાલિક હુકમ બહાર પાડીને તેમાં સિપાહીઓને હથિયારબંધ સ્થિતિમાં કોઈ જાતના રાજકીય પોકારો પાડવાની કે દેખાવો કરવાની મનાઈ ફરમાવી દીધી. એલીસી અખબારોએ[92] શાંગાર્નિયેની ઉપર અને વ્યવસ્થાની પાર્ટીનાં અખબારોએ બોનાપાર્તની ઉપર ટીકાના પ્રહારો કર્યા. કાયમી પંચે વારંવાર ગુપ્ત અધિવેશનો ભર્યાં અને તેમાં દેશને જોખમની હાલતમાં જાહેર કરવાની દરખાસ્ત વારંવાર રજૂ થઈ. સેના જાણે પરસ્પર અદાવતી બે છાવણીઓમાં વહેંચાઈ ગઈ હતી, પરસ્પર અદાવતી બે સેનાપતિ-જૂથો અસ્તિત્વમાં આવી ગયાં હતાં, એક પ્રમુખના એલીસી મહેલમાં અને બીજું શાંગાર્નિયેના આવાસ ત્યુઈલરીમાં, લડાઈનો સંકેત કરવા માટે જાણે રાષ્ટ્રીય સભાના અધિવેશનની જ જરૂર હોય એમ લાગતું હતું. ફ્રેંચ જનતાએ બોનાપાર્ત અને શાંગાર્નિયે વચ્ચેના ઘર્ષણની મુલવણી એક અંગ્રેજ પત્રકારની જેમ કરી. પત્રકારે તેનું નિરૂપણ નીચેના શબ્દોમાં કર્યું હતું:

> "ફ્રાંસની રાજકીય કામવાળીઓ ક્રાંતિના ધગધગતા લાવારસને જૂની સાવરણીઓ વડે સાફ કરી રહી છે અને પોતાનું કામ કરતી વેળા માંહોમાંહે કજિયા કરતી રહે છે."



દરમિયાનમાં બોનાપાર્તે યુદ્ધપ્રધાન દ'ઓપૂલને ઝટપટ હઠાવી દઈને ભારે ઉતાવળમાં અલ્જીરિયા રવાના કરી દીધો અને તેની જગ્યાએ જનરલ શ્રામ્મને યુદ્ધપ્રધાન તરીકે નીમ્યો. તેણે નવેંબરની ૧૨મી તારીખે રાષ્ટ્રીય સભાને અમેરિકી લંબાણમાં એક સંદેશો મોકલ્યો. વધારે પડતી વિગતોથી છલકાતા, વ્યવસ્થાનું સૂચન કરતા, ફરી સુમેળની મંછા જાહેર કરતા, અને બંધારણને માન્ય કરતા એ સંદેશામાં તરેહવાર બાબતોની છણાવટ હતી પરંતુ ઉપસ્થિત તાકીદના સવાલોનો ઉલ્લેખ નહોતો. જાણે કેમ અમસ્તો જ જણાવતો હોય એમ તેણે નોંધ કરેલી કે બંધારણની સ્પષ્ટ જોગવાઈઓ મુજબ સેનાના બંદોબસ્તને લગતાં પગલાં એકમાત્ર પ્રમુખ જ લઈ શકે. સંદેશાના અંતમાં નીચેના ભારે ગંભીર શબ્દો મૂકવામાં આવ્યા હતા:

> **"ફ્રાંસ સૌથી પહેલાં તો શાંતિનો તકાદો કરે છે... પરંતુ શપથથી બંધાયેલો હું તેમાં મારે માટે નિર્ધારિત થયેલી સંકુચિત મર્યાદાઓની ભીતર જ રહીશ...**
>
> મારા સબંધમાં તો મને જનતાએ ચૂંટયો છે તથા મારી સત્તા એકમાત્ર જનતા ઉપર જ આધારિત છે, અને હું તેની કાયદેસર વ્યક્ત થયેલી મંછા સામે મારું માથું હંમેશાં નમાવી દઈશ. આ અધિવેશનમાં તમે બંધારણમાં સુધારણા કરવાનો ફેંસલો કરો તો બંધારણ સભા કાર્યવાહક સત્તાની ભૂમિકાનું નિયમન કરશે. એવો ફેંસલો ન કરવામાં આવે તો જનતા ૧૮૫૨માં પોતાનો નિર્ણય ગંભીરતાથી જાહેર કરશે. પરંતુ ભવિષ્યના ઉકેલો ગમે તેવા હોય તોયે આપણે સમજણ કરી લઈએ જેથી મહાન રાષ્ટ્રના ભવિષ્યનો નિર્ણય ભાવાવેગ, અણધારી ઘટના, અથવા હિંસાના આધારે કદી ન થાય... મારા મનમાં સૌથી વધારે ઘોળાતી બાબત એ નથી કે ૧૮૫૨માં ફ્રાંસનું શાસન કોણ કરશે, પરંતુ એ બાબત છે કે મારી પાસે બાકી બચેલા સમયનો ઉપયોગ કેવી રીતે કરવો જેથી વચગાળાના દિવસો ચળવળ અથવા ધાંધલ વગર વીતી જાય. મેં મારા દિલની વાત નિખાલસતાથી તમને જણાવી દીધી છે, તમે મારી નિખાલસતાનો જવાબ તમારા વિશ્વાસથી આપો, મારા શુભ પ્રયાસોમાં તમારો સહકાર મળે, અને બાકીનું ઈશ્વર કરશે."

મૂડીદાર વર્ગની આદરપાત્ર, દંભી રીતે નમ્ર, અને સદાચાર છલકાતી ચીલાચાલુ ભાષાનો ઊંડામાં ઊંડો મર્મ ડિસેંબરની ૧૦મી તારીખના સમાજના

આપખુદશાહ અને સેંમોરે તથા સાતોરીની ઉજાણીઓના બહાદુરના હોઠેથી છતો થાય છે.

દિલની વાત નિખાલસતાથી જાણાવી દેવાના એ કૃત્યને છાજતા વિશ્વાસ વિશે વ્યવસ્થાની પાર્ટીના બુર્ગગ્રાફો એક પળ પણ ભોળવાયા નહિ. શપથોથી તો તેઓ લાંબા વખતથી ધરવ પામીને કંટાળી ગયેલા હતા, તેમની અંદર રાજકીય જૂઠાણાંના અનુભવી અને ઉસ્તાદ માણસો સામેલ હતા. સેના વિશેનો ફકરો બરાબર સાંભળી લેવાનું પણ તેઓ ચૂક્યા નહોતા. તેમણે ખીજમાં નોંધ લીધી કે સંદેશામાં તાજા ઘડાયેલા કાનૂનોના સવિસ્તર વિવરણમાંથી એકદમ મહત્ત્વના કાનૂનને, ચૂંટણી સંબંધી કાનૂનને, ઇરાદાપૂર્વકનું મૌન સેવીને બકાત રાખવામાં આવ્યો હતો, અને વધુમાં, જો બંધારણમાં સુધારણા ન કરવામાં આવે તો ૧૮૫૨માં પ્રમુખની ચૂંટણીની બાબત જનતાના હાથમાં છોડી દેવામાં આવી હતી. ચૂંટણી સંબંધી કાનૂન વ્યવસ્થાની પાર્ટીના પગમાં બંધાયેલા સીસાના ગોળા જેવો બની ગયો હતો, તેને ચાલતાં અટકાવતો હતો અને ધસમસાટ આગળ ધપવામાં તો એથીયે ભારે મોટો અવરોધ બની રહેતો હતો! એ ઉપરાંત, ડિસેંબરની ૧૦મી તારીખના સમાજના સત્તાવાર વિસર્જનથી અને યુદ્ધપ્રધાન દ'ઓપૂલની બરતરફીથી બોનાપાર્તે દેશની વેદી ઉપર પોતાના હાથે જ બલિદાનના બકરાઓનો ભોગ ચડાવી દીધો હતો. આગામી અથડામણની ધાર તેણે બુઠ્ઠી કરી નાખી હતી. છેલ્લે, ખુદ વ્યવસ્થાની પાર્ટીએ કાર્યવાહક સત્તા સાથેના કોઈ જાતના નિર્ણાયક ઘર્ષણને ટાળવાની, હળવો બનાવી દેવાની, ઠેકી જવાની, કોશિશ આતુરતાથી કરી. ક્રાંતિ ઉપરની પોતાની ફતેહો ખોઈ બેસવાની બીકે તેણે પોતાના હરીફને તેનાં ફળો તફડાવી લેવા દીધાં. "ફ્રાંસ સૌથી પહેલાં તો શાંતિનો તકાદો કરે છે." વ્યવસ્થાની પાર્ટી ફેબ્રુઆરીથી* ક્રાંતિની સામે એવો જ પોકાર પાડતી રહી હતી, બોનાપાર્તના સંદેશામાં વ્યવસ્થાની પાર્ટીની સામે એવો જ પોકાર પાડવામાં આવ્યો હતો. "ફ્રાંસ સૌથી પહેલાં તો શાંતિનો તકાદો કરે છે." બોનાપાર્તે પચાવગીરીનું લક્ષ્ય ધરાવતાં કૃત્યો કર્યાં, પરંતુ વ્યવસ્થાની પાર્ટી એ કૃત્યો સામે વાંધો ઉઠાવે અને વિભ્રમ થયો હોય એવી રીતે તેમનો અર્થ તારવે તો જાણે "ધાંધલ" કરી બેસે. સાતોરીની સલામીઓની વાત કોઈ નહોતું કરતું ત્યારે તે બધી ઉંદરો જેવી શાંત હતી. "ફ્રાંસ સૌથી પહેલાં તો શાંતિનો તકાદો કરે છે." એટલે બોનાપાર્તે તકાદા

*૧૮૪૮.—સં.



કર્યો કે તેને મરજી પડે એમ કરવા માટે શાંતિની હાલતમાં રહેવા દેવામાં આવે, અને સંસદીય પાર્ટીનું ચેતન બેવડી બીકે હરાઈ ગયું, એક તો ફરી ક્રાંતિકારી અશાંતિ પેદા કરવાની બીક, અને બીજી ખુદ પોતાના જ વર્ગની નજરમાં, મૂડીદાર વર્ગની નજરમાં, પોતે જ અશાંતિ ઉશ્કેરનાર તરીકે દેખાવાની બીક. પરિણામ એવું આવ્યું કે ફ્રાંસ સૌથી પહેલાં તો શાંતિનો તકાદો કરતું હતું એટલે બોનાપાર્તે પોતાના સંદેશામાં "શાંતિ"ની વાત કરી ત્યાર પછી વ્યવસ્થાની પાર્ટી તેના જવાબમાં "યુદ્ધ" કહેવાની હિંમત જ ન કરી શકી. લોકોએ રાષ્ટ્રીય સભાનું અધિવેશન શરૂ થાય ત્યારે મોટા ભવાડાના દેખાવોની આશા રાખેલી. પરંતુ તેમને છેતરીને એ આશાઓ વ્યર્થ બનાવી દેવામાં આવી. વિરોધી સભ્યોએ ઑક્ટોબરની ઘટનાઓના સંબંધમાં કાયમી પંચની કાર્યનોંધો રજૂ કરવાની માગણી કરી, પરંતુ તેને બહુમતીથી નકારી કાઢવામાં આવી. ઉત્તેજના પેદા કરે એવી બધી ચર્ચાઓને ટાળવાનો સિદ્ધાંત બનાવી લેવામાં આવ્યો. ૧૮૫૦ના નવેંબર અને ડિસેંબર દરમિયાન રાષ્ટ્રીય સભાની કારવાઈ નીરસ રહી.

આખરે, ડિસેંબરના અંતમાં, સંસદના કેટલાય ખાસ હકોના સંબંધમાં જાણે છાપામાર લડાઈ શરૂ થઈ ગઈ. મૂડીદાર વર્ગે સાર્વજનીન મતાધિકારને નાબૂદ કરી નાખીને વર્ગસંઘર્ષને તત્કાળ પૂરતો ખતમ કરી નાખ્યો હતો એટલે આંદોલન બે સત્તાઓના ખાસ હકોના સંબંધમાં તુચ્છ તકરારોમાં અટવાઈ ગયું.

જનતાના પ્રતિનિધિઓમાંના એક મોગેનની વિરુદ્ધ અદાલતમાં કરજ સંબંધી ચુકાદો મેળવી લેવામાં આવ્યો હતો. અદાલતના અધ્યક્ષની પૂછતાછના જવાબમાં ન્યાયપ્રધાન રૂએએ જાહેર કર્યું કે વધારે કશી પંચાત વગર કરજદારની ગિરફતારીનું વૉરંટ આપી દેવું જોઈએ. એ રીતે મોગેનને કરજદારોના કેદખાનામાં ધકેલી દેવામાં આવ્યો. રાષ્ટ્રીય સભાને એવા હુમલાની ખબર પડી ત્યારે તેનો ક્રોધ ભભૂકી ઊઠ્યો. તેણે મોગેનને તરત છોડી મૂકવાની માગણી કરી એટલું જ નહિ પરંતુ એ જ સાંજે પોતાના કારકુનને મોકલીને તેને ક્લીશીના કારાવાસમાંથી બળજોરીથી તેડાવી લીધો. પરંતુ ખનગી મિલકતની પવિત્રતામાં પોતાની નિષ્ઠા જાહેર કરવા માટે અને પરેશાની પેદા કરી રહેલા મોંતાનવીરો માટે જરૂર પડે તો આશ્રમ ખોલવાના સંબંધમાં મનમાં ક્યાંક ઘોળાતા ખ્યાલને લીધે તેણે જાહેર કર્યું કે અગાઉથી પોતાની મંજૂરી લેવામાં આવે તો જનતાના પ્રતિનિધિઓને કરજ બદલ કેદમાં પૂરી શકાય. તે એવું ફરમાન કરવાનું ભૂલી ગઈ કે કરજ ન ચૂકવવા બદલ પ્રમુખને પણ કેદમાં પૂરી શકાય. તેના પોતાના સંઘટનના સભ્યોને આવરી લેતી સુરક્ષાની છેલ્લી નિશાની એથી ખતમ થઈ ગઈ.

યાદ હશે કે કોઈ આલે નામે માણસે આપેલી માહિતીના આધારે પોલીસ કમિશ્નર યોને ડિસેંબરપંથીઓના એક હિસ્સાને દુપેન તથા શાંગાર્નિયેનું ખૂન કરવાનું કાવતરું ઘડવાના અપરાધી તરીકે જાહેર કર્યો હતો. તેના સંબંધમાં પહેલા જ અધિવેશનમાં નાણા અને સલામતી સંબંધી સભ્યોએ દરખાસ્ત રજૂ કરી કે સંસદનું આગવું પોલીસ દળ રચવું જોઈએ, તેનું ખર્ચ રાષ્ટ્રીય સભાના ખાનગી નાણાભંડોળમાંથી આપવું જોઈએ, અને એ દળ વડા પોલીસ અધિકારીથી તદ્દન સ્વતંત્ર હોવું જોઈએ. આંતરિક મામલાઓના પ્રધાન બારોશે પોતાના ક્ષેત્ર ઉપર એવી ચડાઈનો વિરોધ કર્યો. આખરે એ બાબતમાં કંગાલ તડજોડ કરી લેવામાં આવી. તડજોડ મુજબ, સભાના પોલીસ કમિશ્નરને સભાના ખાનગી નાણાભંડોળમાંથી ચુકવણી કરવાનું અને સભાના નાણા અને સલામતી સંબંધી સભ્યો તરફથી નીમવા તથા બરતરફ કરવાનું નક્કી થયું ખરું, પરંતુ આંતરિક મામલાઓના પ્રધાનની સંમતિ અગાઉથી મેળવી લીધા પછી જ. દરમિયાનમાં સરકાર તરફથી આલેની વિરુદ્ધ ફોજદારી કારવાઈ શરૂ કરવામાં આવી હતી અને તેમાં તેની માહિતીને બનાવટી બતાવવાનું તેમ જ સરકારી વકીલના હોઠેથી દુપેન, શાંગાર્નિયે, યોન, તથા આખી રાષ્ટ્રીય સભાની ઉપર હાંસીનો વરસાદ વરસાવવાનું કામ સહેલું હતું. તેના પરિણામે પ્રધાન બારોશે ડિસેંબરની ૨૯મી તારીખે દુપેનને પત્ર લખીને યોનની બરતરફીની માગણી કરી. રાષ્ટ્રીય સભાની કારોબારી સમિતિ યોનને તેના પદે ચાલુ રાખવાનું નક્કી કરે છે, પરંતુ મોગેનના મામલામાં પોતાની બળજબરીથી ભયભીત બની ગયેલી, અને કાર્યવાહક સત્તાને એક ફટકો મારવાની હિંમત કરે ત્યારે બદલામાં તેના બે ફટકા ખાઈ લેવા ટેવાઈ ગયેલી, રાષ્ટ્રીય સભા એ નિર્ણયને બહાલી નથી આપતી. તે યોનને તેના સત્તાવાર જુસ્સાના બદલા તરીકે બરતરફ કરી દે છે, અને રાતે ફેંસલો કરીને તેને દિવસે અમલમાં મૂકનારા નહિ પરંતુ દિવસે ફેંસલો કરીને તેને રાતે અમલમાં મૂકનારા આદમીની સામે અનિવાર્ય એવા પોતાના સંસદીય ખાસ હકને ખતમ કરી નાખે છે.

આપણે જોયું કે નવેંબર અને ડિસેંબરના મહિનાઓ દરમિયાન મોટા અને સચોટ પ્રસંગોએ રાષ્ટ્રીય સભા કાર્યવાહક સત્તા સામેના સંઘર્ષને કેવી રીતે ટાળતી અથવા દબાવી દેતી રહી. હવે આપણે જોઈએ છીએ કે તેને એ સંઘર્ષ તુચ્છમાં તુચ્છ પ્રસંગોએ લડવો પડે છે. મોગેનના મામલામાં તે જનતાના પ્રતિનિધિઓને કરજ બદલ કેદમાં પૂરી દેવાના સિદ્ધાંતને માન્ય કરી લે છે, પરંતુ કેવળ પોતાને અણગમતા પ્રતિનિધિઓની બાબતમાં જ તેને લાગુ કરવાનો અધિકાર પોતાને હસ્તક સુરક્ષિત રાખે છે, અને એવા નામોશીભર્યા વિશેષાધિકારના સંબંધમાં



ન્યાયપ્રધાનની જોડે તકરાર કરે છે. કહેવાતા ખૂન કાવતરાની બાબતનો ફાયદો ઉઠાવીને ડિસેંબરની દસમી તારીખના સમાજના સંબંધમાં તપાસના આદેશ આપવાને બદલે, અને ફ્રાંસ તથા યુરોપ સમક્ષ બોનાપાર્તને પેરિસના અવનત સર્વહારાઓના મોવડીના અસલી સ્વરૂપમાં કાયમને માટે ઉઘાડો પાડી દેવાને બદલે, તે ઘર્ષણને એટલી હદે હલકું પડી જવા દે છે કે પોલીસ કમિશ્નરને નીમવા તથા બરતરફ કરવાનો અખત્યાર કોના હાથમાં છે એ સવાલ જ તેની અને આંતરિક મામલાઓના પ્રધાનની વચ્ચે એકમાત્ર સવાલ બની રહે છે. એ રીતે આપણે જોઈએ છીએ કે એ આખા ગાળા દરમિયાન વ્યવસ્થાની પાર્ટીને પોતાના સંદિગ્ધ ધોરણને લીધે કાર્યવાહક સત્તા સામેના પોતાના સંઘર્ષને તુચ્છ અધિકારક્ષેત્રીય તકરારોમાં, નકામી કચકચમાં, કાયદાની બારીકીઓની દલીલબાજીમાં, તથા મર્યાદાઓ બાંધવા સંબંધી વાદવિવાદોમાં વેડફી નાખવો તથા વિઘટિત બનાવી દેવો પડે છે, અને પોતાની પ્રવૃત્તિના રૂપની અત્યંત હાસ્યાસ્પદ બાબતોને સારતત્ત્વની બાબતો બનાવી દેવી પડે છે. જે ઘડીએ ઘર્ષણનું સિદ્ધાંતની દૃષ્ટિએ મહત્ત્વ હોય, કાર્યવાહક સત્તાએ પોતાને ખરેખર ઉઘાડો પાડી દીધો હોય અને રાષ્ટ્રીય સભાનું ધ્યેય રાષ્ટ્રનું ધ્યેય બની રહે એમ હોય, ત્યારે તે ઘર્ષણ શરૂ કરવાની હિંમત નથી બતાવતી. તે એમ કરે તો રાષ્ટ્રને આગેકૂચનો આદેશ આપે, પરંતુ રાષ્ટ્ર ગતિમાન બની જાય એ બાબતથી વધારે બીક તેને બીજી કોઈ બાબતની નથી લાગતી. એટલે એવા પ્રસંગોએ તે મોંતાનની દરખાસ્તોને નકારી કાઢે છે અને દિવસની કારવાઈ આગળ ચલાવે છે. વ્યવસ્થાની પાર્ટીએ બહોળાં પાસાં ધરાવતા ઉપસ્થિત સવાલને એ રીતે પડતો મૂકી દીધો એટલે કાર્યવાહક સત્તા એવા મોકાની વાટ જોતી નિરાંતે બેસી રહે છે કે જ્યારે તે એ જ સવાલોને તુચ્છ અને નજીવા પ્રસંગોએ, સમજો કે તેમાં માત્ર સ્થાનિક સંસદીય દિલચસ્પી જ બાકી રહી હોય એવા સમયે, ઊભા કરી શકે. ત્યારે વ્યવસ્થાની પાર્ટીનો દબાયેલો રોષ ભભૂકી ઊઠે છે, ત્યારે તે રંગભૂમિના નેપથ્યને ઢાંકતા પડદાને ફગાવી દે છે, ત્યારે તે પ્રમુખની ઝાટકણી કાઢે છે, ત્યારે તે પ્રજાસત્તાક જોખમમાં હોવાની જાહેરાત કરે છે, પરંતુ ત્યારે તેનો જુસ્સો બેહૂદો અને સંઘર્ષ માટેનો પ્રસંગ દંભી બહાના જેવો અથવા લડાઈ લડવા સાવ નકામો પણ લાગે છે. સંસદીય તોફાન જાણે ચાના કપની ભીતરનું તોફાન બની રહે છે, લડત કાવાદાવા જેવી બની રહે છે, અને ઘર્ષણ ભવાડા જેવું બની રહે છે. ક્રાંતિકારી વર્ગો રાષ્ટ્રીય સભાની નામોશી જોઈને ખારીલી ખુશી માણે છે કારણ કે એ સભા જનતાની આઝાદીઓ વિશે જેટલો

ઉત્સાહ ધરાવતી હોય છે એટલો જ ઉત્સાહ એ વર્ગો સભાના સંસદીય ખાસ હકો વિશે ધરાવતા હોય છે, સંસદની બહારના મૂડીદાર વર્ગને સમજાતું નથી કે સંસદની અંદરનો મૂડીદાર વર્ગ કેવી રીતે આવી તુચ્છ તકરારોમાં વખત વેડફી શકે અને પ્રમુખની જોડે આવી દયાજનક હરીફાઈઓ કરીને શાંતિને જોખમમાં મૂકી શકે. જ્યારે આખી દુનિયા લડાઈઓની ધારણા રાખતી હોય એવી ઘડીએ સુલેહ કરી લેવાની અને આખી દુનિયા માનતી હોય કે સુલેહ થઈ ગઈ છે ત્યારે, એવી ઘડીએ, હુમલો કરવાની યુદ્ધનીતિ જોઈને તે ગોટાળામાં અટવાઈ જાય છે.

ડિસેંબરની ૨૦મી તારીખે પાસ્કાલ દુપ્રાએ આંતરિક મામલાઓના પ્રધાનને સોનાની લગડીઓની લોટરી વિશે સવાલ પૂછ્યો. એ લોટરી "એલીસિયમની પુત્રી"[૬૩] હતી. ફ્રેંચ કાનૂનો મુજબ સખાવતી હેતુઓ માટે સોરટીના અપવાદ સિવાય બીજી બધી લોટરીઓ ઉપર પ્રતિબંધ હોવા છતાં બોનાપાર્ત અને તેના ચેલાઓએ એ લોટરીને અસ્તિત્વમાં આણી હતી અને વડા પોલીસ અમલદાર કાર્લિયેએ તેને સત્તાવાર રક્ષણ પૂરું પાડ્યું હતું. લોટરીની એક ફ્રાંકની સાત મિલિયન ટિકિટો, અને નફાનો કહેવા પૂરતો ઉપયોગ પૅરિસના રખડુઓને કૅલિફોર્નિયા મોકલવામાં. પૅરિસના સર્વહારાઓનાં સમાજવાદી સ્વપ્નોનું સ્થાન સુવર્ણનાં સ્વપ્નો લઈ લેવાનાં હતાં, કામ કરવાના સૈદ્ધાંતિક અધિકારનું સ્થાન પહેલા ઈનામની લલચામણી સંભાવના લઈ લેવાની હતી. સ્વાભાવિક છે કે પૅરિસના કામદારો કૅલિફોર્નિયાની સોનાની લગડીઓના ચળકાટમાં, તેમનાં ખીસાંમાંથી ગુપચુપ લલચાવીને સરકાવી લેવામાં આવતા ફ્રાંકના સિક્કાઓને, પારખી ન શક્યા. પરંતુ મુખ્યત્વે તો આખા મામલામાં સીધેસીધી છેતરપિંડી સિવાય બીજું કંઈ જ નહોતું. પૅરિસની બહાર નીકળવાની તકલીફ લીધા વગર જ કૅલિફોર્નિયાની સોનાની ખાણો ખોલવા માગતા લફંગાઓ તો બોનાપાર્ત પોતે અને કરજમાં ડૂબેલા તેના ગોળમેજી સાગરીતો જ હતા. રાષ્ટ્રીય સભાએ મંજૂર કરેલા ત્રણ મિલિયન ફ્રાંક વૈભવવિલાસની જિંદગીમાં વેડફી નાખવામાં આવ્યા હતા અને તિજોરીઓને ગમે તેમ કરીને પાછી ભરી દેવાની હતી. બોનાપાર્તે કહેવાતા કામદાર વસવાટો બાંધવા માટે રાષ્ટ્રીય ફંડફાળો શરૂ કરવાની અને યાદીમાં સૌથી પહેલાં સારી એવી રકમ પોતાના નામે લખાવવાની મહેનત નકામી કરી હતી. કઠણ દિલના મૂડીદારો તેની રકમ ભરપાઈ થવાની વાટ અવિશ્વાસથી જોતા રહ્યા, પરંતુ સ્વાભાવિક રીતે જ રકમ ભરપાઈ ન થઈ એટલે હવાઈ સમાજવાદી કિલ્લાઓની સટ્ટાખોરી સીધી ભોંયભેગી થઈ ગઈ. સોનાની



લગડીઓની તરકીબ બહેતર સાબિત થઈ. બોનાપાર્ત તથા તેની ટોળકીને સાત મિલિયનની રકમમાંથી ઈનામોની લગડીઓની કિંમત ઉપરાંત બચેલા નફાનો અમુક હિસ્સો ખીસાંમાં પધરાવી દઈને સંતોષ ન થયો, તેમણે લોટરીની ખોટી ટિકિટો બનાવીને વેચી. એકના એક નંબરની દસ, પંદર, અને વીસ ટિકિટો પણ વેચી — ડિસેંબરની ૧૦મી તારીખના સમાજની ભાવનાની નાણાકીય કામગીરી એવી હતી! અહીંયાં રાષ્ટ્રીય સભાની સામે પ્રજાસત્તાકનો કોઈ કલ્પિત પ્રમુખ નહોતો પરંતુ જીવતોજાગતો બોનાપાર્ત હતો. તે બોનાપાર્તને કરતૂત, બંધારણનો નહિ પરંતુ ફોજદારી કાનૂનનો ભંગ કરતું કરતૂત, કરતી વેળા પકડી શકી હોત. દુપ્રાના સવાલ પછી તેણે દિવસનો કાર્યક્રમ આગળ ચલાવ્યો તેમાં માત્ર એટલી જ બાબત કારણભૂત નહોતી કે રાષ્ટ્રીય સભા પોતાને "સંતોષ" થઈ ગયો હોવાની જાહેરાત કરે એવી જિરાર્દેનની દરખાસ્ત વ્યવસ્થાની પાર્ટીને તેના પોતાના પદ્ધતિસર ભ્રષ્ટાચારની યાદ કરાવતી હતી. મૂડીવાદી, અને સૌપ્રથમ તો ફૂલીને રાજપુરુષ બની ગયેલો મૂડીવાદી, પોતાના અમલી કમીનાપણામાં સૈદ્ધાંતિક અતિરેકની પુરવણી કરતો હોય છે. તે રાજપુરુષ તરીકે, તેની સામે ઉપસ્થિત રાજ્ય સત્તાની જેમ, એવી ઉચ્ચતર હસ્તી બની જાય છે કે તેની સામે કેવળ ઉચ્ચતર પવિત્ર રીતે જ લડી શકાય.

બોનાપાર્ત સ્વચ્છંદી હતો, રજવાડી ઢબનો અવનત સર્વહારા હતો, એટલે જ, ચોક્કસ એ કારણસર જ, લફંગા મૂડીવાદીઓથી એટલા પૂરતો ચડિયાતી સ્થિતિમાં હતો કે સંઘર્ષ લડવામાં કમીનાપણું અજમાવી શકતો હતો. ખુદ સભાએ જ તેને સંભાળથી દોરીને લશ્કરી મિજબાનીઓ, પરીક્ષણો, તથા ડિસેંબરની દસમી તારીખના સમાજની અને છેલ્લે ફોજદારી કાનૂનની લપસણી જમીન પાર કરાવી દીધી ત્યારે તેને સમજાઈ ગયું કે દેખાતું બચાવનું વલણ પડતું મૂકીને હલ્લાનું વલણ અપનાવી લેવાની વેળા આવી ગઈ છે. ન્યાયપ્રધાન, યુદ્ધપ્રધાન, નૌકાદળપ્રધાન, અને નાણાપ્રધાનને મળેલા ગૌણ પરાજયોથી, જેની મારફત રાષ્ટ્રીય સભાએ પોતાનો ધુરકાટભર્યો અણગમો જાહેર કર્યો હતો એ પરાજયોથી, તેને બહુ ઓછી પરેશાની થઈ હતી. તેણે પ્રધાનોને રાજીનામાં આપતા અટકાવ્યા અને એ રીતે કાર્યવાહક સત્તાના સંબંધમાં સંસદની સર્વોપરિતાને માન્ય કરી લેતા અટકાવ્યા એટલું જ નહિ પરંતુ રાષ્ટ્રીય સભાના મધ્યાવકાશ દરમિયાન તેણે જેની શરૂઆત કરી હતી તેની, લશ્કરી સત્તાને સંસદથી અળગી કરી દેવાના કાર્યની, શાંગાર્નિયેને હઠાવી દેવાના કાર્યની, પરિસમાપ્તિ પણ તે કરી શક્યો. મે માસ દરમિયાન પ્રથમ લશ્કરી ડિવિઝનને

સંબોધિત કહેવાતો, અને એટલે શાંગાર્નિયેએ આપેલો, તાત્કાલિક હુકમ એક એલીસી અખબારમાં પ્રગટ થયો. તેમાં અફસરોને ભલામણ કરવામાં આવી હતી કે વિદ્રોહની ઘટના બને તો દેશદ્રોહીઓને પોતાની હરોળોમાં આશરો બિલકુલ ન આપવો પરંતુ તત્કાળ ગોળીએ વીંધી નાખવા, અને રાષ્ટ્રીય સભા સૈન્યોની માગણી કરે તો ઇનકાર કરી દેવો. ૧૮૫૧ના જાન્યુઆરીની ત્રીજી તારીખે પ્રધાનમંડળને એ હુકમ વિશે સવાલ પૂછવામાં આવ્યો. તે બાબતની તપાસ માટે પહેલાં ત્રણ મહિનાના, પછી એક અઠવાડિયાના, અને છેલ્લે માત્ર ચોવીસ કલાકના સમયની માગણી કરે છે. સભા તત્કાળ ખુલાસો કરવાનું દબાણ કરે છે. શાંગાર્નિયે ઊભો થઈને જાહેરાત કરે છે કે એવો કોઈ હુકમ કદી અસ્તિત્વમાં હતો જ નહિ. તે ઉમેરે છે કે પોતે રાષ્ટ્રીય સભાની માગણીઓનો હંમેશાં સત્વર અમલ કરશે અને ટક્કરના સંજોગોમાં પોતાના ટેકાની ખાતરી રાષ્ટ્રીય સભા રાખી શકે છે. રાષ્ટ્રીય સભા તેની જાહેરાતને અવર્ણનીય તાળીઓથી વધાવી લે છે અને તેના સંબંધમાં વિશ્વાસની દરખાસ્ત અપનાવે છે. રાષ્ટ્રીય સભા પોતાની સત્તાનો ત્યાગ કરી દે છે, પોતાને એક જનરલના ખાનગી રક્ષણ હેઠળ મૂકીને પોતાની નાકૌવતી અને સેનાની સર્વશક્તિમત્તા જાહેર કરે છે, પરંતુ જનરલને બોનાપાર્ત પાસેથી જ જાગીરની જેમ મળેલી સત્તા એ જ બોનાપાર્તની વિરુદ્ધ રાષ્ટ્રીય સભાને હવાલે કરતી વેળા, અને પોતાના તરફથી રક્ષણની જરૂરત અનુભવતી આશ્રિત સંસદ પાછું પોતાને જ વળતું રક્ષણ પૂરું પાડે એવી આશા રાખતી વેળા, જનરલ ખુદ પોતાની જોડે જ છેતરપિંડી કરે છે. પરંતુ શાંગાર્નિયે તો પોતાને મૂડીદાર વર્ગે ૧૮૪૯ના જાન્યુઆરીની ૨૯મી તારીખથી બક્ષેલી રહસ્યમય સત્તામાં પૂરી નિષ્ઠા ધરાવે છે. તે પોતાને ત્રીજી સત્તા, બેઉ રાજ્ય સત્તાઓની જોડાજોડ અસ્તિત્વ ધરાવતી ત્રીજી સત્તા, ગણે છે. તે આ યુગના શૂરવીરોના, અથવા સમજો કે સંતોના, ભાવિમાં ભાગીદાર બને છે. એ શૂરવીરો અથવા સંતોની મહાનતા તો તેમનો પાર્ટી તરફથી પોતાના હિતમાં પેદા કરવામાં આવતી તેમની પક્ષપાતી મોટી નામનામાં જ ચોક્કસ રૂપે સમાયેલી છે, અને સંજોગો તેમને ચમત્કારો કરી દેખાડવાની હાકલ કરે ત્યારે તેઓ સંકોડાઈને રોજિંદા સાધારણ માણસો બની જાય છે. સામાન્ય રીતે અવિશ્વાસ એ મશહૂર શૂરવીરો તથા સંતોનો કટ્ટર દુશ્મન હોય છે. એટલે જ વિનોદ અને હાંસી કરનારા માણસો તરફથી પ્રદર્શિત કરવામાં આવતો ઉત્સાહનો અભાવ જોઈને તેઓ ભવ્ય નૈતિક ખીજ ઠાલવે છે.

એ જ દિવસે સાંજના વખતે પ્રધાનોને એલીસી બોલાવવામાં આવે છે, બોનાપાર્ત શાંગાર્નિયેની બરતરફીનો તકાદો કરે છે, પાંચ પ્રધાનો સહી કરવાનો ઇનકાર કરી દે છે, *«Moniteur»* પ્રધાનમંડળની કટોકટીની જાહેરાત કરે છે, અને વ્યવસ્થાની પાર્ટી શાંગાર્નિયેની સરદારી હેઠળ સંસદીય સેના સ્થાપવાની ધમકી આપે છે. વ્યવસ્થાની પાર્ટીને એવું કદમ ઉઠાવવાનો બંધારણીય અખત્યાર હતો. તેને ખાલી એટલું જ કરવાનું હતું કે શાંગાર્નિયેને રાષ્ટ્રીય સભાના અધ્યક્ષ તરીકે નીમી દે અને રાષ્ટ્રીય સભાના રક્ષણ માટે મરજી પડે એટલાં સૈન્યોને બોલાવી લે. તેને માટે એવું કદમ વધારે સલામતીથી ઉઠાવવાનું શક્ય હતું કારણ કે સેનાની અને પૅરિસના રાષ્ટ્રીય રક્ષક દળની સરદારી હજી શાંગાર્નિયેના હાથમાં હતી અને તે વાટ જોતો જ બેઠો હતો કે પોતાને લશ્કર સાથે બોલાવવામાં આવે. બોનાપાર્તપંથી અખબારોએ હજી સૈન્યોને સીધાં બોલાવવાના રાષ્ટ્રીય સભાના અધિકારને પડકારવાની હિંમત જ નહોતી કરી, એવો કાનૂની વાંધો ઉપસ્થિત સંજોગોમાં સફળતાની કોઈ આશા ઊભી નહોતો કરતો. બોનાપાર્તને આઠ દિવસ આખા પૅરિસમાં તપાસ કરવી પડી, અને ત્યાર પછી જ તેને એવા બે જનરલો— બારાગે દ'ઇલિએ અને સેં-જાં દ'આંજેલી—મળ્યા કે જે શાંગાર્નિયેની બરતરફીના હુકમમાં સહી કરવા તૈયાર થયા, એ વાતને ધ્યાનમાં રાખતાં સંભવ છે કે સેનાએ રાષ્ટ્રીય સભાના હુકમોનું પાલન કર્યું હોત. પરંતુ વ્યવસ્થાની પાર્ટીને ખુદ પોતાની હરોળોમાં અને સંસદમાં એવા ઠરાવની તરફેણમાં જરૂરી સંખ્યાના મતો મળ્યા હોત કે નહિ, એ બાબતમાં શંકાથીયે કશુંક વધારે છે કારણ કે આઠ દિવસ પછી બસો ને છયાશી મતો પાર્ટીથી અળગા થઈ ગયા હતા, અને ૧૮૫૧ના ડિસેંબરમાં, નિર્ણય લેવાની છેલ્લી ઘડીએ, તેને મળતી આવતી દરખાસ્તને મોંતાન જૂથ હજી નકારતું હતું. તેમ છતાં બુર્ગગ્રાફો હજી પોતાની પાર્ટીને એવું શૂરાતન ચડાવવામાં કદાચ સફળ થઈ ગયા હોત કે જે બૅયોનેટોના જંગલની પાછળ પોતાની સલામતીની લાગણી અનુભવવામાં અને ભાગીને પોતાની છાવણીમાં આવી ગયેલી સેનાની સેવાઓ સ્વીકારી લેવામાં સમાયેલું હતું. તેને બદલે બુર્ગગ્રાફ સજ્જનો રાજપુરુષો જેવી વાણીનો ઉપયોગ કરીને અને રાજ્યનાં હિતોની બાબતોને લક્ષમાં લેવા સમજાવીને બોનાપાર્તને શાંગાર્નિયેની બરતરફીનું કદમ લેતો અટકાવવા જાન્યુઆરીની છઠ્ઠી તારીખે સાંજે એલીસી પહોંચી ગયા. માણસ જેને સમજાવવા જાય તેને સંજોગોના સ્વામી તરીકે સ્વીકારી લેતો હોય છે. એવા કદમથી પોતાની સલામતીની ખાતરી અનુભવતા બોનાપાર્તે જાન્યુઆરીની ૧૨મી તારીખે નવું પ્રધાનમંડળ નીમ્યું. તેમાં જૂના પ્રધાનમંડળના આગેવાનો ફૂલ્દ અને બારોશ સામેલ હતા. સેં-જાં

દ'અંજેલી યુદ્ધપ્રધાન બન્યો. શાંગાર્નિયેની બરતરફીનો હુકમ «Moniteur» માં પ્રગટ થયો. તેની સરદારીને વિભાજિત કરી નાખવામાં આવી, પ્રથમ લશ્કરી ડિવિઝન બારાગે દ'ઇલિએને સોંપવામાં આવી અને રાષ્ટ્રીય રક્ષક દળ પેર્રોને સુપરત કરી દેવામાં આવ્યું. "સમાજના ગઢને" પાણીચું આપવામાં આવ્યું, અને એથી છાપરાનાં કોઈ નળિયાં નીચે ન પડી ગયાં પરંતુ બીજી તરફ શૅરબજારમાં ભાવ વધી ગયા.

વ્યવસ્થાની પાર્ટી પોતાની સેવામાં શાંગાર્નિયેના રૂપમાં પેશ થયેલી સેનાને નકારી દઈને, અને એ રીતે તેને અફર રીતે પ્રમુખના તાબામાં મૂકી દઈને, જાહેર કરે છે કે મૂડીદાર વર્ગે શાસન કરવાનો પોતાનો વ્યવસાય તજી દીધો છે. સંસદીય પ્રધાનમંડળ હવે અસ્તિત્વમાં નહોતું રહ્યું. સેના અને રાષ્ટ્રીય રક્ષક દળ ઉપરનો પોતાનો કાબૂ હવે ખરેખર ગુમાવી દીધા પછી, પોતે પચાવી પાડેલી જનતા ઉપરની સંસદની સત્તા અને પ્રમુખની વિરુદ્ધ પોતાની બંધારણીય સત્તાને એકીસાથે જાળવી રાખવા માટે, બળજોરીનાં ક્યાં સાધનો તેની પાસે બાકી રહ્યાં હતાં? એક પણ નહિ. હવે તેને માટે કશા જોર વગરના સિદ્ધાંતોને ખાલી અપીલ કરવાનું જ બાકી રહ્યું હતું. તેણે પોતે એ સિદ્ધાંતોનું અર્થઘટન હંમેશાં કેવળ એવા સામાન્ય નિયમો તરીકે કર્યું હતું કે જેને માણસ, ખુદ વધારે મુક્ત રીતે હરીફરી શકે એટલા ખાતર, બીજા લોકોને માટે નિર્ધારિત કરતો હોય છે. અમે જેની છણાવટ કરી રહ્યા છીએ એ ગાળાનો, વ્યવસ્થાની પાર્ટી અને કાર્યવાહક સત્તા વચ્ચેના સંઘર્ષના ગાળાનો, પહેલો હિસ્સો શાંગાર્નિયેની બરતરફી અને લશ્કરી સત્તા બોનાપાર્તના હાથમાં આવી જવાની ઘટના સાથે પૂરો થાય છે. બે સત્તાઓ વચ્ચેનું યુદ્ધ હવે ખુલ્લેઆમ જાહેર કરી દેવામાં આવ્યું છે, ખુલ્લેઆમ લડાઈ રહ્યું છે, પરંતુ વ્યવસ્થાની પાર્ટી હથિયારો તેમ જ સિપાહીઓને ખોઈ બેઠી ત્યાર પછી જ. પ્રધાનમંડળ વગરની, સેના વગરની, જનતા વગરની, લોકમત વગરની, મે માસની ૩૧મી તારીખના ચૂંટણી કાનૂન પછી સાર્વભૌમ રાષ્ટ્રના પ્રતિનિધિ તરીકે ન રહેલી, આંખો વગરની, કાન વગરની, દાંત વગરની, દરેક વસ્તુ વગરની, રાષ્ટ્રીય સભા ધીરે ધીરે રૂપાંતર પામતી એવી **પ્રાચીન ફ્રેંચ સંસદમાં**[94] પલટાઈ ગઈ હતી કે જેને કદમ ઉઠાવવાનું સરકારના હાથમાં રહેવા દેવું પડે છે, અને અવસર વીતી ગયા પછી ઘુરકાટભરી ફરિયાદો કરીને સંતોષ માની લેવો પડે છે.

વ્યવસ્થાની પાર્ટી નવા પ્રધાનમંડળની બાબતમાં રોષનું તોફાન મચાવી દે છે. જનરલ બેદો મધ્યાવકાશ દરમિયાન કાયમી પંચની નરમાશને, અને તેની



કાર્યનોંધોના પ્રકાશનની વાત પડતી મૂકીને તેણે બતાવેલી વધારે પડતી સહાનુભૂતિને, યાદ કરે છે. હવે આંતરિક મામલાઓનો પ્રધાન પોતે જ એ કાર્યનોંધોને, અત્યાર સુધીમાં નાળાના પાણી જેવી બેરંગ બની ગયેલી અને કોઈ નવી હકીકતોને જાહેર ન કરતી, તથા કંટાળેલી જનતા ઉપર જરાક સરખીયે અસર ન પાડતી કાર્યનોંધોને, પ્રગટ કરવાની જોરદાર માગણી કરે છે. રેમ્યૂઝાની દરખાસ્ત મુજબ રાષ્ટ્રીય સભા પોતાનાં કાર્યાલયોમાં નિવૃત્ત થઈ જાય છે અને "અસાધારણ પગલાંની સમિતિ" નીમે છે. પૅરિસના રોજિંદા કામકાજમાં કશો ખાસ ફરક નથી પડતો કારણ કે આ સમયે વેપાર સમૃદ્ધિની સ્થિતિમાં છે, કારખાનાં ધમધોકાર ચાલે છે, અનાજની કિંમતો ઓછી છે, ખોરાકની ચીજોની રેલમછેલ છે, અને બચત બૅંકોમાં દરરોજ નવી રકમો જમા કરાવવામાં આવે છે. સંસદે ભારે જોરશોરથી જાહેર કરેલાં "અસાધારણ પગલાં" જાન્યુઆરીની ૧૮મી તારીખે પ્રધાનમંડળની વિરુદ્ધ અવિશ્વાસની દરખાસ્ત સંબંધી મતદાનમાં વિલય પામી જાય છે. દરખાસ્તમાં જનરલ શાંગાર્નિયેનો ઉલ્લેખ પણ નથી કરવામાં આવતો. વ્યવસ્થાની પાર્ટીને પ્રજાસત્તાકપંથીઓના મતોનો ટેકો હાંસલ કરવા માટે પોતાની દરખાસ્ત એવી રીતે ઘડવી પડી હતી કારણ કે પ્રધાનમંડળનાં બધાં પગલાંમાંથી માત્ર એકને જ, ચોક્કસ રૂપે શાંગાર્નિયેની બરતરફીના પગલાને જ, પ્રજાસત્તાકપંથીઓ બહાલ કરે છે, અને વ્યવસ્થાની પાર્ટી વાસ્તવમાં પ્રધાનમંડળનાં બીજાં કૃત્યોની ટીકા કરવાની સ્થિતિમાં નથી કારણ કે એ કૃત્યો તેના પોતાના જ તકાદા મુજબ કરવામાં આવેલાં છે.

જાન્યુઆરીની ૧૮મી તારીખની અવિશ્વાસની દરખાસ્ત બસો ને છયાશી મતો વિરુદ્ધ ચાર સો ને પંદર મતોએ પાસ થઈ હતી. એ રીતે, વિશુદ્ધ પ્રજાસત્તાકપંથીઓ તથા મોંતાનની સાથે ઉગ્ર વૈધતાવાદીઓ તથા ઓર્લિયનપંથીઓની **એકસંપીના** આધારે તે પાસ થઈ હતી. એથી સાબિત થઈ ગયું કે વ્યવસ્થાની પાર્ટી બોનાપાર્ત સાથેનાં ઘર્ષણોમાં કેવળ પ્રધાનમંડળ જ નહિ, કેવળ સેના જ નહિ, પરંતુ પોતાની સ્વતંત્ર સંસદીય બહુમતી પણ ખોઈ બેઠી હતી. પ્રતિનિધિઓનું એક જૂથ સુમેળ સાધવાના ઝનૂનને લીધે, સંઘર્ષની બીકને લીધે, શિથિલતાને લીધે, ખૂબ વહાલા અને પોતીકા લાગતા સરકારી પગારોના સંબંધમાં કૌટુંબિક ગણતરીઓને લીધે, ખાલી પડનારાં પ્રધાનપદોના સંબંધમાં તરંગતુક્કાઓને લીધે (ઓદીલોન બાર્રો), સાધારણ મૂડીવાદીને આ કે તે ખાનગી હેતુ ખાતર પોતાના વર્ગનાં સામાન્ય હિતોનું બલિદાન દેવા હંમેશાં તત્પર બનાવી દેનારી ખાલી અહંતાને લીધે, તેની છાવણીમાંથી ભાગી ગયું હતું. બોનાપાર્તપંથી

પ્રતિનિધિઓ શરૂઆતથી જ માત્ર ક્રાંતિ સામેના સંઘર્ષમાં જ વ્યવસ્થાની પાર્ટીને અનુસરતા હતા. કૅથોલિક પાર્ટીનો આગેવાન મોંતાલમ્બેર એ વખતે પોતાની અસર બોનાપાર્તપંથી પલ્લામાં નાખી ચૂક્યો હતો કેમ કે સંસદીય પાર્ટીના અસ્તિત્વની સંભાવનાઓ વિશે તેને હતાશા થઈ ગઈ હતી. છેલ્લે, આ પાર્ટીના આગેવાનોને, થિયેર તથા બેર્યેને, ઓર્લિયનપંથી તથા વૈધતાવાદીને, ખુલ્લેઆમ પોતાને પ્રજાસત્તાકપંથી જાહેર કરી દેવા પડ્યા હતા, એકરાર કરી લેવો પડ્યો હતો કે પોતાનાં હૈયાં રાજશાહીપંથી છે પરંતુ મસ્તકો પ્રજાસત્તાકપંથી છે, સમગ્ર રૂપમાં મૂડીદાર વર્ગના શાસન માટે એકમાત્ર શક્ય રૂપ સંસદીય પ્રજાસત્તાકનું છે. એ રીતે તેમને પુનઃસ્થાપનાની યોજનાઓને, જેને તેઓ એકસરખા જોખમી અને મૂર્ખાઈભર્યા કાવાદાવા તરીકે સંસદની પીઠ પાછળ અણથક અનુસરતા હતા એ યોજનાઓને, મૂડીદાર વર્ગની નજર સામે જ લાંછિત કરવી પડી હતી.

જાન્યુઆરીની ૧૮મી તારીખના અવિશ્વાસના ઠરાવથી પ્રધાનોને ફટકો પડયો હતો, પ્રમુખને નહિ. પરંતુ શાંગાર્નિયેને બરતરફ તો પ્રમુખે કર્યો હતો, પ્રધાનમંડળે નહિ. તો શું વ્યવસ્થાની પાર્ટીએ ખુદ બોનાપાર્તની વિરુદ્ધ આરોપનામું રજૂ કરવું જોઈએ? તેની પુનઃસ્થાપનાની મંછાઓ બદલ? પરંતુ બોનાપાર્તે તો તેમની પોતાની એવી મંછાઓમાં ખાલી પુરવણી જ કરી હતી. લશ્કરી પરીક્ષણો તથા ડિસેંબરની ૧૦મી તારીખના સમાજના સંબંધમાં તેના કાવતરા બદલ? એ બાબતોને તેમણે લાંબા સમય પહેલાં સાદા તાત્કાલિક હુકમો નીચે દફનાવી દીધી હતી. જાન્યુઆરીની ર૯મી અને જૂનની ૧૩મી તારીખના શૂરવીરની, વિદ્રોહની ઘટના બને તો પૅરિસના ચારેચાર ખૂણાઓમાં આગ લગાવી દેવાની ધમકી ૧૮૫૦ના મે માસમાં આપનારા આદમીની, બરતરફી બદલ? મોંતાન જૂથમાંના તેમના સંગાથીઓ અને કાવેન્યાક, "સમાજના" ઢળી પડેલા "ગઢને" હમદર્દીની સત્તાવાર પુષ્ટિ મારફત પાછો ખડો કરવાની છૂટ પણ તેમને નહોતા આપતા. કોઈ જનરલને બરતરફ કરવાના પ્રમુખના બંધારણીય અખત્યારને તેઓ પોતે નકારી નહોતા શકતા. તેમનો રોષ માત્ર એટલા કારણસર જ ભભૂકી ઊઠયો હતો કે પ્રમુખે પોતાના બંધારણીય અધિકારનો ઉપયોગ સંસદ વિરુદ્ધ કર્યો હતો. તેમણે પોતે પોતાના સંસદીય વિશિષ્ટ અધિકારનો ઉપયોગ બંધારણ વિરુદ્ધ સતત, અને ખાસ કરીને સાર્વજનીન મતાધિકારની નાબૂદીના સંબંધમાં, નહોતો કર્યો? એટલે તેઓ કડક સંસદીય મર્યાદાઓની અંદર જ કદમ ઉઠાવવાની હાલતમાં ધકેલાઈ ગયા હતા. અને જે લોકો સંસદીય સત્તાના સંજોગોને ખુદ પોતાના હાથે જ ખતમ કરી ચૂકયા હતા, અને બીજા



વર્ગો સામેના સંઘર્ષમાં ચોક્કસ ખતમ કરી નાખવાના જ હતા, તેઓ પેલા અજબ રોગને લીધે જ, ૧૮૪૮થી આખા ખંડમાં કેર વરસાવી રહેલા અને જેને લાગી જાય તેને કલ્પનાની દુનિયામાં સખત જકડી રાખતા તથા તેની પૂરી સૂધબૂધને, પૂરી યાદદાસ્તને, તેમ જ કપરી બાહ્ય દુનિયાના સંબંધમાં પૂરી સમજણને ખતમ કરી નાખતા **સંસદીય જડવામનતાના** રોગને લીધે જ, એ સંસદીય જડવામનતાના રોગને લીધે જ, હજી પોતાના સંસદીય વિજયોને વિજયો ગણે છે અને પ્રમુખના પ્રધાનોને ફટકો લગાવીને જાણે પ્રમુખને જ ફટકો લગાવ્યો હોય એમ માને છે. પરંતુ તેમણે તો તેને રાષ્ટ્રની નજરમાં રાષ્ટ્રીય સભાને માથે નવી હીણપત લાદવાની તક જ આપી છે, એટલું જ કર્યું છે. જાન્યુઆરીની ૨૦મી તારીખે *«Moniteur»*એ જાહેરાત કરી કે આખા પ્રધાનમંડળનું રાજીનામું સ્વીકારી લેવામાં આવ્યું છે. જાન્યુઆરીની ૧૮ મી તારીખના મતદાને, મોંતાન અને રાજશાહીપંથીઓની એકસંપીના નતીજાએ, સાબિત કરી દીધું હતું તે મુજબ, હવે કોઈ પણ સંસદીય પાર્ટી બહુમતી ન ધરાવતી હોવાનું બહાનું કાઢીને બોનાપાર્તે, નવી બહુમતી અસ્તિત્વમાં આવે ત્યાં સુધીના સમય માટે, કહેવાતું વચગાળાનું પ્રધાનમંડળ નીમી દીધું. તેનો એક પણ સભ્ય સંસદનો સભ્ય નહોતો, બધા પ્રધાનો સાવ અજાણ્યા અને નમાલા માણસો હતા, આખું પ્રધાનમંડળ માત્ર કારકુનો તથા નકલચીઓનું હતું. વ્યવસ્થાની પાર્ટી હવે એ કઠપૂતળાંની જોડે થાતે જાય એટલું રમી શકે એમ હતી, કાર્યવાહક સત્તા હવે રાષ્ટ્રીય સભામાં ગંભીર પ્રતિનિધિત્વ ધરાવવાની બાબતને કશા ખપની નહોતી ગણતી. બોનાપાર્તે તો તેના પ્રધાનો જેટલા વધારે પ્રમાણમાં સાવ ઢીંગલા જેવા હતા એટલી વધારે ઉઘાડી રીતે સમગ્ર કાર્યવાહક સત્તા પોતાના હાથમાં કેંદ્રિત કરી લીધી, અને તેનો ઉપયોગ પોતાના સ્વાર્થમાં કરવાની એટલી વધારે બહોળી શક્યતા તેને સાંપડી.

વ્યવસ્થાની પાર્ટીએ મોંતાન જૂથ સાથે એકસંપી કરી લીધી અને પ્રમુખને અઢાર લાખ ફ્રાંકનું અનુદાન આપવાની દરખાસ્તને નામંજૂર કરાવીને વેર વાળ્યું. ડિસેંબરની ૧૦મી તારીખના સમાજના મોવડીએ પોતાના કારકુન પ્રધાનોને એવી દરખાસ્ત રજૂ કરવાની ફરજ પાડી હતી. આ વખતે ફેંસલો માત્ર એકસો ને બે મતોની બહુમતીથી થયો હતો, એ રીતે જાન્યુઆરીની ૧૮મી તારીખ પછી બીજા સત્તાવીસ મતો ઓછા થઈ ગયા હતા, વ્યવસ્થાની પાર્ટીનું વિઘટન વધી રહ્યું હતું. સાથે સાથે જ, મોંતાન જૂથ સાથેની તેની એકસંપી વિશે કોઈ જાતની ગેરસમજણ એક પળ માટે પણ ન થાય એટલા ખાતર તેણે

રાજકીય અપરાધીઓની સર્વસામાન્ય મુક્તિની દરખાસ્તને, મોંતાનના એંસો નેવ્યાશી સભ્યોની સહીવાળી દરખાસ્તને, લક્ષમાં લેવાનો પણ તુચ્છકારભર્યો ઇનકાર કરી દીધો. આંતરિક મામલાઓના પ્રધાન માટે, કોઈ વઈસ નામે આદમી માટે, માત્ર એટલું જાહેર કરવાનું પૂરતું થઈ ગયું કે શાંતિ તો કેવળ ઉપરથી દેખાય છે, છાની રીતે મોટી ચળવળ ચાલી રહી છે, છૂપા સમાજોનું સંગઠન ગુપ્ત રીતે થઈ રહ્યું છે, લોકશાહીવાદી છાપાં ફરી પ્રકાશનની તૈયારી કરી રહ્યાં છે, વિસ્તારોમાંથી મળતા અહેવાલો પ્રતિકૂળ છે, જિનિવાના નિરાશ્રિતો લ્યોનને રસ્તે આખા દક્ષિણ ફ્રાંસમાં ફેલાઈ રહેલા કારસ્તાનનું સંચાલન કરી રહ્યા છે, ફ્રાંસ ઔદ્યોગિક તથા વાણિજ્ય કટોકટીની અણીએ પહોંચી ગયું છે, રૂબેમાં કારખાનદારોએ કામના કલાકો ઘટાડી નાખ્યા છે, બેલ-ઈલના[95] કેદીઓએ બંડ કર્યું છે—વઈસ જેવા નમાલા આદમી માટે પણ લાલ ભૂત ખડું કરી દેવાનું પૂરતું સાબિત થઈ ગયું, વ્યવસ્થાની પાર્ટીએ તરત, કશી ચર્ચાવિચારણા વગર જ, એવી દરખાસ્તને નકારી કાઢી કે જેણે રાષ્ટ્રીય સભાને પારાવાર લોકપ્રિયતા અપાવી હોત અને બોનાપાર્તને પાછો તેના બાહુઓમાં ધકેલી દીધો હોત. તેણે નવાં દંગલોની શક્યતા વિશે કાર્યવાહક સત્તાની વાતોથી ધાક ખાઈ જવાને બદલે વર્ગસંઘર્ષને થોડોક વધારે અવકાશ આપવો જોઈતો હતો, અને એ રીતે કાર્યવાહક સત્તાને પોતાના અવલંબનમાં રાખવી જોઈતી હતી. પરંતુ જોખમી કર્તવ્ય હાથમાં લેવાની હિંમત તે ન બતાવી શકી.

દરમિયાનમાં કહેવાતું વચગાળાનું પ્રધાનમંડળ એપ્રિલના મધ્ય સુધી નિષ્ક્રિય હાલતમાં વખત બરબાદ કરતું રહ્યું. બોનાપાર્ત સતત પ્રધાનમંડળનાં નવાં જોડાણો થકી રાષ્ટ્રીય સભાને થકવી નાખતો અને બેવકૂફ બનાવતો રહ્યો. તે ક્યારેક લામાર્તીન તથા બિયોનું પ્રજાસત્તાકપંથી પ્રધાનમંડળ તો ક્યારેક અનિવાર્ય ઓદીલોન બાર્રોનું, કોઈ ભોળિયા ભટની જરૂર પડે ત્યારે જેનું નામ ગોતવા ન જવું પડે એવા બાર્રોનું, સંસદીય પ્રધાનમંડળ તો વળી ક્યારેક વાતીમેનીલ તથા બેનુઆ દ'આઝીનું વૈધતાવાદી પ્રધાનમંડળ અને પછી માલેવીલનું ઓર્લિયનપંથી પ્રધાનમંડળ રચવા માગતો હોય એમ લાગતું. તેણે એ રીતે વ્યવસ્થાની પાર્ટીનાં જુદાં જુદાં જૂથોને એકબીજાની વિરુદ્ધ તણાવની હાલતમાં રાખ્યાં, તથા પ્રજાસત્તાકપંથી પ્રધાનમંડળની અને તેના પરિણામે સાર્વજનીન મતાધિકારની અનિવાર્ય પુનઃસ્થાપનાની સંભાવનાથી સમગ્ર રૂપમાં ભયભીત બનાવી દીધાં, અને સાથે સાથે જ મૂડીદાર વર્ગની અંદર એવી પ્રતીતિ પેદા કરી કે સંસદીય પ્રધાનમંડળ રચવાના તેના પ્રમાણિત પ્રયાસો રાજશાહીપંથી જૂથો વચ્ચેના કટ્ટર અણબનાવને લીધે નિષ્ફળ બની જાય છે. પરંતુ મૂડીદાર વર્ગે તો "મજબૂત સરકાર" માટે વધારે જોરથી દેકારા કર્યા, હવે સામાન્ય વ્યાપારી કટોકટી જેમ જેમ વધારે નિકટ આવતી નજરે પડતી હતી, અને તારાજી ફેલાવતી અનાજની નીચી કિંમતોના પરિણામે જેવી રીતે ગામોમાં સમાજવાદના નવા રંગરૂટો તૈયાર થઈ રહ્યા હતા એવી જ રીતે શહેરોમાં સમાજવાદના નવા રંગરૂટોને તૈયાર કરતી હતી, તેમ તેમ ફ્રાંસમાં "વહીવટ વગરની" હાલત રહેવા દેવાનું તેને વધારે અક્ષમ્ય લાગતું હતું. વ્યાપાર દરરોજ વધારે મંદ પડતો જતો હતો, બેકારોની સંખ્યામાં પારખી શકાય એટલો વધારો થયો હતો, પૅરિસમાં ઓછામાં ઓછા દસ હજાર કામદારોને રોટી નહોતી મળતી, રૂઆન, મુલહાઉઝેન, લ્યોન, રૂબે, તુરકુએન, સેં-એતિયેન, એલ્બ્યોફ, વગેરે જગ્યાઓએ અસંખ્ય કારખાનાં બંધ પડયાં હતાં. એવા સંજોગોમાં બોનાપાર્ત જાન્યુઆરીની ૧૮મી તારીખનું પ્રધાનમંડળ ફરી સ્થાપવાની હિંમત એપ્રિલની ૧૧મી તારીખે કરી શક્યો. સજજનો રૂએ, ફૂલ્દ, બારોશ, વગેરેની સાથે મિસ્ટર લેઓન ફોશેને સામેલ કરીને પ્રધાનમંડળની મજબૂતી વધારી દેવામાં આવી હતી. પોતાના આખરી દિવસો દરમિયાન બંધારણ સભાએ, ખોટા તાર મોકલવા બદલ મિસ્ટર લેઓન ફોશેને, અવિશ્વાસની દરખાસ્ત પ્રધાનોના પાંચ મતો સિવાય સર્વાનુમતે અપનાવીને, લાંછિત કર્યો હતો. એટલે, રાષ્ટ્રીય સભાએ ફક્ત એટલા ખાતર જાન્યુઆરીની ૧૮મી તારીખે પ્રધાનમંડળની ઉપર વિજય હાંસલ કર્યો અને બોનાપાર્તની સામે ત્રણ મહિના સંઘર્ષ ચલાવ્યો કે ફૂલ્દ અને બારોશ એપ્રિલની ૧૧મી તારીખે પોતાની પ્રધાનમંડળની એકસંપીમાં શુદ્ધાચારવાદી ફોશેને ત્રીજા પક્ષ તરીકે સામેલ કરે.

૧૮૪૯ના નવેંબરમાં બોનાપાર્તે **અસંસદીય** પ્રધાનમંડળથી સંતોષ માની લીધો હતો, ૧૮૫૧ના જાન્યુઆરીમાં **સંસદ-બાહ્ય** પ્રધાનમંડળથી સંતોષ માની લીધો હતો, અને એપ્રિલની ૧૧મી તારીખે તેને **સંસદ-વિરોધી** પ્રધાનમંડળ સ્થાપવા માટે પોતાનામાં પૂરતી તાકાત હોય એમ લાગ્યું. એ પ્રધાનમંડળમાં બે સભાઓના, બંધારણ સભા અને વિધાન સભાના, પ્રજાસત્તાકપંથી અને રાજશાહીપંથી સભાઓના, અવિશ્વાસના ઠરાવોનો સુભગ સમન્વય હતો. સંસદ પોતાની પ્રાણભૂત ઉષ્ણતામાં ઘટાડાને માપી શકે એવું થર્મોમીટર પ્રધાનમંડળોની એ શ્રેણીમાં અંકિત હતું. એપ્રિલના અંત સુધીમાં સંસદ એટલી બધી નીચે સરકી પડી હતી કે પેરસીન્યી ખાનગી મુલાકાતમાં શાંગાર્નિયેને પ્રમુખની છાવણીમાં જતા રહેવાની સલાહ આપી શક્યો. તેણે શાંગાર્નિયેને ખાતરી આપી કે બોનાપાર્ત

રાષ્ટ્રીય સભાની અસરને તદ્દન ખતમ થઈ ગયેલી ગણે છે, અને સત્તાપલટા પછી પ્રગટ કરવાની ઘોષણા ક્યારની તૈયાર થઈ ચૂકી છે. સત્તાપલટાને લગાતાર લક્ષમાં રાખવામાં આવ્યો છે પરંતુ તે આકસ્મિક રીતે પાછો મુલતવી રખાઈ ગયો છે. શાંગાર્નિયેએ મૃત્યુનોંધ સંબંધી માહિતી વ્યવસ્થાની પાર્ટીના આગેવાનોને પહોંચાડી. પરંતુ કોણ માને કે માકડ કરડે તો મોત થાય? અને સંસદ ઢળી પડેલી, વિઘટિત થઈ ગયેલી, તથા મોતની નિશાનીઓ ધરાવતી હોવા છતાં ડિસેંબરની ૧૦મી તારીખના સમાજના બેરંગ મોવડી સાથેના પોતાના દ્વંદ્વમાં માકડ સાથેના દ્વંદ્વ સિવાય બીજું કશું પારખવા પોતાને તૈયાર ન કરી શકી. પરંતુ અગેસીલૌ રાજા એગીસને જેવો જવાબ આપ્યો હતો એવો જ જવાબ બોનાપાર્તે વ્યવસ્થાની પાર્ટીને આપ્યો: "હું તને કીડી જેવો લાગું છું, પરંતુ એક દિવસ સિંહ બની જવાનો છું."[16]

૬

વ્યવસ્થાની પાર્ટી લશ્કરી સત્તા પોતાને હસ્તક જાળવી રાખવાના તથા કાર્યવાહક સત્તા ઉપર સર્વોપરી કાબૂ ફરી હાંસલ કરી લેવાના વ્યર્થ પ્રયાસોમાં મોંતાન તથા વિશુદ્ધ પ્રજાસત્તાકપંથીઓ જોડે એકસંપી સાધી લેવાની દશામાં ધકેલાઈ ગઈ હતી, એથી નિર્વિવાદ સાબિત થઈ ગયું કે તે પોતાની સ્વતંત્ર **સંસદીય બહુમતી** ખોઈ બેઠી હતી. મે માસની ૨૮મી તારીખે ખાલી તારીખિયાની, ઘડિયાળના કલાકના કાંટાની, શક્તિએ જ તેના પૂરેપૂરા વિઘટનનો સંકેત આપી દીધો. મે માસની ૨૮મી તારીખે રાષ્ટ્રીય સભાના જીવનકાળનું આખરી વરસ શરૂ થઈ ગયું. હવે તેને બંધારણ કશા ફેરફાર વગર ચાલુ રાખવાનો અથવા તેમાં સુધારણા કરવાનો નિર્ણય લેવાનો હતો. પરંતુ બંધારણની સુધારણાનો સૂચિતાર્થ કેવળ મૂડીદાર વર્ગના કે નિમ્ન-મૂડીવાદી લોકશાહીના, લોકશાહીના કે સર્વહારા વર્ગીય અરાજકતાના, સંસદીય પ્રજાસત્તાકના કે બોનાપાર્તના, શાસન પૂરતો જ સીમિત નહોતો પરંતુ સાથે સાથે ઓર્લિયનના કે બૂર્બોનના શાસનને પણ આવરી લેતો હતો! એ રીતે, સંસદમાં બરાબર વચ્ચોવચ એવું અણમેળનું સફરજન ટપકી પડ્યું કે જે હિતોના ઘર્ષણની આગને ચોક્કસ ખુલ્લેઆમ પ્રજ્વલિત કરે જ, એ ઘર્ષણે વ્યવસ્થાની પાર્ટીને અદાવતી જૂથોમાં વહેંચી નાખી. વ્યવસ્થાની પાર્ટી સામાજિક તત્ત્વોના બહુજાતીય જમેલા જેવી હતી. સુધારણાના સવાલે રાજકીય ગરમી પેદા કરી અને તેમાં વસ્તુ પાછી વિઘટિત થઈને મૂળ ઘટકોમાં વહેંચાઈ ગઈ.



સુધારણાના સંબંધમાં બોનાપાર્તપંથીઓની ઉત્સુકતાનું કારણ સાદું હતું. તેમને માટે એ સવાલ સૌપ્રથમ તો ૪૫મી કલમને રદ કરી નાખવાનો હતો. એ કલમમાં બોનાપાર્તને ફરી ચૂંટવાની અને તેની સત્તાને લંબાવવાની મનાઈ અંકિત હતી. પ્રજાસત્તાકપંથીઓનું ધોરણ એથી જરાય ઓછું સાદું નહોતું. તેઓ કશા અપવાદ વગર કોઈ પણ જાતની સુધારણાનો વિરોધ કરતા હતા, તેમાં તેમને પ્રજાસત્તાકની વિરુદ્ધ સાર્વત્રિક કાવતરું દેખાતું હતું. રાષ્ટ્રીય સભામાં **ચોથા ભાગથી વધારે મતો** તેમના હતા, અને સુધારણા સંબંધી ઠરાવને કાયદેસર માન્યતા અપાવવા માટે તેમ જ સુધારણાની સભાનું ખાસ અધિવેશન ભરવા માટે બંધારણ મુજબ પોણા ભાગના મતો આવશ્યક હોવાથી તેમને તો વિજયની ખાતરી માટે ખાલી પોતાના મતો ગણી લેવાની જ જરૂર હતી, અને તેમને વિજયની ખાતરી હતી.

એવાં સ્પષ્ટ ધોરણોની સામે વ્યવસ્થાની પાર્ટી એવા આંતરવિરોધોમાં અટવાઈ ગઈ કે જેને ઉકેલવાનું શક્ય નહોતું. તે સુધારણાને નકારી કાઢે તો યથાપૂર્વ સ્થિતિને જોખમમાં મૂકી દે કારણ કે બોનાપાર્તને માટે માત્ર એક જ માર્ગ, બળજોરીનો માર્ગ, બાકી રહેવા દે અને ૧૮૫૨ના મે માસના બીજા રવિવારે, નિર્ણાયક ઘડીએ, ફ્રાંસને એવી હાલતમાં, ક્રાંતિકારી અરાજકતામાં, ધકેલી દે કે જ્યારે તેનો પ્રમુખ સત્તા ખોઈ બેઠેલો હોય, સંસદ લાંબા વખતથી સત્તા ધરાવતી જ ન હોય, અને જનતા ફરી સત્તા હાંસલ કરી લેવાની મુરાદ રાખતી હોય. તે બંધારણમાં સુધારણા કરવાની તરફેણમાં મત આપે તો તેને ખબર હતી કે પ્રજાસત્તાકપંથીઓના વિરોધને લીધે પોતાના મતો નકામા જવાના અને પોતે બંધારણીય રીતે ચોક્કસ નિષ્ફળ થવાની. તે ગેરબંધારણીય રીતે સાદી બહુમતીને બંધનકારી જાહેર કરી દે તો પોતાને કાર્યવાહક સત્તાની સર્વોપરિતાના બિનશરતી તાબામાં મૂકી દઈને જ ક્રાંતિમાં વર્ચસ્વી બનવાની આશા રાખી શકે, અને એવી સ્થિતિમાં બોનાપાર્તને બંધારણનો, તેની સુધારણાનો, અને ખુદ પોતાનો—વ્યવસ્થાની પાર્ટીનો—કુલ મુખત્યાર બનાવી દે. કેવળ પ્રમુખની સત્તાને લંબાવતી આંશિક સુધારણા જ શહેનશાહી પચાવગીરીનો માર્ગ મોકળો કરે એમ હતી. પ્રજાસત્તાકના અસ્તિત્વને ટૂંકાવી નાખતી સામાન્ય સુધારણા તો રાજવંશી દાવાઓની અનિવાર્ય ટક્કર ઊભી કરે જ કારણ કે બૂર્બોન વંશની અને ઓર્લિયન વંશની પુનઃસ્થાપના માટે જરૂરી સંજોગો જુદા જુદા હતા એટલું જ નહિ પરંતુ એકબીજાથી તદ્દન નિરાળા હતા.

**સંસદીય પ્રજાસત્તાક** તટસ્થ પ્રદેશથી કશુંક વધારે હતું અને તેમાં ફ્રેંચ

મૂડીદાર વર્ગનાં બે જૂથો, વૈધતાવાદીઓ અને ઓર્લિયનપંથીઓ, મોટી જમીનદારી-મિલકત અને ઉદ્યોગ, અધિકારોની સમાનતાના આધારે જોડાજોડ રહી શકે એમ હતાં. તેમાં તેમના સહિયારા શાસનની અનિવાર્ય શરત અંકિત હતી, રાજ્યનું એકમાત્ર એવું રૂપ અંકિત હતું કે જેમાં તેમનું સામાન્ય વર્ગીય હિત એકીવેળાએ તેમનાં વિશિષ્ટ જૂથોના દાવાઓને તેમ જ સમાજના બાકીના વર્ગોના દાવાઓને પોતાની આધીનતામાં જકડી રાખતું હતું. તેઓ રાજશાહી-પંથીઓ તરીકે પાછા પોતાની પુરાણી વિષમતામાં, જમીનદારી-મિલકતની અથવા નાણાની સર્વોપરિતા માટેના સંઘર્ષમાં, સરી પડ્યા હતા, અને એ વિષમતા પોતાની સર્વોચ્ચ અભિવ્યક્તિ, મૂર્ત રૂપ, ખુદ તેમના રાજાઓમાં, રાજવંશોમાં, પામતી હતી. એટલે વ્યવસ્થાની પાર્ટી બૂર્બોન પરિવારને ફરી રાજગાદી આપવાનો પ્રતિકાર કરતી હતી.

ઓર્લિયનપંથી અને લોક-પ્રતિનિધિ ક્રેતોને શાહી પરિવારોને દેશપાર કરતા આદેશને રદ કરવાની દરખાસ્ત સમયાંતરે ૧૮૪૯, ૧૮૫૦, અને ૧૮૫૧માં રજૂ કરી હતી. પોતાના દેશપાર રાજાઓ જેને ઓળંગીને વતન પાછા ફરી શકે એ દરવાજાઓને હઠીલાઈથી બંધ રાખતા રાજશાહીપંથીઓની સભાનું દૃશ્ય સંસદ એટલી જ નિયમિત રીતે પેશ કરતી હતી. રિચાર્ડ ત્રીજાએ હેનરી છઠ્ઠાની હત્યા કરી હતી અને એ સંબંધમાં એવી ટકોર કરી હતી કે હેનરી છઠ્ઠો આ દુનિયા માટે વધારે પડતો નેક આદમી હતો અને તેનું સ્થાન તો સ્વર્ગમાં જ હતું. રાજશાહીપંથીઓએ ફ્રાંસને પોતાના રાજાઓ પાછા મેળવવા માટે વધારે પડતું ખરાબ જાહેર કરી દીધું હતું. તેઓ સંજોગોના દબાણને લીધે પ્રજાસત્તાકપંથીઓ બની ગયા હતા અને તેમના રાજાઓને ફ્રાંસમાંથી દેશપાર કરતા પ્રજાકીય ફેંસલાને ફરીફરીને બહાલી આપતા હતા.

બંધારણની સુધારણા—અને સંજોગો તેને લક્ષમાં લેવાની ફરજ પાડતા હતા—પ્રજાસત્તાકની સાથે સાથે બે મૂડીવાદી જૂથોના સહિયારા શાસનની બાબતને જોખમમાં મૂકી દેતી હતી, અને રાજશાહીની શક્યતાની સાથે સાથે જે હિતોનું પ્રબળ પ્રતિનિધિત્વ તે વારાફરતી કરતી હતી તેમની વચ્ચેની હરીફાઈને, એક જૂથની ઉપર બીજા જૂથની સરસાઈ માટેના સંઘર્ષને, ફરી ચાલુ કરી દેતી હતી. વ્યવસ્થાની પાર્ટીના મુત્સદ્દીઓ માનતા હતા કે પોતે બે રાજવંશોના જોડાણથી, રાજશાહીપંથી પાર્ટીઓના તથા તેમના શાહી પરિવારોના કહેવાતા **સંયોજનથી**, સંઘર્ષનો નિવેડો આણી શકે એમ છે. પુનઃસ્થાપનાની રાજશાહી અને જુલાઈની રાજશાહીનું ખરું સંયોજન સંસદીય પ્રજાસત્તાકમાં



થયું હતું, તેમાં ઓર્લિયનપંથી અને વૈધતાવાદી નિશાનો ભૂંસાઈ ગયાં હતાં અને મૂડીદારની વિવિધ ઉપજાતિઓ સમગ્ર રૂપના મૂડીદારની અંદર, મૂડીદારની જાતિમાં, વિલીન થઈ ગઈ હતી. પરંતુ હવે ઓર્લિયનપંથી વૈધતાવાદી બની જવાનો હતો અને વૈધતાવાદી ઓર્લિયનપંથી બની જવાનો હતો. તેમની વિષમતા જેમાં મૂર્તિમંત થઈ હતી એ જ રાજશાહી તેમની એકતાને મૂર્ત કરવાની હતી, તેમનાં તદ્દન અલાયદાં જૂથીય હિતોની અભિવ્યક્તિ તેમનાં સહિયારાં વર્ગીય હિતોની અભિવ્યક્તિ બની રહેવાની હતી, જે કામ કેવળ બે રાજશાહીઓની નાબૂદીથી જ, પ્રજાસત્તાકથી જ, થઈ શકે એમ હતું અને થયું હતું, તે રાજશાહી કરી આપવાની હતી. એ તો પારસમણી પેદા કરવાની વાત હતી, અને વ્યવસ્થાની પાર્ટીના કીમિયાગરોએ તેને પેદા કરવા પોતાનાં ભેજાંનું દહીં કરી નાખ્યું. જાણે કેમ વૈધતાવાદી રાજશાહી કદી ઔદ્યોગિક મૂડીદારની રાજશાહી બની શકવાની હોય, કે પછી મૂડીવાદી રાજશાહી કદી વંશપરંપરાગત જમીનદાર ઉમરાવશાહીની રાજશાહી બની શકવાની હોય. જ્યારે તાજ માત્ર એક જ મસ્તક ઉપર, મોટા ભાઈના કે નાના ભાઈના મસ્તક ઉપર, ગોઠવાઈ શકે એમ હોય ત્યારે જાણે કેમ જમીનદારી-મિલકત અને ઉદ્યોગ એક જ તાજના શાસનમાં પરસ્પર બંધુભાવ રાખી શકે એમ હોય. જ્યાં સુધી જમીનદારી-મિલકત ઔદ્યોગિક બની જવાનો ફેંસલો ન કરે ત્યાં સુધી જાણે કેમ ઉદ્યોગ જમીનદારી-મિલકતની જોડે કોઈ જાતની સમજણ સાધી શકે એમ હોય. હેનરી પાંચમો કાલે મરી જાય તો એ કારણે પૅરિસનો ઠાકોર, પોતે ઓર્લિયનપંથીઓના રાજા તરીકેનું સ્થાન છોડી ન દે ત્યાં સુધી, વૈધતાવાદીઓનો રાજા કોઈ રીતે ન જ બને. પરંતુ સુધારણાનો સવાલ જેટલા પ્રમાણમાં મોખરે આવતો ગયો એટલા પ્રમાણમાં વધારે દેકારા મચાવતા રહેલા, «L'Assemblée nationale»ના[97] રૂપમાં સત્તાવાર દૈનિક મુખપત્રની સગવડ હાંસલ કરી ચૂકેલા, અને બરાબર આ ઘડીએ (૧૮૫૨ના ફેબ્રુઆરીમાં) પણ ફરી કામમાં મશગૂલ થઈ ગયેલા ફિલસૂફોએ, સંયોજનના ફિલસૂફોએ, આખી મુશ્કેલીને બે રાજવંશો વચ્ચેના વિરોધ અને હરીફાઈને કારણે ઊભી થયેલી ગણી લીધી છે. હેનરી પાંચમાની સાથે ઓર્લિયન પરિવારનો સુમેળ કરાવી લેવાના પ્રયત્નો, લૂઈ ફિલિપના મૃત્યુ પછી શરૂ થયેલા પરંતુ સામાન્ય રાજવંશી કાવાદાવાઓની જેમ કેવળ રાષ્ટ્રીય સભાના મધ્યાવકાશો દરમિયાન જ, જાણે નાટકના અંકો વચ્ચેના મનોરંજન દરમિયાન જ, પડદા પાછળ, અને ગંભીર ઈરાદાના કાર્યને બદલે પુરાણા વહેમ સાથે વેવલાઈભરી નખરાંબાજી જેવા પ્રયત્નો, હવે વ્યવસ્થાની પાર્ટી તરફથી અગાઉના બિનધંધાદારી

રંગભૂમિ કાર્યક્રમોને બદલે જાહેર મંચ પર રજૂ કરવામાં આવતા ભવ્ય રાજ્ય કાર્યક્રમો બની ગયા. કાસદો પૅરિસથી વેનિસની[98], વેનિસથી ક્લેરમોંતની, અને ક્લેરમોંતથી પૅરિસની વેગીલી સફરો ખેડવા લાગ્યા. શામ્બોરના ઠાકોર ઘોષણાપત્ર પ્રગટ કરાવે છે અને તેમાં "પોતાના પરિવારના સઘળા સભ્યોની મદદના આધારે" પોતાની નહિ પરંતુ "રાષ્ટ્રીય" પુનઃસ્થાપનાની જાહેરાત કરે છે. ઓર્લિયનપંથી સાલવન્દી હેનરી પાંચમાના પગમાં પડી જાય છે. વૈધતાવાદી મોવડીઓ બેર્યે, બેનુઆ દ'આઝી, તથા સેં-પ્રીસ્ત ઓર્લિયનના રાજપરિવારને સમજાવવા ક્લેરમોંતની સફર ખેડે છે, પરંતુ તેમની મહેનત એળે જાય છે. સંયોજનના હિમાયતીઓને બેહદ મોડી સમજણ પડે છે કે બે મૂડીવાદી જૂથોનાં હિતો પારિવારિક હિતોના રૂપમાં, બે શાહી પરિવારોનાં હિતોના રૂપમાં, વધારે જોર પકડે ત્યારે પણ તેમનું અલાયદાપણું ખતમ નથી થઈ જતું અને તેમની અંદર લચીલાઈ નથી આવી જતી. હેનરી પાંચમો પૅરિસના ઠાકોરને પોતાના વારસદાર તરીકે સ્વીકારી લે — અને સંયોજનના હિમાયતીઓથી વધારેમાં વધારે માત્ર એટલી જ સફળતા હાંસલ થાય એમ હતી — તો હેનરી પાંચમાની નિઃસંતાન સ્થિતિને કારણે પહેલેથી જ સુનિશ્ચિત બની ગયેલા દાવાઓથી વધારે કશા દાવાઓ કરવાનો અવસર ઓર્લિયન પરિવારને ન જ મળે, પરંતુ જુલાઈની ક્રાંતિના પરિણામે તેને કરવા મળેલા બધા દાવાઓ ખતમ થઈ જાય. તેને પોતાના બધા મૂળ દાવાઓ તજી દેવા પડે, વધારે જૂની બૂર્બોન શાખા પાસેથી લગભગ એકસો વરસના સંઘર્ષ દરમિયાન ઝૂંટવી લીધેલી બધી પદવીઓ તજી દેવી પડે, વંશવેલાના ખાસ હકના બદલામાં પોતાનો ખાસ હક, આધુનિક રાજ ધરાવવાનો હક, તજી દેવો પડે. એટલે સંયોજન તો કેવળ ઓર્લિયન પરિવારનો મરજિયાત રાજત્યાગ જ, વૈધતાની તરફેણમાં રાજીનામું જ, પ્રોટેસ્ટંટ રાજ્ય ચર્ચમાંથી કૅથોલિક ચર્ચમાં પસ્તાવાભરી પીછેહઠ જ, બની રહે, બીજું કશું નહિ. વળી એવી પીછેહઠ કે જે તેને પોતે ખોઈ દીધેલી રાજગાદીએ પણ નહોતી પહોંચાડતી, માત્ર રાજગાદીનાં પગથિયાં ઉપર જ પહોંચાડતી હતી, અને તેનો તો જન્મ જ એ પગથિયાં ઉપર થયેલો હતો. સંયોજનની હિમાયત કરવા એવી જ રીતે ઉતાવળા ક્લેરમોંત પહોંચી ગયેલા જૂના ઓર્લિયનપંથી પ્રધાનો ગીઝો, દુશાતેલ, વગેરે વાસ્તવમાં તો જુલાઈની ક્રાંતિના સંબંધમાં ખાલી "બીજા દિવસની સવારની લાગણી"નું જ, મૂડીવાદ તથા મૂડીદારના રજવાડીપણાના સંબંધમાં હતાશાની લાગણીનું જ, અરાજકતાવાદની સામે આખરી વશીકરણ તરીકે વૈધતામાં વહેમી નિષ્ઠાનું જ, પ્રતિનિધિત્વ કરતા હતા. તેઓ પોતાને



ઓર્લિયન પરિવાર અને બૂર્બોન પરિવાર વચ્ચે મધ્યસ્થીઓ માનતા હતા પરંતુ વાસ્તવમાં ખાલી ઓર્લિયનપંથી ભાગેડુઓ જ હતા, અને જુઆનવીલનો ઠાકોર તેમને એવા જ ગણીને મળ્યો હતો. બીજી તરફ, ઓર્લિયનપંથીઓના મક્કમ ટકી રહેલા લડાકુ હિસ્સાએ, થિયેર તથા બાઝ વગેરેએ, લૂઈ ફિલિપના કુટુંબને ઘણી વધારે સહેલાઈથી સમજાવી દીધું કે રાજશાહીની કોઈ જાતની સીધી પુનઃસ્થાપનામાં બે રાજવંશોના સંયોજનની ધારણા સામેલ હોય, અને એવા કોઈ સંયોજનમાં ઓર્લિયન પરિવાર તરફથી રાજત્યાગની ધારણા સામેલ હોય, તો તેણે એથી ઊલટું, પોતાના પૂર્વજોની પરંપરા મુજબ, પ્રજાસત્તાકને હાલ પૂરતું સ્વીકારી લેવું જોઈએ, અને ઘટનાઓ પ્રમુખના શાસનને રાજગાદીમાં પલટાવી નાખવાનું શક્ય બનાવે ત્યાં સુધી વાટ જોવી જોઈએ. જુઆનવીલની ઉમેદવારીની અફવાઓ ફેલાવવામાં આવી, પ્રજાકીય કુતૂહલને તણાવની હાલતમાં રાખવામાં આવ્યું, અને થોડાક મહિના પછી, સપ્ટેંબરમાં, સુધારણાને નકારી કાઢવામાં આવી ત્યાર પછી, તેની ઉમેદવારીને જાહેર રીતે ઘોષિત કરવામાં આવી.

વૈધતાવાદીઓની સાથે ઓર્લિયનપંથીઓના રાજવંશી સંયોજનનો પ્રયત્ન એ રીતે નિષ્ફળ ગયો એટલું જ નહિ પરંતુ એથી તેમનું **સંસદીય સંયોજન**, તેમનું સહિયારું પ્રજાસત્તાકપંથી રૂપ, ખતમ થઈ ગયું અને વ્યવસ્થાની પાર્ટી તૂટીને પાછી પોતાનાં મૂળ ઘટકોમાં વહેંચાઈ ગઈ. પરંતુ જેમ જેમ ક્લેરમોંત અને વેનિસ વચ્ચેનો અણબનાવ વધતો ગયો, તેમની વચ્ચેની સમજણ વધારે ને વધારે તૂટતી ગઈ તથા જુઆનવીલ ચળવળ વધારે જોર પકડતી ગઈ, તેમ તેમ બોનાપાર્તના પ્રધાન ફોશે અને વૈધતાવાદીઓ વચ્ચેની વાટાઘાટો વધારે આતુરતાભરી તથા ગંભીર બનતી ગઈ.

વ્યવસ્થાની પાર્ટીનું વિઘટન તેનાં મૂળ તત્ત્વો સુધી જ સીમિત ન રહ્યું. બે મોટાં જૂથોમાંથી દરેકનું નવેસરથી વિઘટન થયું. જાણે કેમ બે વર્તુળોમાંથી દરેકની ભીતર, વૈધતાવાદી કે ઓર્લિયનપંથી વર્તુળની ભીતર, અગાઉ પરસ્પર લડતી અને અફળાતી રહેતી બધી પુરાણી અર્ધછાયાઓ, સૂકા સૂક્ષ્મદેહી જંતુઓ જળનો સ્પર્શ થતાં જેવી રીતે ફરી સળવળવા લાગે એવી રીતે, પાછી ગતિમાન થઈ ગઈ હોય, જાણે કેમ તેમણે પોતાનાં આગવાં જૂથો અને સ્વતંત્ર વિષમતાઓ રચવા માટે પૂરતી પ્રાણશક્તિ નવેસરથી હાંસલ કરી લીધી હોય, એવી હાલત હતી. વૈધતાવાદીઓ સ્વપ્નમાં સરી પડ્યા હતા કે પોતે પાછા ત્યુઇલરી મહેલ અને માર્સાન પૅવિલિયન વચ્ચેના, વિલ્લેલ અને પોલીન્યાક[99] વચ્ચેના, વાદવિવાદના

સંજોગોમાં પહોંચી ગયા છે. ઓર્લિયનપંથીઓ જાણે ગીઝો, મોલે, બ્રોલ્યી, થિયેર, અને ઓદીલોન બાર્રો વચ્ચેના ક્રીડાયુદ્ધના સુવર્ણ યુગની જિંદગી ફરી જીવવા લાગ્યા હતા.

વ્યવસ્થાની પાર્ટીમાંથી સુધારણાના સંબંધમાં આતુરતા ધરાવતા પરંતુ વળી સુધારણાની મર્યાદાઓના સંબંધમાં મતભેદો ધરાવતા હિસ્સાએ, એક તરફ બેર્યે તથા ફાલૂની અને બીજી તરફ લારોશજાકલેનની આગેવાની હેઠળ એકત્રિત થયેલા વૈધતાવાદીઓ તેમ જ ઘર્ષણથી થાકેલા તથા મોલે, બ્રોલ્યી, મોંતાલમ્બેર, અને ઓદીલોન બાર્રોની આગેવાની હેઠળ એકત્રિત થયેલા ઓર્લિયનપંથીઓના બનેલા હિસ્સાએ, બોનાપાર્તપંથી પ્રતિનિધિઓની સાથે, નીચે મુજબની બિનચોક્કસ અને બહુ સામાન્ય દરખાસ્ત રજૂ કરવાની સમજણ સાધી લીધી:

> “નીચે હસ્તાક્ષર કરનારા પ્રતિનિધિઓ રાષ્ટ્રની સર્વોપરિતાનો પૂરેપૂરો અમલ ફરી તેને હસ્તક મૂકી દેવાના ઉદ્દેશે દરખાસ્ત રજૂ કરે છે કે બંધારણમાં સુધારણા કરવામાં આવે.”

પરંતુ સાથે સાથે જ તેમણે પોતાના ખબરપત્રી તોકવીલ મારફત એકીઅવાજે જાહેર કર્યું કે **પ્રજાસત્તાકની નાબૂદીની** દરખાસ્ત રજૂ કરવાનો અધિકાર રાષ્ટ્રીય સભા નથી ધરાવતી, એ અધિકાર તો એકમાત્ર સુધારણા ભવનને જ છે. બાકીની બાબતમાં, બંધારણમાં સુધારણા માત્ર “**કાયદેસર**” રીતે જ, એટલે કે બંધારણની જોગવાઈ મુજબ પોણા ભાગના મતો સુધારણાની તરફેણમાં પડે તો જ, કરવામાં આવે. છ દિવસની જોરદાર ચર્ચાઓ પછી જુલાઈની ૧૯મી તારીખે, જેવી ધારણા હતી એમ જ, સુધારણાને નકારી કાઢવામાં આવી. ચાર સો ને છેંતાળીસ મતો સુધારણાની તરફેણમાં અને બસો ને ઈઠ્ઠોતેર મતો વિરોધમાં પડ્યા. ઉગ્ર ઓર્લિયનપંથીઓ, થિયેર, શાંગાર્નિયે, વગેરેએ પ્રજાસત્તાક-પંથીઓ તથા મોંતાન જૂથના સંગાથમાં મત આપ્યા.

એ રીતે, સંસદની બહુમતીએ બંધારણની વિરુદ્ધ વલણ જાહેર કર્યું, પરંતુ ખુદ બંધારણ જ લઘુમતીની તરફેણમાં રહ્યું અને તેના મતો નિર્ણાયક હતા. પરંતુ વ્યવસ્થાની પાર્ટીએ ૧૮૫૦ના મે માસની ૩૧મી તારીખે તથા ૧૮૪૯ના જૂનની ૧૩મી તારીખે બંધારણને સંસદીય બહુમતીની આધીનતામાં નહોતું મૂક્યું? અત્યાર સુધી તેની સમગ્ર નીતિ બંધારણના ફકરાઓને સંસદીય બહુમતીના નિર્ણયોની આધીનતામાં રાખવાના વલણ ઉપર આધારિત નહોતી?



તેણે લોકશાહીવાદીઓને કાનૂનના અક્ષરમાં જુનવાણી વહેમી નિષ્ઠાની હાલતમાં નહોતા રહેવા દીધા, અને એ સંબંધમાં લોકશાહીવાદીઓની ઝાટકણી નહોતી કાઢી? પરંતુ હાલની ઘડીના સંબંધમાં તો બંધારણમાં સુધારણાનો અર્થ પ્રમુખની સત્તા ચાલુ રાખવા સિવાય બીજો કશો જ નહોતો, જેવી રીતે બંધારણને ચાલુ રાખવાનો અર્થ બોનાપાર્તને પદભ્રષ્ટ કરવા સિવાય બીજો કશો નહોતો એવી જ રીતે. સંસદે બોનાપાર્તની તરફેણનું વલણ જાહેર કર્યું હતું, પરંતુ બંધારણ સંસદની વિરુદ્ધ ગયું હતું. એટલે તેણે બંધારણ ફાડી નાખ્યું ત્યારે સંસદના વલણને અનુરૂપ કદમ ઉઠાવ્યું હતું, અને સંસદનું વિસર્જન કરી નાખ્યું ત્યારે બંધારણના અર્થને અનુરૂપ કદમ ઉઠાવ્યું હતું.

સંસદે બંધારણને અને તેની સાથે સાથે ખુદ પોતાના શાસનને “બહુમતીના અખત્યારની પાર” જાહેર કરી દીધું હતું. તેણે પોતાના મતદાન થકી બંધારણને નાબૂદ કરી નાખ્યું હતું તથા પ્રમુખની સત્તાની અવધિ લંબાવી હતી, અને સાથે સાથે જાહેર કર્યું હતું કે જ્યાં સુધી પોતાનું અસ્તિત્વ ચાલુ રહે ત્યાં સુધી બંધારણ નાબૂદ ન થઈ શકે અને પ્રમુખની સત્તા ટકી ન શકે. દરમિયાનમાં તેને દફનાવી દેનારા બારણે ખડા હતા. સંસદ સુધારણાના સંબંધમાં ચર્ચા કરતી હતી ત્યારે બોનાપાર્તે બિનમક્કમ સાબિત થઈ ગયેલા જનરલ બારાગે દ'ઇલિને પ્રથમ લશ્કરી ડિવિઝનના સરદારના પદેથી છૂટો કરી દીધો અને તેની જગ્યાએ જનરલ માન્યાનની નિમણૂક કરી. જનરલ માન્યાન લ્યોનનો વિજેતા હતો, ડિસેંબરના દિવસોનો શૂરવીર હતો, તેના ખાંધિયાઓમાંનો એક હતો, અને લૂઈ ફિલિપની હકૂમતમાં બુલોનની ચડાઈના પ્રસંગે બોનાપાર્તની તરફેણનું વલણ વધારે કે ઓછા પ્રમાણમાં લઈ ચૂક્યો હતો.

વ્યવસ્થાની પાર્ટીએ સુધારણાના સંબંધમાં પોતાના નિર્ણયથી સાબિત કરી દીધું કે તેને શાસન કરતાં કે સેવા કરતાં, જીવિત રહેતાં કે મરી જતાં, પ્રજાસત્તાકને વેઠી લેતાં કે ઉથલાવી પાડતાં, બંધારણની રક્ષા કરતાં કે તેને દૂર ફગાવી દેતાં, પ્રમુખને સહકાર આપતાં કે તેની જોડેના સંબંધો તોડી નાખતાં, આવડતું જ નહોતું. તો પછી તેણે સઘળા આંતરવિરોધોના ઉકેલ માટે નજર ક્યાં નાખી? તારીખિયા તરફ, ઘટનાઓના ક્રમ તરફ. તેણે ઘટનાઓને પ્રભાવિત કરતી હોવાનો ફાંકો પડતો મૂકી દીધો. એટલે તેણે પોતાને પ્રભાવિત કરવાનો પડકાર ઘટનાઓને કર્યો અને, એ રીતે, જનતા સામેના સંઘર્ષમાં તે પોતાનાં લક્ષણો એક પછી એક જેને હવાલે કરતી રહી હતી અને આખરે જેની સામે નાકૌવત દશામાં પેશ થઈ ગઈ હતી એ જ સત્તાને પડકાર કર્યો. કાર્યવાહક

સત્તાનો મોવડી તેની સામેની જેહાદની યોજના વધારે નિરાંતે ઘડી શકે, હુમલાનાં સાધનોને વધારે જોરદાર બનાવી શકે, પોતાનાં ઓજારોની વરણી કરી શકે અને પોતાની હરોળો ફરતી કિલ્લેબંધી કરી શકે, એટલા ખાતર તેણે બરાબર આવી અગત્યની ઘડીએ જ મંચ પરથી ખસી જવાનો અને ત્રણ મહિના માટે, ઑગસ્ટની દસમી તારીખથી નવેંબરની ચોથી તારીખ સુધી, મોકૂફ થઈ જવાનો ફેંસલો કર્યો.

સંસદીય પાર્ટીનું વિઘટન તેનાં બે મોટાં જૂથોમાં થઈ ગયું હતું એટલું જ નહિ, એ જૂથોમાંથી દરેકમાં ભીતરથી ફૂટ પડી હતી એટલું જ નહિ, પરંતુ સંસદમાંની વ્યવસ્થાની પાર્ટી અને સંસદની બહારની વ્યવસ્થાની પાર્ટી વચ્ચે પણ વિખવાદ પેદા થઈ ગયો હતો. મૂડીદાર વર્ગના પ્રવક્તાઓ અને કલમબાજો, તેનો મંચ અને તેનાં અખબારો, ટૂંકમાં મૂડીદાર વર્ગના વિચારકો, અને તેની સામે ખુદ મૂડીદાર વર્ગ, પ્રતિનિધિઓ અને તેની સામે તેઓ જેનું પ્રતિનિધિત્વ કરતા હતા તે, અણબનાવની હાલતમાં ખડા હતા અને હવે એકબીજાની વાત સમજતા નહોતા.

પ્રાંતોમાંના વૈધતાવાદીઓએ, સીમિત દૃષ્ટિફલક અને અસીમ જુસ્સો ધરાવતા માણસોએ, પોતાના સંસદીય આગેવાનો બેર્યે તથા ફાલૂની ઉપર બોનાપાર્તપંથી છાવણીમાં ભાગી જવાનો, હેનરી પાંચમાના હિમાયતીઓના વર્તુળમાંથી નીકળી જવાનો, આક્ષેપ મૂક્યો. ફ્રાંસના રાજ્યચિહ્નની ભાવનામાં તરબોળ તેમનાં માનસો માનવીના પતનની વાત માનવા તૈયાર હતા પરંતુ મુત્સદ્દીગીરીમાં માનવા તૈયાર નહોતા.

વ્યાપારી મૂડીદાર વર્ગનો પોતાના રાજકારણીઓ જોડેનો વિખવાદ એથી ઘણો વધારે ભાવિસૂચક તથા નિર્ણાયક હતો. તેણે પોતાના રાજકારણીઓની ઝાટકણી કાઢી, પરંતુ જેવી રીતે વૈધતાવાદીઓએ પોતાના રાજકારણીઓની ઝાટકણી સિદ્ધાંતોને તજી દેવા બદલ કાઢી હતી એવી રીતે નહિ, એથી ઊલટું, નકામા થઈ ગયેલા સિદ્ધાંતોને વળગી રહેવા બદલ તેમને ખખડાવી નાખ્યા.

હું ઉપર નિર્દેશ કરી ચૂક્યો છું કે લૂઈ ફિલિપની હકૂમતમાં સત્તાનો ભારે મોટો ભાગ વ્યાપારી મૂડીદાર વર્ગના જે હિસ્સાના હાથમાં હતો તેણે, એટલે કે **નાણાની અમીરશાહીએ**, પ્રધાનમંડળમાં ફૂલ્દના પ્રવેશ પછી બોનાપાર્તની તરફેણનું વલણ અપનાવી લીધું હતું. ફૂલ્દ નાણાબજારમાં બોનાપાર્તનાં હિતોનું પ્રતિનિધિત્વ કરતો હતો એટલું જ નહિ પરંતુ સાથે સાથે બોનાપાર્તની સમક્ષ નાણાબજારનાં હિતોનું પ્રતિનિધિત્વ પણ કરતો હતો. નાણાની અમીરશાહીન



ધોરણનું સચોટ વર્ણન તેના યુરોપીય મુખપત્રમાંના, લંડનના «*The Economist*»[100] પત્રમાંના, એક ફકરામાં જોવા મળે છે. ૧૮૫૧ના ફેબ્રુઆરીની પહેલી તારીખના અંકમાં પૅરિસ ખાતેના તેના સંવાદદાતાએ લખ્યું છે:

> “હવે સંખ્યાબંધ વર્તુળો તરફથી જણાવવામાં આવ્યું છે કે ફ્રાંસ સૌથી પહેલાં તો શાંતિનો તકાદો કરે છે. પ્રમુખે વિધાન સભાને સંબોધિત સંદેશામાં એવી જાહેરાત કરી છે, તેના પડઘા સભામંચ ઉપરથી પડતા રહે છે, સામયિકોમાં તેની રજૂઆત ભારપૂર્વક થાય છે. દેવળોની વ્યાસપીઠો પરથી તેની જાહેરાત કરવામાં આવે છે, **અશાંતિની જરાક સરખી સંભાવનાથી સરકારી બૉંડ-સર્ટિફિકેટો ઉપર પડતી અસરમાં તેમ જ કાર્યવાહક સત્તાના વિજયની વાત સ્પષ્ટ થઈ જાય** કે તરત જાહેર ભંડોળોમાં **આવી જતી દૃઢતામાં તે પ્રદર્શિત થાય છે.**”

૧૮૫૧ના નવેંબરની ૨૯મી તારીખે «*The Economist*»માં પોતાના તરફથી જાહેર કરવામાં આવ્યું હતું:

> “પ્રમુખ વ્યવસ્થાનો રક્ષક છે, અને હવે યુરોપના દરેક શૅરબજારમાં તેને એવી માન્યતા આપવામાં આવી છે.”

એટલે નાણાની અમીરશાહીએ કાર્યવાહક સત્તાની સામે વ્યવસ્થાની પાર્ટીના સંસદીય સંઘર્ષને **વ્યવસ્થાના ભંગ** તરીકે વખોડી કાઢ્યો, અને તેના દેખીતા પ્રતિનિધિઓની ઉપર પ્રમુખના દરેક વિજયને **વ્યવસ્થાના** વિજય તરીકે ઊજવ્યો. અહીંયાં નાણાની અમીરશાહીનો અર્થ કેવળ મોટાં ધિરાણ કરનારાઓ તથા સરકારી બૉંડ-સર્ટિફિકેટોના સંબંધમાં સટ્ટાખોરી કરનારાઓ પૂરતો જ નથી સમજવાનો, તેમની બાબતમાં તો તત્કાળ સાફ ખબર પડી જાય છે કે તેમનાં હિતો રાજ્ય સત્તાનાં હિતોની સાથે મેળ ખાય છે. સમગ્ર આધુનિક નાણાપદ્ધતિ, આખો બૅંકિંગ કારોબાર, જાહેર ધિરાણ સાથે અત્યંત ગાઢ રૂપે સંકળાયેલ છે. તેમની બૅંકિંગ મૂડીનો અમુક હિસ્સો સત્વર પલટાવી શકાય એવાં સરકારી બૉંડ-સર્ટિફિકેટોમાં આવશ્યક રૂપે રોકેલો અને વ્યાજે આપેલો હોય છે. બૅંકમાં અનામતો, તેમને હસ્તક મૂકવામાં આવેલી અને તેમના તરફથી વ્યાપારીઓ તથા ઉદ્યોગપતિઓને વહેંચી દેવામાં આવેલી મૂડી, આંશિક રૂપે સરકારી

જામીનગીરીઓ ધરાવનારાઓનાં ડિવિડંડોમાંથી મેળવેલી હોય છે. જો દરેક યુગમાં આખા નાણાબજાર માટે અને એ નાણાબજારના પાદરીઓ માટે રાજ્ય સત્તાની સ્થાયિતાનો અર્થ હઝરત મૂસા તથા પયગંબરો જેવો થતો રહ્યો હોય તો આજે, દરેક પ્રલય પુરાણાં રાજ્યોને અને સાથે સાથે પુરાણાં રાજ્ય-કરજોને સાફ કરી નાખવાનું જોખમ ઊભું કરે છે ત્યારે, ઘણા વધારે પ્રમાણમાં એવો અર્થ કેમ ન હોય?

વ્યવસ્થાના સંબંધમાં ઝનૂની વલણ ધરાવતો **ઔદ્યોગિક મૂડીદાર વર્ગ** પણ કાર્યવાહક સત્તાની જોડે સંસદીય વ્યવસ્થાની પાર્ટીના કજિયા જોઈને ગુસ્સે થઈ ગયો હતો. થિયેર, આંગ્લેસ, સેંબેવ, વગેરેએ જાન્યુઆરીની ૧૮મી તારીખે શાંગાર્નિયેની બરતરફીના પ્રસંગે મત આપ્યા ત્યાર પછી ચોક્કસ ઔદ્યોગિક વિસ્તારોમાં જ તેમના મતદારોએ જાહેર રીતે તેમની ઝાટકણી કાઢી હતી, અને તેમાં ખાસ કરીને મોંતાન જૂથ સાથેની તેમની એકસંપીને વ્યવસ્થાના ભયંકર દ્રોહ તરીકે તુચ્છકારી કાઢી હતી. આપણે જોયું તે મુજબ, જો પ્રમુખની સામે વ્યવસ્થાની પાર્ટીના સંઘર્ષનાં લક્ષણો અંકિત કરતી દંભી ઠેકડી તથા તુચ્છ કાવાદાવાઓમાં એથી બહેતર સામૈયું પામવાની લાયકાત ન હોય તો, બીજી તરફ, એ હિસ્સામાં, લશ્કરી સત્તા પોતાની સંસદના હાથમાંથી કશા પ્રતિકાર વગર લેભાગુ દાવેદારના હાથમાં જવા દેવાનું પોતાના પ્રતિનિધિઓ માટે જરૂરી બનાવનારા હિસ્સામાં, તેના હિત ખાતર વેડફી નાખવામાં આવેલા કાવાદાવાઓની લાયકાત પણ કોઈ રીતે નહોતી જ. એથી સાબિત થઈ ગયું કે તેના જાહેર હિતોને, તેનાં પોતાનાં **વર્ગીય** હિતોને, તેની **રાજકીય સત્તાને**, જાળવી રાખવાના સંઘર્ષથી તેને પરેશાની અને બેચેની થઈ કારણ કે એથી ખાનગી વ્યાપારમાં અશાંતિ પેદા થતી હતી.

માંડ કોઈ એકાદ અપવાદની વાત જતી કરતાં, વિસ્તારોનાં શહેરોના મૂડીવાદી માંધાતાઓ, સુધરાઈના સત્તાધારીઓ, વ્યાપારી અદાલતોના મુનસફો, વગેરેએ બોનાપાર્તના પ્રવાસો દરમિયાન દરેક ઠેકાણે તેનું સ્વાગત અત્યંત દાસતાભરી રીતે કર્યું હતું, દિજોંનમાં તેણે રાષ્ટ્રીય સભા ઉપર અને ખાસ કરીને વ્યવસ્થાની પાર્ટી ઉપર નિરંકુશ પ્રહારો કર્યા ત્યારે પણ.

વ્યાપાર સારો ચાલતો હોય, જેમ કે ૧૮૫૧ના આરંભમાં હજી સારા વ્યાપારના સંજોગો હતા, ત્યારે વ્યાપારી મૂડીદાર વર્ગ કોઈ પણ સંસદીય સંઘર્ષની વિરુદ્ધ એવી બીકે રોષે ભરાઈ જતો કે એથી કદાચ વ્યાપારમાં ખલેલ પડે. વ્યાપાર નબળો હોય, જેમ કે ૧૮૫૧ના ફેબ્રુઆરીના અંતથી તે સતત



નબળો રહેતો હતો, વ્યાપારી મૂડીદાર વર્ગ સંસદીય સંઘર્ષોને મંદીમાં કારણભૂત ગણાવીને વગોવતો અને તેમને બંધ કરી દેવાના દેકારા કરતો, એટલા ખાતર કે વ્યાપાર ફરી જોર પકડે. સુધારણા સંબંધી ચર્ચાઓ બરાબર એવા માઠા સમયમાં જ થઈ. તેમાં સવાલ રાજ્યના હયાત રૂપને ચાલુ રાખવા કે ન રાખવાનો હતો એટલે મૂડીદાર વર્ગને પોતાના પ્રતિનિધિઓ પાસેથી એવા પીડાકારી કામચલાઉ બંદોબસ્તનો અંત આણવાની અને સાથે સાથે જ યથાપૂર્વ સ્થિતિને જાળવી રાખવાની માગણી કરવાનું વાજબી લાગ્યું. તેમાં કશો આંતરવિરોધ નહોતો. કામચલાઉ બંદોબસ્તનો અંત આણવાનો અર્થ તેની નજરમાં ચોક્કસ તેને ચાલુ રાખવાનો જ હતો, નિર્ણય લેવાની ઘડીને દૂરના ભવિષ્ય સુધી મુલતવી રાખી દેવાનો હતો. યથાપૂર્વ સ્થિતિને જાળવી રાખવાનું માત્ર બે રીતે શક્ય હતું: બોનાપાર્તની સત્તાની અવધિ લંબાવવામાં આવે અથવા તેને બંધારણીય રીતે નિવૃત્ત કરી દઈને કાવેન્યાકને ચૂંટવામાં આવે. મૂડીદાર વર્ગનો એક હિસ્સો બીજા નંબરનો ઉકેલ ઇચ્છતો હતો, અને પોતાના પ્રતિનિધિઓને ચુપ રહેવાની તથા તાકીદના સવાલને અણસ્પર્શ્યો રહેવા દેવાની સલાહથી બહેતર કોઈ સલાહ તેની જાણમાં નહોતી. તેમની ધારણા એવી હતી કે તેમના પ્રતિનિધિઓ કંઈ ન બોલે તો બોનાપાર્ત કદમ નહિ ઉઠાવે. તેમને શાહમૃગ જેવી સંસદ જોઈતી હતી, અદૃશ્ય રહેવા માટે પોતાનું માથું છુપાવીને ઊભી રહે એવી. મૂડીદાર વર્ગના બીજા હિસ્સાની ઇચ્છા એવી હતી કે બોનાપાર્ત પ્રમુખની ખુરશીમાં પહેલેથી બેઠો છે એટલે તેને ત્યાં જ બેસી રહેવા દેવો, જેથી બધું જેમનું તેમ જૂના ચીલામાં જ ચાલતું રહે. તેમની સંસદે ખુલ્લેઆમ બંધારણનો ભંગ ન કર્યો અને કશી પંચાત વગર સત્તાત્યાગ ન કર્યો એટલે તેઓ ખીજે ભરાઈ ગયા.

રાષ્ટ્રીય સભાના મધ્યાવકાશ દરમિયાન વિસ્તારોની સામાન્ય પરિષદોનાં, મોટા મૂડીદાર વર્ગના પ્રાંતીય પ્રતિનિધિ સંઘટનોનાં, અધિવેશનો ઑગસ્ટની પચીસમી તારીખથી શરૂ થયાં, અને તેમણે લગભગ સર્વાનુમતે બંધારણીય સુધારણાની તરફેણનું, અને એ રીતે સંસદની વિરુદ્ધ તથા બોનાપાર્તની તરફેણનું, ધોરણ જાહેર કર્યું.

મૂડીદાર વર્ગે પોતાના **સંસદીય પ્રતિનિધિઓ** સાથે ઝઘડવાની બાબત કરતાંયે વધારે અસંદિગ્ધ રીતે પોતાનો કોપ પોતાના સાહિત્યિક પ્રતિનિધિઓની ઉપર, ખુદ પોતાનાં જ અખબારોની ઉપર, વરસાવી દીધો. બોનાપાર્તની પચાવગીરીની મુરાદો ઉપર મૂડીવાદી પત્રકારોના દરેક પ્રહારના બદલામાં, કાર્યવાહક સત્તાની સામે મૂડીદાર વર્ગના રાજકીય અધિકારોની રક્ષા કાજે અખબારોમાં કરવામાં

આવેલા દરેક પ્રયત્નના બદલામાં, પાયમાલ કરી નાખે એવા દંડની તથા કેદની બેશરમ સજાઓ જોઈને કેવળ ફ્રાંસ જ નહિ પરંતુ આખું યુરોપ વિસ્મયમાં ગરકાવ થઈ ગયું હતું.

મેં બતાવ્યું છે તેમ **સંસદીય વ્યવસ્થાની પાર્ટી** શાંતિ માટેના દેકારા કરીને નિશ્ચલતાના ધોરણથી બંધાઈ ગઈ, તેણે ખુદ પોતાના શાસનના, સંસદીય શાસનના, બધા સંજોગોને સમાજના બીજા વર્ગો સામેના સંઘર્ષમાં પોતાના હાથે જ ખતમ કરી નાખીને, મૂડીદાર વર્ગના રાજકીય શાસનને મૂડીદાર વર્ગની સલામતી અને હયાતી જોડે અસંગત જાહેર કરી દીધું, અને બીજી તરફ **સંસદની બહારના મૂડીદાર વર્ગના સમુદાયે** પ્રમુખની સમક્ષ દાસતા બતાવીને, સંસદની નાલેશી કરીને, ખુદ પોતાનાં અખબારો જોડે પાશવી ગેરવર્તન કરીને, પોતાના બોલતા અને લખતા વિભાગને, પોતાના રાજકારણીઓ તથા કલમબાજોને, પોતાના મંચ તથા અખબારોને, દબાવી દેવાનું તથા ખતમ કરી નાખવાનું આમંત્રણ બોનાપાર્તને આપ્યું, જેથી તે મજબૂત અને નિરંકુશ સરકારના રક્ષણ હેઠળ પછી પોતાના ખાનગી કારોબાર પૂરા આત્મવિશ્વાસથી ચલાવી શકે. તેણે અસંદિગ્ધ રીતે જાહેર કરી દીધું કે પોતે શાસન ચલાવવાની પરેશાનીઓ તથા જોખમોથી છુટકારો મેળવવા માટે ખુદ પોતાના રાજકીય શાસનથી છુટકારો મેળવી લેવા તલસે છે.

અને સંસદ બહારનો એ મૂડીદાર વર્ગ, ખુદ પોતાના વર્ગના શાસન માટેના નિર્ભેળ સંસદીય તથા સાહિત્યિક સંઘર્ષની સામે બંડ કરનારો તથા એ સંઘર્ષના આગેવાનોનો દ્રોહ કરનારો વર્ગ, તેના વતી ખૂનખાર સંઘર્ષ લડવા, જિંદગી અને મોતનો સંઘર્ષ લડવા, ખડો ન થઈ જવાનું તહોમત સર્વહારા વર્ગની ઉપર હવે, ઘટના બની ગયા પછી, મૂકવાની હિંમત કરે છે! પોતાનાં અત્યંત સંકુચિત અને એકદમ સ્વાર્થી ખાનગી હિતોને ખાતર પોતાના વર્ગનાં સામાન્ય હિતોનો, એટલે કે રાજકીય હિતોનો, ભોગ દરેક પળે ચડાવનારો, અને એવો જ ભોગ ચડાવવાની માગણી પોતાના પ્રતિનિધિઓ પાસેથી કરનારો, એ મૂડીદાર વર્ગ હવે ઊંહકારા કરે છે કે સર્વહારા વર્ગે પોતાનાં (સર્વહારા વર્ગનાં) ભૌતિક હિતોને ખાતર તેનાં (મૂડીદાર વર્ગનાં) વૈચારિક રાજકીય હિતોનો ભોગ ચડાવી દીધો છે. તે કોઈ એવી રૂપકડી હસ્તી હોવાનો દેખાવ કરે છે કે જેને સમાજવાદીઓની ગેરદોરવણીનો ભોગ બનેલો સર્વહારા વર્ગ ખોટી રીતે સમજે છે અને નિર્ણાયક ઘડીએ એકલી રઝળતી મૂકીને ભાગી ગયા છે. અને તેનો સામાન્ય પડઘો મૂડીવાદી દુનિયામાં પડે છે. સ્વાભાવિક છે કે અહીંયાં મારો ઉલ્લેખ જર્મન



ધુતારા રાજકારણીઓ અને એવી જ જાતના કચરાપૂંજાના સંબંધમાં નથી. મારો ઉલ્લેખ તો, દાખલા તરીકે, જેનું લખાણ હું અગાઉ ટાંકી ચૂક્યો છું એ «*The Economist*»ના સંબંધમાં છે. તેણે છેક ૧૮૫૧ના નવેંબરની ૨૯મી તારીખે, એટલે કે સત્તાપલટાથી ચાર દિવસ પહેલાં, બોનાપાર્તને "વ્યવસ્થાના રક્ષક" તરીકે જાહેર કર્યો હતો પરંતુ થિયેરો તથા બેર્યેઓને "અરાજકતાવાદીઓ" ગણાવ્યા હતા, અને ૧૮૫૧ના ડિસેંબરની ૨૭મી તારીખે, બોનાપાર્તે એ "અરાજકતાવાદીઓની" બોલતી બંધ કરાવી દીધી હતી ત્યાર પછી, તે "અબુધ, અણઘડ, તથા મૂઢ સર્વહારાઓના સમુદાય" તરફથી "સમાજની મધ્યમ તથા ઉપલી શ્રેણીઓની કુશળતા, જ્ઞાન, શિસ્ત, માનસિક સૂઝ, બૌદ્ધિક સાધનસામગ્રી, તથા નૈતિક પ્રભાવ"ના દ્રોહ વિશે જોરશોરથી દેકારા કરવા લાગ્યું. એ મૂઢ, અબુધ, તથા અણઘડ સમુદાય બીજો કોઈ નહિ પરંતુ ખુદ મૂડીદાર સમુદાય જ હતો.

૧૮૫૧ના વર્ષમાં ફ્રાંસ ચોક્કસ એક જાતની ગૌણ વ્યાપારી કટોકટીમાંથી પસાર થયું હતું. ૧૮૫૦ની સરખામણીમાં ફેબ્રુઆરીના અંતમાં નિકાસમાં ઓટ આવી ગઈ હતી, માર્ચમાં વ્યાપાર મંદ પડી ગયો હતો અને કારખાનાં બંધ થઈ ગયાં હતાં, એપ્રિલમાં ઔદ્યોગિક વિસ્તારોની હાલત ફેબ્રુઆરીનાં દિવસો પછીની હાલત જેવી જ ખોફનાક હતી, મે માસમાં વ્યાપારમાં નવું ચેતન હજી નહોતું આવ્યું, છેક જૂનની ૨૮મી તારીખે બૅંક ઓફ ફ્રાંસનાં ખાતાં અનામતોમાં જબ્બર વધારા થકી અને હૂંડીઓ ઉપરનાં ધિરાણોમાં એટલા જ ઘટાડા થકી બતાવતાં હતાં કે ઉત્પાદન થંભી ગયેલું છે, અને વ્યાપારમાં વૃદ્ધિશીલ સુધારો ઑક્ટોબરના મધ્યમાં ફરી શરૂ થયો હતો. ફ્રેંચ મૂડીદાર વર્ગે વ્યાપારની એવી સ્થગિત દશામાં નિર્ભેળ રાજકીય બાબતોને, સંસદ અને કાર્યવાહક સત્તા વચ્ચેના સંઘર્ષને, રાજ્યના કેવળ કામચલાઉ રૂપમાં સમાયેલી અનિશ્ચિતતાને, ૧૮૫૨ના મે માસના બીજા રવિવારની ત્રાસદાયક સંભાવનાને, કારણભૂત ગણાવી. હું ઇનકાર નહિ કરું કે એ બધા સંજોગોની અસરથી પૅરિસમાં તથા વિસ્તારોમાં ઉદ્યોગની કેટલીક શાખાઓમાં મંદી આવી હતી. પરંતુ રાજકીય સંજોગોની એવી અસર માત્ર સ્થાનિક તથા નજીવી જ હતી. તેની સાબિતીમાં હકીકત જોવા મળે છે કે વ્યાપારમાં સુધારણા ઑક્ટોબરના મધ્ય સુધીમાં, જે વખતે રાજકીય પરિસ્થિતિ બદતર બની ગઈ હતી ત્યારે, રાજકીય ક્ષિતિજ અંધારઘેરી થઈ ગઈ હતી અને કોઈ પણ ઘડીએ એલીસીમાંથી ગાજવીજની ધારણા રાખવામાં આવતી હતી ત્યારે, શરૂ થઈ ગઈ હતી. એથી વધારે કોઈ સાબિતીની

જરૂર છે ખરી? બાકી તો, જેની "કુશળતા, જ્ઞાન, માનસિક સૂઝ, તથા બૌદ્ધિક સાધનસામગ્રી" પોતાના નાકથી આગળ નથી જતી એવા ફ્રેંચ મૂડીદારને પોતાની વ્યાપારી વિપદાનું કારણ લંડનમાં ઔદ્યોગિક પ્રદર્શનના[101] આખા ગાળા દરમિયાન બરાબર પોતાના નાકની નીચે જ મળી આવ્યું હોત. ફ્રાંસમાં કારખાનાં બંધ થઈ ગયાં હતાં અને ઇંગ્લૅંડમાં વ્યાપારી દેવાળાં ફાટી નીકળ્યાં હતાં. એપ્રિલ તથા મે મહિનાઓમાં ફ્રાંસમાં ઔદ્યોગિક ગભરાટ પરાકાષ્ઠાએ પહોંચી ગયો હતો અને એપ્રિલ તથા મે મહિનાઓમાં ઇંગ્લૅંડમાં વ્યાપારી ગભરાટ પરાકાષ્ઠાએ પહોંચી ગયો હતો. ફ્રાંસમાં ઊનના ઉદ્યોગની જેમ જ ઇંગ્લૅંડમાં ઊનના ઉદ્યોગમાં અને ફ્રાંસમાં રેશમના ઉદ્યોગની જેમ જ ઇંગ્લૅંડમાં રેશમના ઉદ્યોગમાં મંદી આવી ગઈ હતી. એ ખરું કે ઇંગ્લૅંડમાં સુતરાઉ કાપડની મિલો ચાલુ રહી હતી, પરંતુ હવે ૧૮૪૯ તથા ૧૮૫૦ના જેટલો નફો પેદા નહોતી કરતી. ફરક માત્ર એટલો જ હતો કે ફ્રાંસમાં કટોકટી ઔદ્યોગિક હતી અને ઇંગ્લૅંડમાં કટોકટી વ્યાપારી હતી, ફ્રાંસમાં કારખાનાં બંધ પડયાં હતાં અને ઇંગ્લૅંડમાં કારખાનાંની કામગીરીઓનું વિસ્તરણ થયું હતું, પરંતુ પુરોગામી વર્ષોના કરતાં ઓછા સાનુકૂળ સંજોગોમાં થયું હતું, ફ્રાંસમાં નિકાસને અને ઇંગ્લૅંડમાં આયાતને સૌથી વધારે નુકસાન થયું હતું. સામાન્ય કારણ સાફ હતું, પરંતુ તેને ફ્રેંચ રાજકીય ક્ષિતિજની સીમાઓની અંદર ગોતવાની કોશિશો ખોટી હતી. ૧૮૪૯ અને ૧૮૫૦નાં વર્ષો વધારેમાં વધારે સમૃદ્ધિનાં તથા અત્યુત્પાદનનાં હતાં, પરંતુ એ હકીકત એવા રૂપમાં તો માત્ર ૧૮૫૧માં જ સામે આવી. એ વરસના આરંભમાં ઔદ્યોગિક પ્રદર્શનની સંભાવનાથી તેને નવો ખાસ પ્રવેગ મળ્યો હતો. એ ઉપરાંત, નીચેના ખાસ સંજોગો પણ હતા: પહેલાં તો ૧૮૫૦ તથા ૧૮૫૧માં કપાસના પાકમાં અમુક પ્રમાણમાં ઘટાડો, અને પછી કપાસનો પાક ધારણા કરતાં વધારે ઊતરવાની ખાતરી, કપાસના ભાવમાં પહેલાં વધારો અને પછી એકાએક ઘટાડો, ટૂંકમાં મોટી વધઘટ. ઓછામાં ઓછું ફ્રાંસમાં તો કાચા રેશમનો પાક સરેરાશ પેદાશથીયે ઓછો ઊતર્યો હતો. છેલ્લે, ઊનની વસ્તુઓનું ઉત્પાદન ૧૮૪૮ના વર્ષથી એટલું બધું વધી ગયું હતું કે કાચી ઊનનું ઉત્પાદન તેનો સંગાથ જાળવી ન શક્યું, તેના પરિણામે કાચી ઊનના ભાવ ઊનની વસ્તુઓના ભાવના પ્રમાણમાં બેહદ વધી ગયા. એટલે વ્યાપારને સ્થગિત બનાવી દેતી સામગ્રી આપણને વિશ્વ બજારમાં માલ પૂરો પાડતા ત્રણ ઉદ્યોગોના કાચા માલના સંજોગોમાંથી જ ત્રણ ગણી અહીંયાં મળી જાય છે. એવા ખાસ સંજોગો ઉપરાંત, ૧૮૫૧ની દેખીતી કટોકટી તો



ઔદ્યોગિક ચક્રની ગતિમાં અત્યુત્પાદન તથા અતિ-સટ્ટાખોરી તરફથી, તેઓ પોતાની પૂરી તાકાતની જમાવટ કરીને જોરદાર ધસારાથી એ ચક્રના આખરી તબક્કાને પાર કરી જાય અને ફરી પોતાના આરંભના બિંદુએ, સામાન્ય વ્યાપારી **કટોકટીની** સ્થિતિમાં, પહોંચી જાય તે પહેલાં, અચૂક આણવામાં આવતા વિરામ સિવાય બીજું કશું જ નહોતી. વ્યાપારના ઇતિહાસમાં એવા મધ્યાવકાશો દરમિયાન ઇંગ્લૅંડમાં વ્યાપારી દેવાળાં ફાટી નીકળે છે, પરંતુ ફ્રાંસમાં ખુદ ઉદ્યોગ જ બંધ પડી જાય છે, તેનું આંશિક કારણ એ હોય છે કે બરાબર એ વખતે જ તમામ બજારોમાં અસહ્ય બની રહેતી અંગ્રેજોની હરીફાઈને લીધે તે પીછેહઠ કરવાની દશામાં ધકેલાઈ જાય છે, અને અમુક અંશે એ બાબત કારણભૂત હોય છે કે દરેક વ્યાપારી સ્થગિતતા તેને વૈભવના ઉદ્યોગ તરીકે અલગ તારવીને તેની ઉપર હુમલો કરે છે. એ રીતે, ફ્રાંસ સામાન્ય કટોકટી ઉપરાંત પોતાની આગવી રાષ્ટ્રીય વ્યાપારી કટોકટીઓનો ભોગ બનતું રહે છે, પરંતુ એ કટોકટીઓ પણ ફ્રાંસની સ્થાનિક અસરો કરતાં ઘણા વધારે પ્રમાણમાં વિશ્વ બજારની સામાન્ય સ્થિતિના આધારે નિર્ધારિત થતી હોય છે અને ઘાટ પામતી હોય છે. અહીંયાં ફ્રેંચ મૂડીદારના પૂર્વગ્રહની સરખામણી અંગ્રેજ મૂડીદારના મૂલ્યાંકન સાથે કરવાનું અસ્થાને નહિ ગણાય. લિવરપૂલની મોટામાં મોટી વ્યાપારી પેઢીઓમાંની એક ૧૮૫૧ના વર્ષને આવરી લેતા પોતાના વાર્ષિક વ્યાપારી અહેવાલમાં જણાવે છે:

> "વર્ષના આરંભની ધારણાઓ હમણાં જ ખતમ થયેલા વર્ષ કરતાં વધારે પૂરા રૂપમાં બહુ ઓછાં વર્ષોમાં ખોટી પડી છે: જે પારાવાર સમૃદ્ધિની આશા લગભગ સર્વાનુમતે રાખવામાં આવતી હતી તેને બદલે આ વરસ છેલ્લી પા સદીમાં જોવામાં આવેલું અત્યંત નિરાશાજનક સાબિત થયું છે—આ વાત બેશક ઉત્પાદન કરનારા વર્ગોને નહિ પણ વ્યાપારી વર્ગોને લાગુ થાય છે. પરંતુ એથી ઊલટી ધારણા રાખવાનાં કારણો તો વર્ષના આરંભમાં ચોક્કસ નજરે પડતાં હતાં—માલના જથ્થા સાધારણ હતા, પૈસાની રેલમછેલ હતી, અને ખોરાક સસ્તો હતો, મબલક પાક ઊતર્યો હતો, ખંડમાં અવિરત શાંતિનું વાતાવરણ હતું, અને દેશની અંદર કોઈ જાતની રાજકીય કે નાણાકીય ધાંધલો નહોતી પેદા થઈ; ખરેખર, વ્યાપારની પાંખો એથી વધારે મુક્ત કદી નહોતી રહી... તો પછી કઈ બાબતને આવા ખોફનાક પરિણામમાં કારણભૂત ગણવી? અમે માનીએ છીએ કે આયાત અને નિકાસ બેઉમાં **અતિ-વ્યાપારને**. આપણા વ્યાપારીઓ

પોતાની કારોબારની આઝાદીની વધારે કડક મર્યાદાઓ નહિ બાંધી લે તો ત્રિવર્ષી આતંક સિવાય બીજું કશું આપણને કાબૂમાં નહિ રાખી શકે."

હવે મનમાં ફ્રેંચ મૂડીદારની તસવીર બનાવો કે આ વ્યાપારી આતંકની પકડમાં તેનું વ્યાપારઘેલું મગજ સત્તાપલટાની તથા સાર્વજનીન મતાધિકાર ફરી દાખલ થવાની અફવાઓથી, સંસદ અને કાર્યવાહક સત્તા વચ્ચેના સંઘર્ષોથી, ઓર્લિયનપંથીઓ અને વૈધતાવાદીઓ વચ્ચેના ફ્રોન્દ જંગથી, દક્ષિણ ફ્રાંસમાં સામ્યવાદી કાવતરાંઓથી, નિએવ્ર તથા શેર વિસ્તારોમાં કિસાનોના બળવાઓથી, પ્રમુખપદ માટે જુદા જુદા ઉમેદવારોની જાહેરખબરોથી, સામયિકોમાં રજૂ કરવામાં આવતા ફેરિયાશાઈ ઉક્તિઓથી, હથિયારોની તાકાત વડે બંધારણ તથા સાર્વજનીન મતાધિકારની રક્ષા કરવાની પ્રજાસત્તાકપંથીઓની ધમકીથી, અને ધર્મનો ઉપદેશ કરતા વિદેશવાસી કહેવાતા શૂરવીરો તરફથી ૧૮૫૨ના મે માસના બીજા રવિવારે જગતનો અંત આવી જવા સંબંધી જાહેરાતોથી કેવી રીતે પીડાય છે, ઘૂમરીઓ ખાવા લાગે છે, અને બહેર મારી જાય છે—એ બધી બાબતોનો વિચાર કરો અને તમને સમજાઈ જશે કે સંયોજન, સુધારણા, સત્રવિરામ, બંધારણ, કાવતરાખોરી, એકસંપી, વિદેશગમન, પચાવગીરી, તથા ક્રાંતિની આવી અકથ્ય અને કાન ફોડી નાખતી ગરબડધમાલમાં મૂડીદાર પાગલ બનીને પોતાના સંસદીય પ્રજાસત્તાકની સામે છીંકોટો કરે છે: **"અંત વિનાના ત્રાસ કરતાં તો ત્રાસ થકી અંત** બહેતર છે!"

બોનાપાર્ટે એવા પોકારને બરાબર સમજી લીધો. તેની સમજણની શક્તિ લેણદારોના વધતા જતા જોરશોરને કારણે તેજ થઈ ગઈ હતી. પતાવટના દિવસને, ૧૮૫૨ના મે માસના બીજા રવિવારને, વધારે નજીક આણતા દરેક સૂર્યાસ્ત પછી લેણદારોને તારાઓની એવી ગતિ નજરે પડતી હતી કે જે તેમને હસ્તક પાર્થિવ હૂંડીઓની વસૂલીને ખતરામાં નાખી દેતી હતી. તેઓ ખરા જોશીઓ બની ગયા હતા. રાષ્ટ્રીય સભાએ બોનાપાર્ટની આશાઓ ઉપર, તેની સત્તાને બંધારણીય રીતે લંબાવવાની આશાઓ ઉપર, પાણી ફેરવી દીધું હતું, જુઆનવીલના ઠાકોરની ઉમેદવારી વધારે કશી દુવિધાની મનાઈ ફરમાવતી હતી.

કદી કોઈ ઘટનાએ બનવાની ઘડીથી સારી પેઠે અગાઉ પોતાનો પડછાયો પાથરી દીધો હોય તો એ ઘટના બોનાપાર્ટના સત્તાપલટાની હતી. તેણે છેક ૧૮૪૯ના જાન્યુઆરીની ૨૯મી તારીખે, પોતે ચૂંટાયો તે પછી માંડ એક મહિનો વીતેલો ત્યારે, શાંગાર્નિયેને એ વિશે સૂચન કરેલું. ૧૮૪૯ના ઉનાળામાં તેના



પોતાના વડા પ્રધાન ઓદીલોન બારોએ સત્તાપલટાની નીતિને આડકતરી રીતે ધુતકારી કાઢેલી, ૧૮૫૦ના શિયાળામાં થિયેરે ઉઘાડી રીતે એમ કરેલું. ૧૮૫૧ના મે માસમાં શાંગાર્નિયેને સત્તાપલટાની તરફેણમાં કરી લેવાની નવી કોશિશ પેરસીન્યીએ કરી હતી, એ વાટાઘાટોનું વિવરણ «Le Messager de l'Assemblée»[102] દૈનિકમાં પ્રગટ થયું હતું. દરેક સંસદીય વાવાઝોડા દરમિયાન બોનાપાર્ટપંથી સામયિકો સત્તાપલટાની ધમકી આપતાં, અને કટોકટી જેમ જેમ નજીક આવતી જાય તેમ તેમ તેમનો અવાજ વધારે જોરદાર બનતો રહેતો. બોનાપાર્ટ રોજ રાતે વરણાગિયા ધાડાનાં નરનારીઓની જોડે જે મહેફિલો જમાવતો તેમાં, મધરાત થવા આવે અને પુષ્કળ મદ્યપાનથી જીભડીઓ છૂટી થઈ જાય તથા તરંગવિહાર થવા લાગે ત્યારે, બીજે દિવસે સવારે સત્તાપલટો કરવાનું નક્કી થઈ જતું. તલવારો ખેંચવામાં આવતી, જામ ટકરાવવામાં આવતા, પ્રતિનિધિઓને બારી વાટેથી બહાર ફગાવી દેવામાં આવતા, અને બોનાપાર્ટને ખભે શહેનશાહી જામો ગોઠવી દેવામાં આવતો, પરંતુ બીજા દિવસનું સવાર વળી ભૂતને ભગાડી મૂકે ત્યાં સુધી જ, અને વિસ્મિત પૅરિસને વાણીના સંયમ વગરની સાધ્વીઓ તથા બેસમજ શૂરા સરદારો પાસેથી ખબર પડતી કે પોતે ફરી કેવા જોખમમાંથી ઊગરી ગયું છે. સપ્ટેંબર અને ઑક્ટોબર મહિનાઓમાં સત્તાપલટાની અફવાઓ એક પછી એક ઝડપથી ફેલાતી હતી. સાથે સાથે જ, પડછાયો જૂનવાણી પદ્ધતિની બહુરંગી છબીની જેમ રંગબેરંગી બની ગયો. યુરોપનાં દૈનિકોના સપ્ટેંબર તથા ઑક્ટોબરના અંકોમાં નજર ફેરવી જોશો તો તમને નીચે મુજબની ખબરો, શબ્દે શબ્દ મળતો આવતો હોય એવી, વાંચવા મળશે: "આખા પૅરિસમાં સત્તાપલટાની અફવાઓ ફેલાયેલી છે. પૅરિસમાં રાત દરમિયાન સૈન્યો ગોઠવાઈ જવાનાં છે, અને પછી સવારે એવાં ફરમાનો ઘોષિત થવાનાં છે કે જેમાં રાષ્ટ્રીય સભાનું વિસર્જન કરી નાખવામાં આવશે, સેન વિસ્તારને ઘેરાની હાલતમાં જાહેર કરવામાં આવશે, સાર્વજનીન મતાધિકાર ફરી દાખલ કરવામાં આવશે, અને જનતાને અપીલ કરવામાં આવશે. કહેવાય છે કે બોનાપાર્ટ એવાં ગેરકાનૂની ફરમાનોના અમલ માટે પ્રધાનોની તલાશમાં છે." એવી ખબરો પહોંચાડનારા પત્રો હંમેશાં દૈવસૂચક શબ્દ **"મોકૂફ"** સાથે પૂરા થાય છે. સત્તાપલટો હંમેશાં બોનાપાર્ટના મનમાં અચળ ખ્યાલ હતો. તેણે એ વિચાર ભેગો લઈને ફ્રાંસની ધરતી ઉપર પગ મૂક્યો હતો. તેને એ વિચારનો એવો વળગાડ હતો કે તે સતત તેને જાહેર કરી દેતો હતો અને ભસી નાખતો હતો. તે એટલો નબળો હતો કે એટલી જ સતત

રીતે પાછો તેને પડતો મૂકી દેતો હતો. પૅરિસવાસીઓ સત્તાપલટાના પડછાયાને ભૂત તરીકે જોવા એટલા બધા ટેવાઈ ગયા હતા કે આખરે તે સદેહે આવી પહોંચ્યો ત્યારે તેઓ માનવા તૈયાર નહોતા. એટલે સત્તાપલટાને સફળ થવા દેનારું કારણ ડિસેંબરની દસમી તારીખના સમાજના મોવડીના મૌન સંકોચનું પણ નહોતું અને રાષ્ટ્રીય સભા અણધારી ઘટનાનો ભોગ બની ગઈ હોવાની હકીકતનું પણ નહોતું. સત્તાપલટો સફળ થયો તે બોનાપાર્તના બેસમજ લવારા છતાં, અને રાષ્ટ્રીય સભાના પૂર્વજ્ઞાનના સંજોગોમાં, પુરોગામી ઘટનાઓના આવશ્યક તથા અનિવાર્ય પરિણામે સફળ થયો હતો.

ઑક્ટોબરની ૧૦મી તારીખે બોનાપાર્તે સાર્વજનીન મતાધિકાર ફરી દાખલ કરવાનો નિર્ણય પ્રધાનોને જણાવ્યો, સોળમી તારીખે પ્રધાનોએ રાજીનામાં આપી દીધાં, છવ્વીસમી તારીખે પૅરિસને તોરિન્યી પ્રધાનમંડળની રચનાની ખબર પડી. સાથે સાથે જ, વડા પોલીસ અમલદાર કાર્લિયેને હઠાવીને તેની જગ્યાએ મોપાને નીમવામાં આવ્યો, અને પ્રથમ લશ્કરી ડિવિઝનના સરદાર માન્યાને પાટનગરમાં અત્યંત ભરોસેદાર રેજિમેન્ટોની જમાવટ કરી. નવેંબરની ચોથી તારીખે રાષ્ટ્રીય સભાનાં અધિવેશનો ફરી શરૂ થયાં. હવે તેને પોતે કાપેલા પંથને ટૂંકા મુદ્દાસર રૂપમાં યાદ કરવા સિવાય, અને પોતાને મોત પછી જ દફનાવવામાં આવી છે એમ સાબિત કરવા સિવાય, વધારે કશું કરવાનું રહ્યું નહોતું.

તેણે કાર્યવાહક સત્તા સામેના સંઘર્ષમાં ગુમાવી દીધેલો પહેલો અધિકાર પ્રધાનમંડળના નિયંત્રણનો હતો. તોરિન્યી પ્રધાનમંડળને, ખાલી પડછાયા જેવા પ્રધાનમંડળને, પૂરા મહત્ત્વ સાથે સ્વીકારી લઈને તેને એ હાનિ ગંભીરતાથી કબૂલ કરી લેવી પડી. મિસ્ટર જિરો નવા પ્રધાનો વતી રજૂ થયો ત્યારે કાયમી પંચે તેનું સ્વાગત હસાહસથી કર્યું હતું. સાર્વજનીન મતાધિકાર ફરી દાખલ કરવા જેવા જોરદાર કદમ માટે આવું કમજોર પ્રધાનમંડળ! તેમ છતાં ચોક્કસ ઉદ્દેશ સંસદ **મારફત** કશું પસાર કરાવવાનો નહિ પરંતુ બધું સંસદની **વિરુદ્ધ** કરાવવાનો હતો.

રાષ્ટ્રીય સભાનું અધિવેશન ફરી શરૂ થયું ત્યારે પહેલા જ દિવસે બોનાપાર્તનો સંદેશો મળ્યો. તેમાં તેણે સાર્વજનીન મતાધિકાર ફરી દાખલ કરવાની અને ૧૮૫૦ના મે માસની ૩૧માં તારીખનો કાનૂન રદ કરવાની માગણી કરી હતી. એ જ દિવસે તેના પ્રધાનોએ એવા મતલબના ફરમાનનો ખરડો રજૂ કર્યો. રાષ્ટ્રીય સભાએ તાકીદના સંબંધમાં પ્રધાનમંડળની દરખાસ્તને તત્કાળ નકારી કાઢી અને ખુદ કાનૂનને નવેંબરની ૧૩મી તારીખે ત્રણ સો ને અડતાળીસ



મતોની વિરુદ્ધ ત્રણ સો ને પંચાવન મતોએ નકારી કાઢ્યો. એ રીતે તેણે મતદારોના આદેશને ફરી વાર ફાડીને ફગાવી દીધો, ફરી વાર હકીકતને પુષ્ટિ આપી કે તે જનતાના મુક્ત રીતે ચૂંટાયેલા પ્રતિનિધિઓની સંસદમાંથી એક વર્ગની પચાવગીરીની સંસદમાં પલટાઈ ગઈ હતી, તેણે ફરી વાર કબૂલ કરી લીધું કે સંસદીય મસ્તકને રાષ્ટ્રની કાયા સાથે જોડી રાખતા સ્નાયુઓને તેણે પોતે જ બે હિસ્સાઓમાં વાઢી નાખ્યા હતા.

કાર્યવાહક સત્તાએ સાર્વજનીન મતાધિકાર ફરી દાખલ કરવાની દરખાસ્ત રજૂ કરીને રાષ્ટ્રીય સભાને બદલે જનતાને અપીલ કરી, વિધાનાત્મક સત્તાએ નાણાં તથા સલામતી સંબંધી સભ્યોનું બિલ રજૂ કરીને જનતાને બદલે સેનાને અપીલ કરી. એ બિલમાં સૈન્યોને સીધા બોલાવવાનો, સંસદીય સેના રચવાનો, તેનો અધિકાર સ્થાપવાની જોગવાઈ હતી. તેણે સેનાને એ રીતે પોતાની અને જનતાની વચ્ચે, પોતાની અને બોનાપાર્તની વચ્ચે, લવાદનું સ્થાન આપ્યું, રાજ્યમાં નિર્ણાયક પરિબળ તરીકે માન્યતા આપી, પરંતુ બીજી તરફ તેને એવી હકીકતને પુષ્ટિ આપવી પડી કે એ પરિબળમાં વર્ચસ્વ ધરાવવાનો પોતાનો દાવો તેણે લાંબા વખત પહેલાં તજી દીધો હતો. સૈન્યોને બોલાવવાનું કદમ તત્કાળ ઉઠાવવાને બદલે તેમને બોલાવવાના પોતાના અધિકારને ચર્ચાનો વિષય બનાવીને તેણે ખુદ પોતાના અખત્યારો વિશે શંકા જાહેર કરી દીધી. નાણાં તથા સલામતી સંબંધી સભ્યોના બિલને નકારી કાઢીને તેણે પોતાની નાકૌવતીનો જાહેર એકરાર કરી લીધો. એ બિલને નકારી કાઢવામાં આવ્યું હતું, તેના હિમાયતીઓને બહુમતીમાં ૧૦૮ મતોની ખોટ પડી હતી. એ રીતે સવાલનો ફેંસલો મોંતાને કર્યો હતો. તે બુરીદાનના ગધેડાની સ્થિતિમાં ધકેલાઈ ગયું હતું, ખડના બે ભારાઓમાંથી કયો બહેતર છે એ નક્કી કરવાની બાબતમાં બેશક નહિ પરંતુ ફટકાઓની બે ઝડીઓમાંથી કઈ વધારે સખત છે એ નક્કી કરવાની બાબતમાં. એક તરફ શાંગાર્નિયેની બીક હતી, અને બીજી તરફ બોનાપાર્તની બીક હતી. માની લેવું પડે કે સ્થિતિ કંઈ બહુ બહાદુરીની નહોતી.

નવેંબરની ૧૮મી તારીખે વ્યવસ્થાની પાર્ટીએ સુધરાઈની ચૂંટણી સંબંધી કાનૂનમાં સુધારાની દરખાસ્ત રજૂ કરી. તેમાં એવી જોગવાઈ હતી કે સુધરાઈના મતદારોની બાબતમાં ત્રણ વરસને બદલે એક વરસનો રહેવાસ પૂરતો ગણવામાં આવે. સુધારાની દરખાસ્ત માત્ર એક જ મતના તફાવતથી ઊડી ગઈ, પરંતુ એ એક મત તરત ભૂલ તરીકે સાબિત થઈ ગયો. વ્યવસ્થાની પાર્ટીએ પરસ્પર અદાવતી જૂથોમાં વહેંચાઈ જઈને પોતાની સ્વતંત્ર સંસદીય બહુમતી લાંબા

વખત પહેલાં ખોઈ દીધી હતી. હવે તેણે બતાવી આપ્યું કે સંસદમાં કોઈ જાતની બહુમતી બિલકુલ રહી જ નથી. રાષ્ટ્રીય સભા કશા **નિર્ણયો** અપનાવવા **અસમર્થ બની** ગઈ **હતી**. તેનાં પરમાણુ ઘટકો હવે કોઈ જાતની સંયોજન શક્તિના આધારે પરસ્પર સંકળાયેલાં નહોતાં રહ્યાં, તેણે છેલ્લો શ્વાસ લઈ લીધો હતો, તેનું અવસાન થઈ ગયું હતું.

છેલ્લે, આફતથી થોડાક દિવસો પહેલાં સંસદની બહારનો મૂડીદાર સમુદાય સંસદમાંના મૂડીદાર વર્ગ સાથેનો પોતાનો ટંટો ગંભીરતાથી ફરી જાહેર કરવાનો હતો. સંસદીય જડવામનતાના અસાધ્ય રોગનો ભોગ બાકીના બધા કરતાં વધારે પ્રમાણમાં બનેલા સંસદીય શૂરા તરીકે થિયેરે સંસદના અવસાન પછી રાજ્ય પરિષદની જોડે મળીને નવું સંસદીય કારસ્તાન ઘડી કાઢ્યું હતું, જવાબદારી કાનૂન ઘડી કાઢ્યો હતો. એ કાનૂનમાં પ્રમુખને મક્કમપણે બંધારણની મર્યાદાઓમાં રાખવાની જોગવાઈ હતી. બોનાપાર્તે જેવી રીતે સપ્ટેંબરની ૧૫મી તારીખે પૅરિસમાં નવા બજારના પાયામાં પથ્થર ગોઠવતી વેળા, બજારની બાઈઓને, માછણોને—અને ખરી શક્તિની બાબતમાં એક એક માછણ ચોક્કસ સત્તર બુર્ગગ્રાફોને ટક્કર મારે એવી હતી— બીજા માઝાનિયેલ્લોની જેમ મુગ્ધ કરી દીધી હતી, નાણાં તથા સલામતી સંબંધી સભ્યોનું બિલ રજૂ થયું ત્યાર પછી લેફ્ટેનન્ટોને એલીસી મહેલમાં મિજબાનીની મોજ કરાવીને વશીકરણમાં બાંધી લીધા હતા, એવી જ રીતે હવે, નવેંબરની ૨૫મી તારીખે, લંડનના ઔદ્યોગિક પ્રદર્શનના પારિતોષિક ચંદ્રકો તેના હાથમાંથી સ્વીકારવા માટે સર્કસમાં ભેગા થયેલા ઔદ્યોગિક મૂડીદારોને હરખઘેલા બનાવી દીધા. «*Journal des Débats*»માં પ્રગટ થયેલા તેના ભાષણનો અગત્યનો ભાગ હું અહીંયાં ટાંકું છું:

“જેની આશા નહોતી એવાં આ સફળતાઓ જોઈને મને ફરી જણાવવાનું વાજબી લાગે છે કે ફ્રેંચ પ્રજાસત્તાકને એક તરફ વાણીશૂરાઓના લવારાથી અને બીજી તરફ રાજશાહીપંથી વિભ્રમોથી વારંવાર અશાંતિનો ભોગ બની જવાને બદલે પોતાનાં ખરાં હિતોની કામગીરી કરવા અને પોતાની સંસ્થાઓને સુધારવા મળે તો તે કેટલું મહાન બની રહે. (સભાગૃહના દરેક ભાગમાંથી જોરદાર, ઝંઝાવાતી, અને પુનરાવર્તી તાળીઓ.) રાજશાહીપંથી વિભ્રમો સમગ્ર પ્રગતિને અટકાવી દે છે અને ઉદ્યોગની મહત્ત્વની તમામ શાખાઓને અવરોધે છે. પ્રગતિને બદલે સંઘર્ષ સિવાય બીજું કશું જ નહિ. આપણને એવા



માણસો જોવા મળે છે કે જે અગાઉ શાહી અખત્યાર તથા ખાસ હકના બેહદ જોશીલા ટેકેદારો હતા પરંતુ હવે સાર્વજનીન મતાધિકારમાંથી ઉદય પામેલી સત્તાને કેવળ કમજોર બનાવી દેવા ખાતર જ એક રૂઢિના તરફદારો બની રહ્યા છે. (જોરદાર અને પુનરાવર્તી તાળીઓ.) આપણને એવા માણસો જોવા મળે છે કે જે ક્રાંતિને લીધે બેહદ સહન કર્યા પછી અને તેને બેહદ વખોડી કાઢ્યા પછી હવે નવી ક્રાંતિની ઉશ્કેરણી કરે છે. અને તે પણ રાષ્ટ્રની મંછાને બેડીઓમાં જકડી લેવા ખાતર... હું તમને ભવિષ્યમાં શાંતિ જાળવી રાખવાનું વચન આપું છું”, વગેરે વગેરે. (“સાબાશ, સાબાશ”, સાબાશીના પોકારોની ઝડી.)

એ રીતે, ઔદ્યોગિક મૂડીદાર વર્ગ ડિસેંબરની બીજી તારીખના સત્તાપલટાને, સંસદના ખાતમાને, તેના પોતાના શાસનના પતનને, બોનાપાર્તની સરમુખત્યારીને, સાબાશીના દાસતાભર્યા પોકારો કરીને વધાવી લે છે. નવેંબરની ૨૫મી તારીખના તાળીઓના ગડગડાટનો જવાબ ડિસેંબરની ચોથી તારીખે તોપના ધડાકાઓમાં સાંભળવા મળ્યો, અને મોટા ભાગના ગોળા મિસ્ટર સાલ્લાનદ્રૂઝના, સૌથી વધારે તાળીઓ પાડનારા આદમીના, મકાન ઉપર જ વરસાવવામાં આવ્યા.

ક્રોમવેલે દીર્ઘ સંસદનું[103] વિસર્જન કર્યું ત્યારે તે એકલો જ સંસદમાં ગયો હતો, પોતે નક્કી કરેલી સમય મર્યાદા પછી એક મિનિટ પણ સંસદની હયાતી ચાલુ ન રહે એટલા ખાતર તેણે ઘડિયાળ કાઢી રાખી હતી, અને સંસદના તમામ સભ્યોને રમૂજી રંગીલાં ટોળટીખળ કરીને હાંકી કાઢ્યા હતા. એ આદિરૂપને અનુસરનારા પરંતુ કદમાં તેનાથી નાના નેપોલિયને અઢારમી બ્રૂમેરના દિવસે ઓછામાં ઓછું એટલું તો કરેલું કે તે વિધાનાત્મક સંઘટનમાં ગયો અને તેણે, ભલે તૂટક અવાજે, તેને મોતની સજા વાંચી સંભળાવી. બીજા બોનાપાર્તે, વળી ક્રોમવેલ કે નેપોલિયનના કરતાં બહુ નિરાળી કાર્યવાહક સત્તા જેના કબજામાં આવી ગઈ હતી એ આદમીએ, પોતાના આદર્શની તલાશ દુનિયાની તવારીખમાં નહિ પરંતુ ડિસેંબરની ૧૦મી તારીખના સમાજની તવારીખમાં કરી, ફોજદારી અદાલતોની તવારીખમાં કરી. તે બૅંક ઓફ ફ્રાંસના પચીસ મિલિયન ફ્રાંક લૂંટી લે છે, એક મિલિયન ફ્રાંકની કિંમત ચૂકવીને જનરલ માન્યાનને ખરીદી લે છે, માણસ દીઠ પંદર ફ્રાંક અને દારૂની મોજ કિંમત તરીકે ચૂકવીને સિપાહીઓને ખરીદી લે છે, રાતે નીકળતા ચોરની જેમ પોતાના મળતિયાઓ

ભેગો છાનોછપનો નીકળે છે, સૌથી વધારે જોખમી સંસદીય આગેવાનોમાં ઘરોમાં દરોડા પડાવે છે અને કાવેન્યાક, લામોરીસિયેર, લેફ્લો, શાંગાર્નિયે, શાર્રાસ, થિયેર, બાઝ, વગેરેને પથારીઓમાંથી ઢસડાવીને કારાવાસમાં ધકેલાદી દે છે, પૅરિસના મુખ્ય ચોકચૌટાઓમાં તથા સંસદની ઈમારતમાં સૈન્યો ગોઠવાવી દે છે, અને રાષ્ટ્રીય સભા તથા રાજ્ય પરિષદનું વિસર્જન, સાર્વજનીન મતાધિકારની ફરી સ્થાપના, તેમ ૭૮ સેનના વિસ્તારમાં ઘેરાની હાલત ઘોષિત કરતાં ફેરિયાશાઈ પોસ્ટરો વહેલી સવારે દીવાલો પર ચોડાવી દે છે. ત્યાર પછી થોડા સમયે તેણે એવી જ રીતે *«Moniteur»*માં ખોટો દસ્તાવેજ પ્રગટ કરાવ્યો. તેમાં જણાવવામાં આવ્યું હતું કે પ્રભાવી સંસદસભ્યોએ તેની ફરતે જૂથ બનાવીને અમુક રાજ્ય સમિતિની રચના કરી છે.

દસમા વિસ્તારના નગરપતિ ભવનમાં ભેગી થયેલી અને મુખ્યત્વે વૈધતાવાદી તથા ઓર્લિયનપંથી સભ્યોની બાંડી સંસદ વારંવાર થતા 'પ્રજાસત્તાક ઝિંદાબાદ!'ના પોકારોના શોરબકોરમાં મત લઈને બોનાપાર્તને પદભ્રષ્ટ કરવાનો નિર્ણય લે છે, અને ભવનની બહાર ડાચાં ફાડીને ઊભેલા લોકોનાં ટોળાં સામે જોરદાર ભાષણોની વ્યર્થ ઝડી વરસાવે છે, આખરે તેમને આફ્રિકી નિશાનબાજ સિપાહીઓના પહેરામાં પહેલાં દ'ઓર્સે બૅરેકોમાં લઈ જવામાં આવે છે અને પછી કેદખાનાની ગાડીઓમાં ભરીને માઝાસ, આમે, તથા વેન્સેનના કારાગારોમાં મોકલી દેવામાં આવે છે. વ્યવસ્થાની પાર્ટીનો, વિધાન સભાનો, અને ફેબ્રુઆરીની ક્રાંતિનો અંત એવી રીતે આવ્યો. વિવરણ પૂરું કરવાની ઉતાવળ કરતાં પહેલાં ફેબ્રુઆરીની ક્રાંતિનો સાર ટૂંકમાં તારવી લઈએ:

**૧. પહેલો ગાળો.** ૧૮૪૮ના ફેબ્રુઆરીની ૨૪મી તારીખથી મે માસની ચોથી તારીખ સુધી. ફેબ્રુઆરી ગાળો. પૂર્વરંગ. સાર્વત્રિક બંધુભાવની છેતરપિંડી.

**૨. બીજો ગાળો.** પ્રજાસત્તાકની સંઘટનાનો અને રાષ્ટ્રીય બંધારણ સભાનો ગાળો.

ક. ૧૮૪૮ના મે માસની ચોથી તારીખથી જૂનની ૨૫મી તારીખ સુધી. સર્વહારા વર્ગની સામે બધા વર્ગોનો સંઘર્ષ. જૂનના દિવસોમાં સર્વહારા વર્ગનો પરાજય.

ખ. ૧૮૪૮ના જૂનની ૨૫મી તારીખથી ડિસેંબરની ૧૦મી તારીખ સુધી. વિશુદ્ધ મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓની સરમુખત્યારી. બંધારણનો ખરડો ઘડવામાં આવે છે. પૅરિસમાં ઘેરાની હાલતની ઘોષણા. ડિસેંબરની ૧૦મી તારીખે બોનાપાર્ત પ્રમુખ તરીકે ચૂંટાઈ જતાં મૂડીવાદી સરમુખત્યારીનો અંત આવે છે.



ગ. ૧૮૪૮ના ડિસેંબરની ૨૦મી તારીખથી ૧૮૪૯ના મે માસની ૨૮મી તારીખ સુધી. બંધારણ સભાનો બોનાપાર્તની સામે અને વ્યવસ્થાની પાર્ટી તથા તેની એકસંપીની સામે સંઘર્ષ. બંધારણ સભાનો અંત. પ્રજાસત્તાકપંથી મૂડીદાર વર્ગનું પતન.

**૩. ત્રીજો ગાળો. બંધારણીય પ્રજાસત્તાકનો અને રાષ્ટ્રીય વિધાન સભાનો** ગાળો.

ક. ૧૮૪૯ના મે માસની ૨૮મી તારીખથી જૂનની ૧૩મી તારીખ સુધી. નિમ્ન-મૂડીદાર વર્ગનો મૂડીદાર વર્ગ તથા બોનાપાર્તની સામે સંઘર્ષ. નિમ્ન-મૂડીવાદી લોકશાહીનો પરાજય.

ખ. ૧૮૪૯ના જૂનની ૧૩મી તારીખથી ૧૮૫૦ના મે માસની ૩૧મી તારીખ સુધી. વ્યવસ્થાની પાર્ટીની સંસદીય સરમુખત્યારી. તે સાર્વજનીન મતાધિકારને નાબૂદ કરી નાખીને પોતાના શાસનને પરિપૂર્ણ બનાવે છે, પરંતુ સંસદીય પ્રધાનમંડળ ગુમાવી દે છે.

ગ. ૧૮૫૦ના મે માસની ૩૧મી તારીખથી ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખ સુધી. સંસદીય મૂડીદાર વર્ગ અને બોનાપાર્ત વચ્ચે સંઘર્ષ.

(i) ૧૮૫૦ના મે માસની ૩૧મી તારીખથી ૧૮૫૧ના જાન્યુઆરીની ૧૨મી તારીખ સુધી. સંસદ સેનાની સર્વોચ્ચ સરદારી ગુમાવી દે છે.

(ii) ૧૮૫૧ના જાન્યુઆરીની ૧૨મી તારીખથી એપ્રિલની ૧૧મી તારીખ સુધી. સંસદને વહીવટી સત્તા પાછી હાંસલ કરી લેવાના પ્રયાસોમાં હાર મળે છે. વ્યવસ્થાની પાર્ટી પોતાની સ્વતંત્ર સંસદીય બહુમતી ગુમાવી દે છે. તે પ્રજાસત્તાકપંથીઓ તથા મોંતાનની સાથે એકસંપી કરે છે.

(iii) ૧૮૫૧ના એપ્રિલની ૧૧મી તારીખથી ૧૮૫૧ના ઑક્ટોબરની ૯મી તારીખ સુધી. સુધારણા, સંયોજન, તથા સત્રવિરામના પ્રયત્નો. વ્યવસ્થાની પાર્ટીનું વિઘટન થઈ જાય છે અને તે અલગ અલગ ઘટકોમાં વહેંચાઈ જાય છે. મૂડીવાદી સંસદ તેમ જ અખબારો અને મૂડીદાર વર્ગ વચ્ચેનો વિખવાદ સ્પષ્ટ બની જાય છે.

(iiii) ૧૮૫૧ના ઑક્ટોબરની ૯મી તારીખથી ડિસેંબરની બીજી તારીખ સુધી. સંસદ અને કાર્યવાહક સત્તા વચ્ચે ખુલ્લો વિખવાદ. સંસદને ખુદ તેનો વર્ગ, સેના, અને બાકીના બધા વર્ગો તરછોડી દે છે, તે અવસાન પામવાનું કામ કરીને ખતમ થઈ જાય છે. સંસદીય શાસન અને મૂડીવાદી અમલનો અંત. બોનાપાર્તનો વિજય. સામ્રાજ્યની પુનઃસ્થાપનાનું હાસ્યજનક અનુકરણ.

## ૭

ફેબ્રુઆરી ક્રાંતિના આરંભની વેળાએ **સામાજિક પ્રજાસત્તાક** સૂત્ર તરીકે, આગાહી તરીકે, રજૂ થયું હતું. ૧૮૪૮ના જૂનના દિવસોમાં તેને **પૅરિસના સર્વહારાઓના** લોહીમાં ડુબાવી દેવામાં આવ્યું, પરંતુ નાટકના ત્યાર પછીના અંકોમાં તે ભૂતની જેમ ચકરાવા લેતું રહ્યું છે. **લોકશાહીવાદી પ્રજાસત્તાક** પોતાના આગમનની જાહેરાત કરે છે. ૧૮૪૯ના જૂનની ૧૩મી તારીખે તે પોતાના નિમ્ન મૂડીવાદીઓ ભેગું, પલાયન કરી ગયેલા **નિમ્ન-મૂડીવાદીઓ** ભેગું, તિતરબિતર થઈ જાય છે, પરંતુ પોબારા ગણતી વેળા પોતાની પિપૂડી વગાડતું બમણી શેખી મારે છે. **સંસદીય પ્રજાસત્તાક** મૂડીદાર વર્ગની જોડે મળીને આખા મંચને કબજામાં લઈ લે છે, તે પોતાનું અસ્તિત્વ પૂરા રૂપમાં માણે છે, પરંતુ ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખ તેને દફનાવી દે છે, અને એકીકૃત રાજશાહીપંથીઓ એ વખતે 'પ્રજાસત્તાક ઝિંદાબાદ!'ની પોક મૂકે છે.

ફ્રેંચ મૂડીદાર વર્ગ મહેનતકશ સર્વહારા વર્ગના વર્ચસ્વથી ભડકી ગયો, હવે તેણે અવનત સર્વહારાઓને વર્ચસ્વના સ્થાને આણી દીધા છે, અને તેને મોખરે ડિસેંબરની ૧૦મી તારીખના સમાજનો મોવડી છે. મૂડીદાર વર્ગે લાલ અરાજકતાના ભાવિ ત્રાસની દહેશત પેદા કરીને ફ્રાંસને અધ્ધર શ્વાસની હાલતમાં રાખ્યું, બોનાપાર્તે ડિસેંબરની ચોથી તારીખે, દારૂ પીને મસ્ત બનેલા વ્યવસ્થાના લશ્કરની ગોળીઓ વડે, મોંમાર્ત્ર તરુમાર્ગ તથા ઇટાલિયન તરુમાર્ગના જાણીતા મૂડીદારોને તેમની બારીઓમાં જ વીંધાવી દઈને, એ ભવિષ્યને વટાવી ખાધું. મૂડીદાર વર્ગે તલવારને દેવતાઈ સ્થાન આપ્યું, હવે તલવાર તેની ઉપર શાસન ચલાવે છે. તેણે ક્રાંતિકારી અખબારોને ખતમ કરી નાખ્યાં, હવે તેનાં પોતાનાં અખબારોને ખતમ કરી નાખવામાં આવ્યાં છે. તેણે પ્રજાકીય સભાઓ ઉપર પોલીસનો જાપતો બેસાડી દીધો, હવે તેનાં મંડળો ઉપર પોલીસનો જાપતો છે. તેણે લોકશાહીવાદી રાષ્ટ્રીય રક્ષક દળને વિખેરી નાખ્યું, હવે તેના પોતાના રાષ્ટ્રીય રક્ષક દળને વિખેરી નાખવામાં આવ્યું છે. તેણે ઘેરાની હાલત લાદી દીધી, હવે તેની ઉપર ઘેરાની હાલત લદાઈ ગઈ છે. તેણે જ્યુરીઓની જગ્યાએ લશ્કરી પંચો ગોઠવી દીધાં, હવે તેની જ્યુરીઓની જગ્યાએ લશ્કરી પંચો ગોઠવાઈ ગયાં છે. તેણે જાહેર શિક્ષણને પાદરીઓના અખત્યારમાં મૂકી દીધું, હવે તેને જ પાદરીઓ પોતાના શિક્ષણની લપેટમાં રાખે છે. તેણે લોકોને મુકદ્દમા વગર હદપાર કર્યા, હવે તેને જ મુકદ્દમા વગર હદપાર કરવામાં આવે છે. તેણે સમાજની



અંદર દરેક સળવળાટને રાજ્ય સત્તાનો ઉપયોગ કરીને દબાવી દીધો, હવે તેના પોતાના સમાજની અંદર દરેક સળવળાટને રાજ્ય સત્તાનો ઉપયોગ કરીને દબાવી દેવામાં આવે છે. તેણે પોતાની તિજોરીના મદમાં ખુદ પોતાના રાજકારણીઓ તથા લેખકોની સામે બંડ કર્યું, હવે તેના રાજકારણીઓ તથા લેખકોને બાજુએ ફગાવી દેવામાં આવ્યા છે, પરંતુ તેના મોઢામાં ડૂચો મારી દીધા પછી અને તેની કલમ તોડી નાખ્યા પછી તેની તિજોરીને લૂંટવામાં આવી રહી છે. સેંટ આર્સેનિયસે ખ્રિસ્તીઓને પાડેલા પોકારો જેવા હાકોટા મૂડીદાર વર્ગ ક્રાંતિની સામે અણથક પાડતો હતો: "નાસી જાઓ! મૂંગા રહો! ચુપચાપ પડી રહો!" હવે બોનાપાર્ત મૂડીદાર વર્ગની સામે હાકોટા પાડે છે: "નાસી જાઓ! મૂંગા રહો! ચુપચાપ પડી રહો!"

ફ્રેંચ મૂડીદાર વર્ગે નેપોલિયનની ચિંતાનો, "પચાસ વરસમાં યુરોપ કાં તો પ્રજાસત્તાકપંથી બની જશે અથવા કઝ્ઝાક બની જશે" એવી ચિંતાનો, ઉકેલ લાંબા વખત પહેલાં ગોતી કાઢયો હતો. એ ઉકેલ તેણે "કઝ્ઝાક પ્રજાસત્તાક"માં ગોતી કાઢયો હતો. એ ક્લાકૃતિને, મૂડીવાદી પ્રજાસત્તાકને, કોઈ મોહનીએ જાદુમંતર થકી રાક્ષસી ઘાટ નથી આપ્યો. એ પ્રજાસત્તાકે પ્રતિષ્ઠાની નિશાની સિવાય બીજું કશું નથી ગુમાવ્યું. વર્તમાન સમયનું* ફ્રાંસ સંસદીય પ્રજાસત્તાકની ભીતર ખાતમાની દશામાં પડ્યું હતું. બેયોનેટની અણી ભોંકાતાં જ પરપોટો ફૂટી ગયો અને આપણી નજર સામે રાક્ષસ ફૂટી નીકળ્યો.

ડિસેંબરની બીજી તારીખ પછી પૅરિસના સર્વહારા વર્ગે વિદ્રોહ કેમ ન કર્યો?

મૂડીદાર વર્ગને ઉથલાવી પાડતું ફરમાન એ વખતે હજી માત્ર જાહેર કરવામાં આવ્યું હતું, અમલમાં નહોતું મૂકવામાં આવ્યું. સર્વહારા વર્ગના કોઈ જાતના ગંભીર વિદ્રોહે તત્કાળ મૂડીદાર વર્ગને નવજીવન આપ્યું હોત, સેના જોડે તેનો સુમેળ કરાવી દીધો હોત, અને કામદારો માટે ફરી વાર જૂન જેવો પરાજય નિશ્ચિત બનાવી દીધો હોત.

ડિસેંબરની ચોથી તારીખે મૂડીદારો અને દુકાનદારોએ સર્વહારાઓને લડવા ઉશ્કેર્યા. રાષ્ટ્રીય રક્ષક દળની કેટલીય ટુકડીઓએ સાંજે યુનિફૉર્મ પહેરીને તથા હથિયારો લઈને લડાઈના મેદાનમાં પહોંચી જવાનો વાયદો કર્યો. મૂડીદારો તથા દુકાનદારોને ખબર પડી ગઈ હતી કે બોનાપાર્તે ડિસેંબરની બીજી તારીખનાં ફરમાનોમાંથી એકમાં ગુપ્ત મતદાનને નાબૂદ કરીને તેમને સરકારી રજિસ્ટરોમાં

---

*૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખના સત્તાપલટા પછીનું ફ્રાંસ.—સં.

પોતપોતાનાં નામોની સામે "હા" અથવા "ના" લખવાનો હુકમ કર્યો છે. ડિસેંબરની ચોથી તારીખના પ્રતિકારથી બોનાપાર્ત ધાક ખાઈ ગયો. તેણે રાતોરાત પૅરિસના બધા રસ્તાઓને નાકે પોસ્ટરો ગોઠવાવી દીધાં. તેમાં ગુપ્ત મતદાન ફરી દાખલ કરવાની જાહેરાત હતી. મૂડીદારો અને દુકાનદારોએ પોતાનો હેતુ બર આવી ગયેલો માની લીધો. બીજે દિવસે સવારે જે લોકો આવ્યા નહિ તે મૂડીદારો અને દુકાનદારો હતા.

બોનાપાર્તે ડિસેંબરની પહેલી અને બીજી તારીખ વચ્ચેની રાત દરમિયાન સૈન્યો ગોઠવી દઈને પૅરિસના સર્વહારા વર્ગને આગેવાનો વગરનો, નાકાબંધીના સરદારો વગરનો, કરી દીધો હતો. અફસરો વગરની સેના જેવા, અને ૧૮૪૮ તથા ૧૮૪૯ના જૂન તેમ જ ૧૮૫૦ના મે માસની યાદોને લીધે મોંતાન્યાના ઝંડા હેઠળ લડવા નાખુશ, સર્વહારા વર્ગે પૅરિસની વિદ્રોહ સંબંધી આબરૂ બચાવવાનું કર્તવ્ય પોતાની મોખરાની હરોળોના, ગુપ્ત મંડળોના, હાથમાં છોડી દીધું. મૂડીદાર વર્ગે પૅરિસની એવી આબરૂ એવી રીતે જરાય સામના વગર સિપાહીગણને હવાલે કરી દીધી હતી કે બોનાપાર્તે આગળ જતાં રાષ્ટ્રીય રક્ષક દળનાં હથિયારો ઉતરાવી લેવા માટે ઉપહાસથી કારણ પરખાવી દીધું હતું—તેણે બીક જાહેર કરી હતી કે તેનાં હથિયારો અરાજકતાવાદીઓ તરફથી ખુદ તેની સામે જ તકાઈ જશે!

"આમાં સમાજવાદનો સંપૂર્ણ અને સ્પષ્ટ વિજય અંકિત છે!"—ગીઝોએ ડિસેંબરની બીજી તારીખનું નિરૂપણ એવી રીતે કર્યું. સંસદીય પ્રજાસત્તાકને ઉથલાવી પાડવાની ઘટનામાં સર્વહારા વર્ગીય ક્રાંતિના વિજયનું બીજ ભલે સમાયેલું હોય, પરંતુ તેનું તાત્કાલિક અને વાસ્તવિક પરિણામ **સંસદની ઉપર બોનાપાર્તના, સંસદીય સત્તાની** ઉપર કાર્યવાહક **સત્તાના, વાણીની તાકાત** ઉપર **વાણી વગરની તાકાતના, વિજયમાં** અંકિત હતું. સંસદમાં રાષ્ટ્ર પોતાની સામાન્ય મંછાને કાનૂન બનાવી દેતું હતું, એટલે કે શાસક વર્ગના કાનૂનને તે પોતાની સામાન્ય મંછા બનાવી દેતું હતું. કાર્યવાહક સત્તાની સામે તે ખુદ પોતાની મંછાને સાવ તજી દે છે અને પરાઈ મંછાના વધારે જોરદાર હુકમને, અખત્યારને, વશ થઈ જાય છે. સંસદીય સત્તાની સરખામણીમાં કાર્યવાહક સત્તા, રાષ્ટ્રની સ્વાયત્તતાની સરખામણીમાં પરાયત્તતાને વ્યક્ત કરે છે. એટલે ફ્રાંસ જાણે એક વર્ગની આપખુદશાહીથી ઊગરી ગયું હોય એમ લાગે છે, પરંતુ પછી તરત એક વ્યક્તિની આપખુદશાહીમાં, અને વધુમાં કશા અખત્યાર વગરની વ્યક્તિના અખત્યારમાં, સપડાઈ ગયું છે. સંઘર્ષનો નિવેડો એવી રીતે આવ્યો



લાગે છે કે બધા વર્ગો, એકસરખા નાકૌવત અને એકસરખા મૂંગા બધા વર્ગો, બંદૂકના કૂંદાની સામે ઘૂંટણિયે પડી જાય છે.

પરંતુ ક્રાંતિનું કામ પાકું હોય છે. તે હજી તપોભૂમિને પાર કરી રહી છે. તે પોતાની કામગીરી પદ્ધતિસર કરે છે. તેણે ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખ સુધીમાં પોતાનું અરધું તૈયારીકાર્ય પતાવી લીધું હતું. હવે તે બાકીનું અરધું પતાવી રહી છે. તેણે પહેલાં સંસદીય સત્તાને પરિપૂર્ણ બનાવી લીધી, જેથી પોતે તેને ઉથલાવી પાડી શકે. એટલું સિદ્ધ કરી લઈને હવે તે **કાર્યવાહક સત્તાની** સામે પોતાની સમગ્ર વિનાશકારી શક્તિઓ કેંદ્રિત કરવા માટે તેને પરિપૂર્ણ બનાવી રહી છે, વધારેમાં વધારે વિશુદ્ધ અભિવ્યક્તિમાં ધકેલી રહી છે, એકલી પાડી રહી છે, તેની સામે તેને જ એકમાત્ર ધુતકાર તરીકે પેશ કરે છે. અને ક્રાંતિ જ્યારે બાકીના અરધા ભાગનું તૈયારીકાર્ય પૂરું કરી લેશે ત્યારે યુરોપ ઠેકડો મારતું ખડું થઈ જશે અને હર્ષાવેશમાં બોલી ઊઠશે: વાહ રે છછુંદર, બરાબરનું ખોદી નાખ્યું!*

જબરજસ્ત નોકરશાહી તથા લશ્કરી સંઘટન ધરાવતી, વિશાળ અને હિકમતી રાજ્ય તંત્ર ધરાવતી, અને પાંચ લાખની સંખ્યામાં અમલદારોનું ઝુંડ તથા એ ઉપરાંત બીજા પાંચ લાખનું લશ્કર ધરાવતી આ કાર્યવાહક સત્તા, ફ્રેંચ સમાજના કલેવરને જાળમાં જકડી લેતી અને તેનાં બધાં છિદ્રોને બંધ કરી દેતી આ ખોફનાક પરજીવી સંઘટના, નિરંકુશ રાજશાહીના દિવસોમાં સામંતી પદ્ધતિની પડતીની સાથે સાથે ઉદય પામી અને તેણે એ પડતીને વેગીલી બનાવી. જમીનદારોના તથા કસબાઓના કેટલાય સામંતી વિશેષાધિકારો રાજ્ય સત્તાનાં કેટલાંય લક્ષણોમાં પલટાઈ ગયા, સામંતી માંધાતાઓ પગારદાર અમલદારોમાં પલટાઈ ગયા, અને પરસ્પર ટકરાતી મધ્યયુગીન નિરંકુશ સત્તાઓની પચરંગી ભાત એવી રાજ્ય સત્તાની નિયંત્રિત યોજનામાં પલટાઈ ગઈ કે જેનું કાર્ય કારખાનાની જેમ વિભાજિત અને કેંદ્રીકૃત છે. નિરંકુશ રાજશાહીએ જે શરૂ કરેલું તેને—કેંદ્રીકરણને, પરંતુ સાથે સરકારી સત્તાના વ્યાપને, લક્ષણોને, તથા વાહકોની સંખ્યાને—પ્રથમ ફ્રેંચ ક્રાંતિ, રાષ્ટ્રની નાગરિક એકતાનું સર્જન કરવા માટે તમામ સ્થાનિક તથા પ્રાદેશિક અને શહેરી તથા પ્રાંતિક વિશિષ્ટ સત્તાઓને તોડી નાખવાનું કર્તવ્ય ધરાવતી ક્રાંતિ, ચોક્કસ વિકસાવે જ. નેપોલિયને એ રાજ્ય તંત્રને પરિપૂર્ણ બનાવ્યું. વૈધતાવાદી રાજશાહીએ અને જુલાઈની રાજશાહીએ અધિક શ્રમ-

---

* શેક્સપિયર. «*Hamlet*». — સં.

વિભાજન સિવાય, મૂડીવાદી સમાજની ભીતર શ્રમનું વિભાજન જેટલા પ્રમાણમાં હિતોનાં નવાં જૂથોને અને એટલે રાજ્ય વહીવટ માટેની નવી સામગ્રીને પેદા કરે એટલા પ્રમાણમાં વધતા જતા શ્રમ-વિભાજન સિવાય, બીજો કશો ઉમેરો ન કર્યો. દરેક **સહિયારા** હિતને એકદમ સમાજથી નોખું પાડી દેવામાં આવ્યું, સમાજની સામે ઉચ્ચતર **સર્વસામાન્ય** હિત તરીકે રજૂ કરવામાં આવ્યું, ખુદ સમાજના સભ્યોની પ્રવૃત્તિમાંથી ઝડપી લઈને સરકારી પ્રવૃત્તિનું લક્ષ્ય બનાવી દેવામાં આવ્યું. તેમાં પુલ, શાળાનું મકાન, અને ગામના લોકોની સામુદાયિક મિલકતથી લઈને રેલવે, રાષ્ટ્રીય સંપત્તિ, અને ફ્રાંસની રાષ્ટ્રીય યુનિવર્સિટી સુધીની બાબતોને આવરી લેવામાં આવી. છેલ્લે, સંસદીય પ્રજાસત્તાકને ક્રાંતિ સામેના સંઘર્ષમાં દમનનાં પગલાંની સાથે સાથે સરકારી સત્તાની સાધનસામગ્રી તથા કેંદ્રીકરણને વધારે દૃઢ બનાવવાં પડયાં. બધી ક્રાંતિઓએ એ તંત્રને તોડી નાખવાને બદલે વધારે પરિપૂર્ણ બનાવવાનું કામ કર્યું. વર્ચસ્વ માટે હરીફાઈ કરતી પાર્ટીઓ એ મહાકાય રાજ્ય ઇમારતને વિજેતાની મુખ્ય લૂંટ ગણતી હતી.

પરંતુ નિરંકુશ રાજશાહીમાં, પ્રથમ ક્રાંતિ દરમિયાન, નેપોલિયનના અમલમાં, નોકરશાહી મૂડીદાર વર્ગના વર્ગીય શાસનની તૈયારીનું સાધન માત્ર હતી. પુનઃસ્થાપનાના અમલમાં, લૂઈ ફિલિપના શાસનમાં, સંસદીય પ્રજાસત્તાકમાં, તેણે ખુદ પોતાની સત્તા જમાવવાની કોશિશ ભલે ગમે એટલી કરી હોય તોપણ તે શાસક વર્ગનું સાધન હતી.

માત્ર બીજા બોનાપાર્તના શાસનમાં જ રાજ્યે પોતાને પૂરેપૂરું સ્વતંત્ર બનાવી લીધું હોય એમ લાગે છે. રાજ્યના તંત્રે નાગરિક સમાજની સામે પોતાની સ્થિતિ એટલી પાકે પાયે મક્કમ બનાવી લીધી છે કે ડિસેંબરની ૧૦મી તારીખના સમાજનો મોવડી, પરદેશથી ઊડી આવેલો અને નશાખોર સિપાહીગણે -- જેને દારૂ તથા સલામીની કિંમતે ખરીદી લેવામાં આવ્યો છે અને રોજ સલામીના નવા ઢગલા સતત પૂરા પાડવા પડે છે — ઢાલ ઉપર ચડાવી દીધેલો લેભાગુ, તેના વડા તરીકે પૂરતો થઈ રહે છે. એટલે કારમી હતાશા, એકદમ ખોફનાક નામોશી તથા અવનતિની લાગણી, ફ્રાંસના દિલને દમે છે, તેનો શ્વાસ રૂંધી નાખે છે. તેને માનભંગની લાગણી થાય છે.

પરંતુ રાજ્ય સત્તા કંઈ હવામાં લટકતી નથી. બોનાપાર્ત એક વર્ગનું, અને તે પણ ફ્રેંચ સમાજના સૌથી વધારે સંખ્યા ધરાવતા વર્ગનું, **નાનકડાં ખેતરો ધરાવતા** (Parzellen) **કિસાનોનું**, પ્રતિનિધિત્વ કરે છે.



જેવી રીતે બૂર્બોન પરિવાર મોટી જમીન-મિલકતનો રાજવંશ હતો અને ઓર્લિયન પરિવાર નાણાંનો રાજવંશ હતો એવી જ રીતે બોનાપાર્ત પરિવાર કિસાનોનો, ફ્રેંચ લોકોના બહોળા સમુદાયનો, રાજવંશ છે. મૂડીવાદી સંસદને વશ બની રહેલો બોનાપાર્ત નહિ પરંતુ મૂડીવાદી સંસદનું વિસર્જન કરી નાખનારો બોનાપાર્ત કિસાનપ્રજાનો લાડીલો છે. શહેરો ડિસેંબરની ૧૦મી તારીખની ચૂંટણીનો અર્થ ખોટી રીતે ઘટાવવામાં અને કિસાનોને છેતરીને સામ્રાજ્યની પુનઃસ્થાપનાથી વંચિત રાખવામાં ત્રણ વરસ સુધી સફળ થયા હતા. ૧૮૪૮ના ડિસેંબરની ૧૦મી તારીખની ચૂંટણીનું સમાપન માત્ર ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખના સત્તાપલટાથી જ થયું છે.

નાનકડાં ખેતરો ધરાવતા કિસાનો વિશાળ સમુદાય બની રહે છે. તેના સભ્યો એકસરખા સંજોગોમાં પરંતુ પરસ્પર બહુવિધ સંબંધોમાં સંકળાયા વગર જિંદગી ગુજારે છે. તેમની ઉત્પાદનની રીત તેમને પરસ્પર સંબંધોમાં સાંકળી લેવાને બદલે એકબીજાથી અળગા રાખે છે. એવું અળગાપણું ફ્રાંસનાં નિર્માલ્ય સંચાર સાધનો અને કિસાનોની ગરીબીને લીધે વધી જાય છે. તેમનું ઉત્પાદન ક્ષેત્ર, નાનકડું ખેતર, ખેતીમાં શ્રમ-વિભાજન કે વિજ્ઞાનના ઉપયોગને અને એટલે વિકાસના વૈવિધ્યને, પ્રતિભાની વિવિધતાને, તથા સામાજિક સંબંધોની વિપુલતાને શક્ય નથી બનવા દેતું. દરેક અલગ અલગ કિસાન કુટુંબ લગભગ આત્મનિર્ભર હોય છે. તે પોતાને જરૂરી ચીજોમાંથી મોટા ભાગની સીધી પોતે જ પેદા કરી લે છે, અને એ રીતે જીવનનાં સાધનો સમાજ સાથેના સંબંધો કરતાં પ્રકૃતિ સાથેની આપલે મારફત વધારે મેળવે છે. નાનકડું ખેતર, કિસાન, અને તેનું કુટુંબ; તેમની જોડાજોડ બીજું નાનકડું ખેતર, બીજો કિસાન, અને બીજું કુટુંબ. થોડીક વીસી એવા એકમો મળીને ગામ બને, અને થોડીક વીસી ગામ મળીને વિસ્તાર બને. ફ્રેંચ રાષ્ટ્રનો વિશાળ સમુદાય સમજાતીય પરિમાણોની સાદી ઉમેરણીનો, જેવી રીતે ગૂણમાં ભરેલા બટેટા બટેટાની ગૂણ બની રહે એવી રીતે, બનેલો છે. લાખો કુટુંબો અસ્તિત્વના એવા આર્થિક સંજોગોમાં જિંદગી ગુજારે છે કે જે તેમની જીવનરીતિ, તેમનાં હિતો, અને તેમની સંસ્કૃતિને બીજા વર્ગોની જીવનરીતિ, હિતો, અને સંસ્કૃતિથી અલગ પાડી દે છે, અને તેમને બીજા વર્ગોનો અદાવતી સામનો કરવાની હાલતમાં મૂકી દે છે, એટલે તેઓ એક વર્ગ બની રહે છે. પરંતુ નાનકડાં ખેતરો ધરાવતા એ કિસાનો વચ્ચે ખાલી સ્થાનિક પારસ્પરિક જોડાણ હોય છે, અને તેમનાં હિતોની એકરૂપતા તેમની અંદર કોઈ જાતના સામાજિક સમુદાયને, કોઈ જાતના રાષ્ટ્રીય બંધનને, અને

કોઈ જાતના રાજકીય સંગઠનને અસ્તિત્વમાં નથી આણતી, એટલે તેઓ વર્ગ નથી બની રહેતા. પરિણામે તેઓ પોતાના વર્ગીય હિતને ખુદ પોતાના નામે, સંસદ મારફત કે સંમેલન મારફત, અમલમાં મુકાવવા અસમર્થ છે. તેઓ પોતાનું પ્રતિનિધિત્વ પોતે નથી કરી શકતા, તેમને પ્રતિનિધિત્વ કરાવવું પડે છે. તેમનો પ્રતિનિધિ વળી તેમની ઉપર પ્રભુત્વના, તેમની ઉપર અખત્યારના, અને બીજા વર્ગોની સામે તેમનું રક્ષણ કરનારી તથા તેમને ઉપરથી વર્ષા તથા સૂર્યપ્રકાશ મોકલનારી અસીમ સરકારી સત્તાના રૂપમાં હોવો જોઈએ. એટલે નાનકડાં ખેતરો ધરાવતા કિસાનોના રાજકીય પ્રભાવની અંતિમ અભિવ્યક્તિ સમાજને પોતાની તાબેદારીમાં જકડી લેતી કાર્યવાહક સત્તામાં થાય છે.

ઐતિહાસિક પરંપરાએ ફ્રેંચ કિસાનોમાં એવા ચમત્કાર સંબંધી માન્યતા પેદા કરી કે નેપોલિયન નામનો એક આદમી તેમને પૂરું ગૌરવ પાછું અપાવશે. અને એક માણસ આવી ચડ્યો કે જે, પિતૃત્વ સંબંધી તપાસની બંધી ફરમાવતા નેપોલિયનશાહી ધારાધોરણના પરિણામે, નેપોલિયનનું નામ ધરાવી શકે છે અને પેલો આદમી પોતે જ હોવાનો દાવો કરે છે. વીસ વરસની રખડપટ્ટી અને સંખ્યાબંધ બેહૂદાં કરતૂતો પછી લોકમાન્યતા સાચી પડી અને આદમી ફ્રેંચ લોકોનો સમ્રાટ બની ગયો. ભત્રીજાનો અચળ ખ્યાલ સફળ થઈ ગયો કેમ કે તે ફ્રેંચ લોકોના સૌથી વધારે સંખ્યા ધરાવતા વર્ગનો અચળ ખ્યાલ હતો.

પરંતુ કદાચ વાંધો ઉઠાવવામાં આવે કે અરધા ફ્રાંસમાં કિસાનોના વિદ્રોહો થયા છે, લશ્કર કિસાનોની ઉપર હુમલા કરે છે, કિસાનોને મોટી સંખ્યામાં જેલભેગા તથા હદપાર કરી દેવામાં આવે છે, તેનું શું?

લૂઈ ચૌદમાના શાસન પછી ફ્રાંસમાં કિસાનોની ઉપર "ચળવળનાં કૃત્યો બદલ" આવું દમન ક્યારેય નહોતું વરસાવવામાં આવ્યું.

પરંતુ જરાય ગેરસમજણ રાખવાની નથી. બોનાપાર્ત રાજવંશ ક્રાંતિકારી કિસાનનું નહિ પણ રૂઢિચુસ્ત કિસાનનું, પોતાના સામાજિક અસ્તિત્વનો સંજોગ અંકિત કરતા નાનકડા ખેતરની પાર કૂચ કરનારા કિસાનનું નહિ પણ એ ખેતરની સ્થિતિ વધારે મક્કમ બનાવવા માગતા કિસાનનું, શહેરોની જોડે સંકળાઈ ગયેલા અને ખુદ પોતાની શક્તિઓ થકી પુરાણી વ્યવસ્થાને ઉથલાવી પાડવા માગતા ગામલોકોનું નહિ પણ, એથી ઊલટું, એ પુરાણી વ્યવસ્થાની ભીતર મૂઢતાભરી એકલતામાં સબડતા અને પોતાની તથા પોતાનાં નાનકડાં ખેતરોની રક્ષા તથા તરફદારી સામ્રાજ્યવાદનું ભૂત કરે એવી સ્થિતિ જોવા માગતા લોકોનું, પ્રતિનિધિત્વ કરે છે. તે કિસાનના જ્ઞાનનું નહિ પણ વહેમનું, તેની સૂઝનું નહિ પણ



પૂર્વગ્રહનું, તેના ભવિષ્યનું નહિ પણ ભૂતકાળનું, તેના આધુનિક સેવેન્નોનું નહિ પણ આધુનિક વાંદેયાનું[104], પ્રતિનિધિત્વ કરે છે.

સંસદીય પ્રજાસત્તાકના ત્રણ વર્ષના કડક શાસને ફ્રેંચ કિસાનોના અમુક હિસ્સાને નેપોલિયન સંબંધી ભ્રમથી મુક્ત કરી દીધો હતો અને તેમને ક્રાંતિને, ભલે માત્ર ઉપરછલ્લી ક્રાંતિને, પંથે મૂકી દીધા હતા. પરંતુ તેઓ જ્યારે જ્યારે ગતિમાન થયા ત્યારે ત્યારે મૂડીદાર વર્ગે તેમને જોરજુલમથી દબાવી દીધા. સંસદીય પ્રજાસત્તાકમાં ફ્રેંચ કિસાનની આધુનિક અને પરંપરાગત જાગૃતિ વચ્ચે પ્રભુત્વ માટેનો સંઘર્ષ ચાલતો રહ્યો હતો. એ પ્રગતિએ શાળાશિક્ષકો અને પાદરીઓ વચ્ચે અવિરત સંઘર્ષનું રૂપ ધારણ કર્યું. મૂડીદાર વર્ગે શાળાશિક્ષકોને ફટકા લગાવીને ઢાળી દીધા. પહેલી જ વાર કિસાનોએ સરકારનાં કદમોની સામે સ્વતંત્ર રીતે વર્તવાના પ્રયાસો કર્યા. એ હકીકત નગરપતિઓ અને વડા પોલીસ અમલદારો વચ્ચે સતત ઘર્ષણમાં જાહેર થતી હતી. મૂડીદાર વર્ગે નગરપતિઓને પદભ્રષ્ટ કરી નાખ્યા. આખરે, સંસદીય પ્રજાસત્તાકના ગાળામાં, જુદા જુદા વિસ્તારોના કિસાનો ખુદ પોતાનાં સંતાનોનો, સેનાનો, સામનો કરવા ખડા થઈ ગયા. મૂડીદાર વર્ગે ઘેરાની હાલત જાહેર કરીને અને દંડાત્મક ઝુંબેશો ચલાવીને તેમને સજા કરી. અને હવે એ જ મૂડીદાર વર્ગ પોતાની જોડે દગાખોરી કરનારા અને બોનાપાર્તનો પક્ષ લેનારા લોકસમુદાયોની, અધમ જનસમૂહની, મૂઢતા વિશે દેકારા કરે છે. તેણે પોતે જ કિસાન વર્ગની સામ્રાજ્યપરાયણતાને બળજબરીથી વધારે મક્કમ બનાવી છે, એ કિસાન ધર્મનું ઉગમસ્થાન બની રહેતા સંજોગોને તેણે જાળવી રાખ્યા છે. ખરેખર, લોકસમુદાયો જ્યાં સુધી રૂઢિચુસ્ત રહે ત્યાં સુધી તેમની મૂઢતાની, અને લોકસમુદાયો ક્રાંતિકારી બની જાય કે તરત તેમની સૂઝની, બીક મૂડીદાર વર્ગને ચોક્કસ લાગે જ.

સત્તાપલટા પછીના વિદ્રોહોમાં ફ્રેંચ કિસાનોના અમુક હિસ્સાએ, ૧૮૪૮ના ડિસેંબરની ૧૦મી તારીખે પોતે જ આપેલા મતોની સામે, હાથમાં હથિયાર લઈને વિરોધ જાહેર કર્યો. ૧૮૪૮ પછી તેમને મળેલા અનુભવે તેમની બુદ્ધિને સતેજ બનાવી હતી. પરંતુ તેમણે પોતાને ઈતિહાસના અધોલોકને હવાલે કરી દીધા હતા, ઈતિહાસે તેમને તેમના વચનના બંધનમાં જકડી રાખ્યા, અને બહુસંખ્યા હજી પૂર્વગ્રહમાં એટલી બધી અટવાયેલી હતી કે બરાબર અતિ લાલ વિસ્તારોમાં જ કિસાન વસતિએ ખુલ્લેઆમ બોનાપાર્તની તરફેણમાં મતો આપ્યા. તેના ખ્યાલ મુજબ, રાષ્ટ્રીય સભાએ બોનાપાર્તની પ્રગતિને અવરોધી હતી. બોનાપાર્તે તો હવે ખાલી એટલું જ કર્યું હતું શહેરોએ ગામોની મંછાની ઉપર

લાદેલાં બંધનોને તોડી નાખ્યાં હતાં. કેટલાક વિસ્તારોમાં તો કિસાનો નેપોલિયનની જોડાજોડ સંમેલનનો બેહૂદો ખ્યાલ પણ ધરાવતા હતા.[105]

પ્રથમ ક્રાંતિએ કિસાનોને અર્ધ-ખેતગુલામોમાંથી મુક્ત માલિકોમાં પલટાવી નાખ્યા ત્યાર પછી નેપોલિયને એવી શરતોને બહાલી આપી હતી તથા નિયમસર બનાવી હતી કે જેના આધારે તેઓ તાજી જ પોતાના હાથમાં આવેલા ફ્રાંસની જમીનનો ઉપયોગ કશી ખલેલ વગર કરી શકે અને મિલકત અંગેની પોતાની જોરદાર તાલાવેલીને સંતોષી શકે. પરંતુ હવે ફ્રેંચ કિસાનને જે બાબત પાયમાલીમાં ધકેલી રહી છે તે તેના નાનકડા ખેતરની જ છે, જમીનના વિભાજનની જ છે, નેપોલિયને ફ્રાંસમાં દૃઢ બનાવેલા મિલકતના રૂપની જ છે. ચોક્કસ રૂપે ભૌતિક સંજોગોએ જ સામંતશાહીના કિસાનને નાના ખેતરનો માલિક ખેડૂત અને નેપોલિયનને સમ્રાટ બનાવ્યો હતો. બે પેઢીઓ અનિવાર્ય પરિણામ પેદા કરવા માટે પૂરતી સાબિત થઈ ગઈ છે—ખેતીમાં વધતો જતો બગાડો અને ખેતી કરનારને માથે વધતું જતું કરજ. ઓગણીસમી સદીના આરંભમાં ફ્રાંસના ગામલોકોને મુક્તિ અને સમૃદ્ધિ બક્ષનારું મિલકતનું "નેપોલિયનશાહી" રૂપ આ સદી દરમિયાન તેમને ગુલામ તથા કંગાલ બનાવવાના નિયમમાં વિકાસ પામ્યું છે. અને બીજા બોનાપાર્તને જેનું સમર્થન કરવાનું છે એ "નેપોલિયનના વિચારો"માંનો પહેલો વિચાર ચોક્કસ રૂપે એ નિયમમાં જ અંકિત છે. કિસાનોની પાયમાલીનું કારણ ખુદ એ નાનકડા ખેતરના રૂપની મિલકતમાં નહિ પરંતુ તેની બહાર, ગૌણ સંજોગોની અસરમાં, ગોતવાનું છે, એવા ભ્રમમાં તે હજી કિસાનોનો સહભાગી હોય તો તેના અખતરાઓ ઉત્પાદનના સંબંધોના સંપર્કમાં આવે ત્યારે સાબુના પાણીના પરપોટાઓની જેમ ફૂટી જવાના.

નાનકડા ખેતરના રૂપની મિલકતના આર્થિક વિકાસે સમાજના બીજા વર્ગો જોડે કિસાનોના સંબંધમાં મૂળગામી પરિવર્તન આણી દીધું છે. નેપોલિયનના શાસનમાં ગામોમાં જમીનના વિખંડનમાં, શહેરોની અંદર થતી મુક્ત હરીફાઈ તથા મોટા ઉદ્યોગની શરૂઆતની પુરવણી થઈ હતી. કિસાન વર્ગ તાજેતરમાં જ ઉથલાવી પાડવામાં આવેલી જમીનદાર ઉમરાવશાહીની સામે સર્વવ્યાપી વિરોધ અંકિત કરતો હતો. નાનકડા ખેતરના રૂપની મિલકતે ફ્રાંસની ધરતીમાં નાખેલાં મૂળિયાંએ સામંતશાહીને મળતું બધું પોષણ બંધ કરી દીધું. એ મિલકતના સીમાસ્તંભો પુરાણા હાકેમો તરફથી કોઈ અણધાર્યા હુમલાની સામે મૂડીદાર વર્ગની કિલ્લાબંધીઓ સમા બની રહ્યા. પરંતુ ઓગણીસમી સદી દરમિયાન સામંતી ઉમરાવોનું સ્થાન શહેરી વ્યાજખોરોએ લઈ લીધું, જમીન



સાથે સંકળાયેલા સામંતી બંધનનું સ્થાન ગીરોએ લઈ લીધું, ઉમરાવશાહી જમીન-મિલકતનું સ્થાન મૂડીવાદી મૂડીએ લઈ લીધું. કિસાનનું નાનકડું ખેતર તો હવે માત્ર એવું બહાનું જ છે કે જે મૂડીદાર માટે જમીનમાંથી નફા, વ્યાજ, તથા ભાડું ચૂસી લેવાનું શક્ય બનાવે છે, અને જમીન ખેડનાર પોતાનું વેતન કેવી રીતે હાંસલ કરે એ બાબત તેની ઉપર જ છોડી દેવામાં આવે છે. ફ્રાંસની જમીન ઉપર બોજો બનીને પડેલું ગીરો કરજ વ્યાજની જે રકમની ચુકવણી ફ્રેંચ કિસાનપ્રજાને માથે લાદે છે તે સમગ્ર બ્રિટિશ રાષ્ટ્રીય કરજના વાર્ષિક વ્યાજ જેટલી છે. મૂડીનો વિકાસ જેને અનિવાર્ય રીતે આગળ ધપાવે છે એવી આ મૂડી-સર્જિત ગુલામીમાં નાના ખેતરના રૂપની મિલકતે ફ્રેંચ રાષ્ટ્રના આમલોકોને ગુફાવાસીઓમાં પલટાવી નાખ્યા છે. સોળ મિલિયન કિસાનો (સ્ત્રીઓ અને બાળકો સહિત) ઝૂંપડાંમાં રહે છે, મોટા ભાગનાં ઝૂંપડાંમાં બારીબારણા જેવું કંઈ ફક્ત એક જ હોય છે, કેટલાંકમાં બે હોય છે, અને સૌથી સારાં ગણાય તેમાં ત્રણ એટલે બસ થઈ ગયું. મકાનના સંબંધમાં બારીઓની સ્થિતિ મસ્તકના સંબંધમાં પાંચ ઇંદ્રિયોની સ્થિતિ જેવી હોય છે. સદીના આરંભમાં નવોદિત નાનકડા ખેતરની રખેવાળી રાજ્યને ભળાવનારી અને એ ખેતરમાં ગોરવનું ખાતર પૂરનારી મૂડીવાદી વ્યવસ્થા હવે તેનું લોહી અને મગજ ચૂસી લેતા અને તેને મૂડીના કીમિયાગરીના દેગડામાં પધરાવી દેતા ભૂતિયા વાગોળમાં પલટાઈ ગઈ છે. નેપોલિયનશાહી ધારાધોરણ હવે જપ્તીઓ, જબરજસ્તીનાં વેચાણો, તથા ફરજિયાત હરાજીના પોથા સિવાય બીજું કશું નથી. ફ્રાંસમાં સત્તાવાર રીતે માન્ય ચાર મિલિયન (બાળકો વગેરે સહિત) કંગાલો, રખડુઓ, ગુનેગારો, અને વેશ્યાઓમાં હવે પાંચ મિલિયન એવાં માણસોને ઉમેરવાં જોઈએ કે જે માંડ હયાતી ટકાવી રાખવાના સંજોગોમાં અટવાતાં રહે છે, અને કાં તો ગામોમાં જ અડ્ડા નાખે છે અથવા ગામોમાંથી શહેરોમાં અને શહેરોમાંથી ગામોમાં સતત ભટકતાં રહે છે. એટલે કિસાનોનાં હિતોની સ્થિતિ નેપોલિયનના શાસનમાં હતી એવી હવે નથી રહી, તેમનાં હિતો હવે મૂડીદાર વર્ગનાં, મૂડીનાં, હિતોને અનુરૂપ નથી રહ્યાં પરંતુ વિરોધી બની ગયાં છે. એટલે કિસાનોને પોતાનો સ્વાભાવિક સંગાથી અને આગેવાન શહેરી સર્વહારા વર્ગમાં, મૂડીવાદી વ્યવસ્થાને ઉથલાવી પાડવાનું કર્તવ્ય ધરાવતા વર્ગમાં, સાંપડે છે. પરંતુ તાકાતવાન તથા નિરંકુશ સરકારી સત્તાને—અને તેમાં બીજા નેપોલિયને અમલમાં મૂકવાના "નેપોલિયનના વિચારો"માંનો બીજો વિચાર અંકિત છે—એ "ભૌતિક" વ્યવસ્થાનું રક્ષણ બળજોરીથી કરવું પડે છે. એ "ભૌતિક વ્યવસ્થા" વિદ્રોહી

કિસાનોની સામે બોનાપાર્તની બધી ઘોષણાઓમાં સંકેતસૂત્રની કામગીરી પણ બજાવે છે.

નાનકડા ખેતરની ઉપર મૂડી તરફથી લાદવામાં આવતા ગીરોના બોજા ઉપરાંત કરોનો બોજો પણ હોય છે. કરો તો નોકરશાહી, સેના, પાદરીઓ, તથા અદાલત માટે, ટૂંકમાં કાર્યવાહક સત્તાના આખા તંત્ર માટે, જીવનના સ્રોત સમા છે. મજબૂત સરકાર અને ભારે કરવેરા એકરૂપ છે. નાનકડા ખેતરના રૂપની મિલકતની તાસીર જ એવી છે કે તે અસંખ્ય માણસોને આવરી લેતી અને સર્વશક્તિમાન નોકરશાહી માટે માફક આધાર બની રહે. તે દેશની આખી સપાટી ઉપર સંબંધો તથા વ્યક્તિઓના સમરૂપ સ્તરનુ સર્જન કરે છે. એટલે તે એક સર્વોપરી કેંદ્રમાંથી એ સમરૂપ સમુદાયનાં સઘળાં બિંદુઓએ સમરૂપ કદમો શક્ય બનાવે છે. તે લોકસમુદાય અને રાજ્ય સત્તા વચ્ચેના ઉમરાવશાહી મધ્યવર્તી દરજ્જાઓને નાબૂદ કરી નાખે છે. એટલે તે બધી દિશાઓમાં એ રાજ્ય સત્તાની દખલગીરી અને તેનાં પ્રત્યક્ષ સંઘટનોની દરમિયાનગીરી જરૂરી બનાવે છે. છેલ્લે, તે બેકારીમાં અટવાતી એવી ફાલતુ વસતિ પેદા કરે છે કે જેને માટે જમીનની ખેતીમાંયે જગ્યા નથી હોતી અને શહેરોમાંયે જગ્યા નથી હોતી, અને એટલે જે એક જાતની માનમોભો જાળવી રાખતી ભીખ તરીકે રાજ્યની ઑફિસો તરફ વળે છે અને રાજ્યનાં પદો ઊભાં કરવાની પ્રવૃત્તિ પ્રેરે છે. નેપોલિયન બૅયોનેટની અણી તાકીને શરૂ કરાવવામાં આવતાં નવાં બજારો તેમ જ ખંડમાં ચલાવવામાં આવતી લૂંટ મારફત ફરજિયાત કરોનો બદલો વ્યાજ સાથે વાળી દેતો હતો. એ કરો કિસાનના ઉદ્યમને પ્રવેગ આપતા હતા, પરંતુ હવે એ કરો તેના ઉદ્યમની આખરી સાધનસામગ્રીને ખતમ કરી નાખે છે અને કંગાલિયતનો સામનો કરવાની તેની અશક્તિને પરાકાષ્ઠાએ પહોંચાડી દે છે. અને "નેપોલિયનના વિચારો"માંથી બીજા બોનાપાર્તના સ્વભાવને વધારેમાં વધારે માફક આવતો વિચાર સરસ સાજશણગાર તથા સરસ ખાનપાન પામતી જબરજસ્ત નોકરશાહીના અસ્તિત્વનો છે. સમાજના વસ્તુગત વર્ગોની જોડાજોડ તેને એવી બનાવટી જાત પેદા કરવી પડે છે કે જેને માટે તેના શાસનની જાળવણી રોજીરોટીની બાબત બની રહે છે, એ જોતાં એમ ન હોય તો બીજું શું હોય? એટલે તેની પહેલી નાણાકીય કામગીરીઓમાંની એક અમલદારોના પગારો વધારીને પાછા જૂના સ્તરે પહોંચાડી દેવાની અને નવાં બેઠાડુ પદો સ્થાપવાની હતી.

"નેપોલિયનના વિચારો"માંનો બીજો એક વિચાર સરકારના સાધન તરીકે **પાદરીઓના** વર્ચસ્વનો છે. પરંતુ નવું અસ્તિત્વમાં આવેલું નાનકડું ખેતર સમાજ



સાથે સુમેળના, પ્રકૃતિનાં બળો ઉપર આધાર રાખવાના, તથા ઉપરથી તેને રક્ષણ પૂરું પાડતી સત્તાને વશ રહેવાના સંજોગોમાં સ્વાભાવિક રીતે જ ધાર્મિક હતું, હવે કરજોથી પાયમાલ થઈ ગયેલું, સમાજ તથા સત્તાની સાથે અણબનાવની હાલતમાં અટવાતું રહેતું, અને તેની પોતાની મર્યાદાઓની બહાર ધકેલાઈ ગયેલું નાનકડું ખેતર સ્વાભાવિક રીતે જ અધાર્મિક બની જાય છે. તાજી હાંસલ થયેલી જમીનની સાંકડી પટ્ટી માટે સ્વર્ગ તો બહુ મઝાનું ચઢાણ હતું, વળી ખાસ તો એ કારણે કે હવામાન આકાશમાં જ બનતું હોય છે, પરંતુ તેને નાનકડા ખેતરની અવેજીમાં આગળ ધરવામાં આવે કે તરત તે અપમાન બની જાય છે. એવા સંજોગોમાં તો પાદરી દુન્યવી પોલીસના પાવન શિકારી કુતરા જેવો જ લાગે છે—વળી "નેપોલિયનના વિચારો"માંનો એક. આગામી પ્રસંગે, રોમ ઉપરની ચડાઈ ખુદ ફ્રાંસમાં જ થશે, પરંતુ મિસ્ટર દ મોંતાલમ્બેરના અર્થથી ઊલટા અર્થમાં.

છેલ્લે, "નેપોલિયનના વિચારો"ની પરાકાષ્ઠાનું બિંદુ **સેનાની** પ્રધાનતામાં અંકિત છે. નાનકડાં ખેતરો ધરાવતા કિસાનો માટે સેના ખાસ માનની બાબત હતી. સેના એટલે તેઓ પોતે જ હતા, બહારની દુનિયાની સામે પોતાની નવી મિલકતનું રક્ષણ કરતા, તાજા હાંસલ કરેલા રાષ્ટ્રત્વને યશગૌરવ અપાવતા, લૂંટ ચલાવતા, અને દુનિયાને ક્રાંતિના માર્ગે ચઢાવી દેતા શૂરવીરોમાં પલટાઈ ગયેલા પોતે જ હતા. યુનિફૉર્મ તેમનો પોતાનો રાજ્ય પોશાક હતો, યુદ્ધ તેમનું કાવ્ય હતું; કલ્પનામાં વિસ્તારેલું અને સરખા ઘાટમાં આણેલું નાનકડું ખેતર તેમની પિતૃભૂમિ હતું, અને દેશાભિમાન મિલકતની લાગણીનું આદર્શ રૂપ હતું. પરંતુ ફ્રેંચ કિસાનને હવે જે દુશ્મનોની સામે પોતાની મિલકતનું રક્ષણ કરવાનું છે તે કઝ્ઝાકો નથી, બેલિફો અને કરવેરા વસૂલ કરનારાઓ છે. નાનકડું ખેતર હવે કહેવાતી પિતૃભૂમિમાં નથી પરંતુ ગીરો રજિસ્ટરમાં છે. ખુદ સેના હવે કિસાન તરુણોનો સર્વોત્તમ ભાગ નથી પરંતુ કિસાનપ્રજાના અવનત સર્વહારાઓ છે, બદતરીન ગંધારો ભાગ છે. તેમાં મોટે ભાગે તો બદલીના, અવેજીના, આદમીઓ જ છે, જેવી રીતે બીજો બોનાપાર્ત પોતે પણ કેવળ નેપોલિયનની બદલીમાં, અવેજીમાં, આવી પડેલો આદમી છે એવી જ રીતે. સેના હવે કિસાન સમુદાયોનો પીછો કરીને પરાક્રમનાં કૃત્યો કરી બતાવે છે, લશ્કરી પોલીસનું કામ કરે છે, અને ડિસેંબરની ૧૦મી તારીખના સમાજના મોવડીની પદ્ધતિની આંતરિક વિષમતાઓ તેને ફ્રાંસની સરહદની બહાર હાંકી કાઢે તો તેની સેના લૂંટફાટનાં થોડાંક કરતૂતો પછી ગુણગાનનો પાક નહિ પણ સેથીપાક લણશે.

16—838

આપણને જોવા મળે છે: સઘળા "નેપોલિયનના વિચારો" **અવિકસિત નાનકડા ખેતરના છે, તેનામાં તરુણાવસ્થાની તાજગી હતી એ વેળાના છે,** પરંતુ પોતાની જિંદગી જીવી ચૂકેલા નાનકડા ખેતર માટે તો એ વિચારો બેહૂદગી અંકિત કરે છે. એ વિચારો તો કેવળ તેના મોતના તરફડાટ વેળાના વિભ્રમો છે, લવારામાં પલટાઈ ગયેલા શબ્દો છે, ભૂતોમાં પલટાઈ ગયેલી ભાવનાઓ છે. પરંતુ સામ્રાજ્યનું હાસ્યજનક અનુકરણ ફ્રેંચ રાષ્ટ્રના લોકસમુદાયને પરંપરાના બોજાથી મુક્ત કરવા માટે તેમ જ રાજ્ય સત્તા અને સમાજ વચ્ચેના વિરોધનું વિશુદ્ધ રૂપ ઘડી કાઢવા માટે જરૂરી હતું. નાનકડા ખેતરના રૂપની મિલકત વધારે ને વધારે નબળી પડતી જાય એટલે તેના આધારે ખડી કરવામાં આવેલી રાજ્ય રચના ભાંગી પડે છે. આધુનિક સમાજ માટે જરૂરી બની રહેતું રાજ્યનું કેંદ્રીકરણ સામંતશાહીના વિરોધમાં ઘડી કાઢવામાં આવેલા લશ્કરી-નોકરશાહી સરકારી તંત્રના ખંડેરોના આધારે જ ઉદય પામે છે.*

ફ્રેંચ કિસાનોની સ્થિતિ આપણને **ડિસેંબરની ૨૦મી તથા ૨૧મી તારીખની સામાન્ય ચૂંટણીઓના,** બીજા બોનાપાર્તને સિનાઈ પર્વતની[100] ટોચે કાનૂનો મેળવવા માટે નહિ પરંતુ કાનૂનો આપવા માટે ચડાવી દેનારી ચૂંટણીઓના, કોયડાનો ઉકેલ પૂરો પાડે છે.

વાત સાફ છે કે મૂડીદાર વર્ગ પાસે બોનાપાર્તને ચૂંટી લેવા સિવાય બીજો કોઈ માર્ગ રહ્યો જ નહોતો. કોન્સ્ટન્સની પરિષદમાં[107] શુદ્ધાચારવાદીઓએ કૅથોલિક પોપોની દુરાચારી જિંદગીઓની ફરિયાદ કરી અને નૈતિક સુધારાની આવશ્યકતા વિશે રોદણાં રોયાં ત્યારે કાર્ડિનલ પિયેર દ'આઈએ તેમની સામે

*૧૮૫૨ની આવૃત્તિમાં આ ફકરાના અંતમાં નીચે મુજબનું લખાણ હતું, પરંતુ ૧૮૬૯ની આવૃત્તિના પ્રકાશન વખતે માર્ક્સે તેને કાઢી નાખ્યું હતું: "રાજ્ય તંત્ર ખતમ થઈ જવાથી કેંદ્રીકરણની બાબતમાં જોખમ નહિ ઊભું થાય. નોકરશાહી તો એવા કેંદ્રીકરણનું માત્ર એક રૂપ જ છે કે જેની ઉપર તેના વિરોધી રૂપનો, એટલે કે સામંતશાહીનો, બોજો હજુ પણ લદાયેલો છે. ફ્રેંચ કિસાન જ્યારે નેપોલિયનશાહીની પુનઃસ્થાપનાથી નિરાશ થઈ જશે ત્યારે પોતાના નાનકડા ખેતરના સંબંધમાં તેની નિષ્ઠા ખતમ થઈ જશે, એ નાનકડા ખેતર ઉપર આધારિત રાજ્યની આખી ઈમારત ભાંગી પડશે અને સર્વહારા ક્રાંતિ એવો સૂર ધારણ કરી લેશે કે જેના વગર તો તેનું એકાકી ગીત સઘળા ખેતીપ્રધાન દેશોમાં તેનું મૃત્યુ પહેલાંનું છેલ્લું ગીત બની રહે છે."—સં.



ગર્જના કરી હતી: "કૅથોલિક ચર્ચને હજીયે ઉગારી લેવાનું કામ માત્ર શયતાન જાતે આવીને કરે તો જ થઈ શકે એમ છે, અને તમને દેવદૂતો જોઈએ છે." એવી જ રીતે, સત્તાપલટા પછી મૂડીદાર વર્ગે પોકાર પાડ્યો: માત્ર ડિસેંબરની ૧૦મી તારીખના સમાજનો મોવડી જ મૂડીવાદી સમાજને હજીયે ઉગારી શકે એમ છે! માત્ર ચોરી જ મિલકતને, માત્ર અસત્ય જ ધર્મને, વ્યભિચાર કુટુંબને, અવ્યવસ્થા વ્યવસ્થાને, હજીયે ઉગારી શકે એમ છે!

સ્વતંત્ર સત્તા બની બેઠેલી કાર્યવાહક સત્તા તરીકે બોનાપાર્ત "મૂડીવાદી પદ્ધતિ"ની રક્ષા કરવાની બાબતને પોતાની કામગીરી ગણે છે. પરંતુ એ મૂડીવાદી પદ્ધતિની શક્તિ મધ્યમ વર્ગમાં સમાયેલી છે. એટલે બોનાપાર્ત પોતાને મધ્યમ વર્ગનો પ્રતિનિધિ ગણે છે અને એવી સમજણનાં ફરમાનો જાહેર કરે છે. પરંતુ તે કંઈક બની રહેલો માણસ એકમાત્ર એ કારણે છે કે મધ્યમ વર્ગની રાજકીય તાકાતને તેણે ખતમ કરી નાખી છે અને દરરોજ તે નવેસરથી ખતમ કરી નાખે છે. એટલે તે પોતાને મધ્યમ વર્ગની રાજકીય તથા સાહિત્યિક તાકાતનો દુશ્મન ગણે છે. પરંતુ એ વર્ગની ભૌતિક તાકાતને સલામત રાખીને તેની રાજકીય તાકાતને તે નવેસરથી પેદા કરે છે. એટલે કારણને જીવંત રાખવું જોઈએ, પણ અસર જ્યાં જ્યાં વરતાય ત્યાં ત્યાં તેને ખતમ કરી નાખવી જોઈએ. પરંતુ એથી કારણ અને અસરની બાબતમાં જરાતરા ગોટાળા થયા વગર રહે જ નહિ કેમ કે બેઉ પરસ્પર આંતરક્રિયામાં પોતાનાં વિશિષ્ટ લક્ષણો ગુમાવી દે છે. રીમારેખાને ભૂંસી નાખતાં નવાં ફરમાનો. સાથે સાથે જ, બોનાપાર્ત મૂડીદાર વર્ગની સામે પોતાને કિસાનોનો અને સામાન્ય રૂપે જનતાનો પ્રતિનિધિ; મૂડીવાદી સમાજના માળખાની ભીતર જનતાના નીચલા વર્ગોને સુખી બનાવવા માગતો આદમી, ગણે છે. અગાઉથી જ "સાચા સમાજવાદીઓ"ની[108] શાસનકલાને તફડાવી લેતાં નવાં ફરમાનો. પરંતુ બોનાપાર્ત પોતાને સૌપ્રથમ તો ડિસેંબરની ૧૦મી તારીખના સમાજનો મોવડી, અવનત સર્વહારાઓનો પ્રતિનિધિ, ગણે છે; તે પોતે, તેનો રસાલો, તેની સરકાર, તથા તેની સેનાનું મૂળ એ અવનત સર્વહારાઓમાં જ છે, અને એ અવનત સર્વહારાઓને પહેલી ફિકર પોતાનો સ્વાર્થ સાધવાની તથા કેલિફોર્નિયા લૉટરીનાં ઈનામો રાજ્યના ખજાનામાંથી તફડાવી લેવાની હોય છે. અને તે ડિસેંબરની ૧૦મી તારીખના સમાજના મોવડી તરીકેનું પોતાનું સ્થાન ફરમાનો થકી, ફરમાનો વગર, અને ફરમાનો છતાં જાળવી રાખે છે.

તેની સરકારના આંતરવિરોધોનો, ગોટાળિયાં ફાંફાંનો, ખુલાસો આદમીના

આંતરવિરોધી કર્તવ્યમાંથી મળે છે. એ ફાંફાં પહેલાં એક વર્ગને અને પછી બીજા વર્ગને ઘડીક તેના પક્ષે જીતી લેવાની તો ઘડીક નામોશીનો ભોગ બનાવવાની કોશિશ કરે છે, બધા વર્ગોને એકસરખી રીતે તેની વિરુદ્ધ ખડા કરી દે છે, અને એ ફાંફાંની વાસ્તવિક અનિશ્ચિતતા સરકારી ફરમાનોની બાદશાહી સ્પષ્ટ રીતની સરખામણીમાં, વફાદારીથી કાકાની નકલ કરીને અપનાવેલી રીતની સરખામણીમાં, એકદમ હાસ્યાસ્પદ બની રહે છે.

ઉદ્યોગ અને વ્યાપાર, એટલે મધ્યમ વર્ગનો વ્યાપારી કારોબાર, મજબૂત સરકાર હેઠળ, તાપઘરમાં ઊગતાં ફૂલોની રીતે, ખીલવાનો છે. અગણિત રેલવે છૂટછાટો. પરંતુ બોનાપાર્તપંથી અવનત સર્વહારાઓની સમૃદ્ધિ સાધવાની છે. શૅરબજારમાં રેલવે છૂટછાટો થકી શરૂ કરવામાં આવેલું નાટક હાથચાલાકી, હાથચાલાકી કરનારા લોકો રેલવે છૂટછાટોનો આખો ભેદ જાણે છે. પરંતુ રેલવે માટે મૂડી નથી મળતી. રેલવેના શૅરો ઉપર ધિરાણ કરવાની બૅંકની ફરજ. પરંતુ સાથે સાથે જ બૅંકનો ફાયદો બોનાપાર્તના અંગત સ્વાર્થ ખાતર ઉઠાવવાનો છે એટલે તેને ફૈસલાવવી પટાવવી જોઈએ. બૅંકને અઠવાડિક અહેવાલ પ્રગટ કરવાની ફરજથી મુક્તિ. સરકાર બૅંક જોડે કરાર કરે છે, અને તેમાં બૅંકને સિંહની જેમ ફાયદાનો બહુ મોટો ભાગ મળે છે. કરાર. લોકોને કામ આપવાનું છે. લોક નિર્માણકાર્યોની શરૂઆત. પરંતુ લોક નિર્માણકાર્યોથી લોકોને માથે કરવેરાનો બોજો વધે છે. એટલે ભાડાજીવીઓની ઉપર હલ્લો કરીને, પાંચ ટકાનાં બૉંડને સાડા ચાર ટકાનાં બૉંડમાં ફેરવી નાખીને, કરવેરામાં ઘટાડો. પરંતુ વળી મધ્યમ વર્ગને લાંચ મળવી જોઈએ. એટલે દારૂ છૂટક ખરીદતા સાધારણ લોકો માટે મદ્યકર વધારીને બમણો, અને દારૂ જથ્થાબંધ પીતા મધ્યમ વર્ગ માટે મદ્યકર ઘટાડીને અરધો. વાસ્તવિક કામદાર મંડળોનું વિસર્જન, પરંતુ ભવિષ્યમાં મંડળના ચમત્કારોનાં વચનો. કિસાનોને મદદ કરવાની છે. એટલે તેમને વધારે ઝડપથી કરજદાર બનાવી દેતી અને મિલકતના કેંદ્રીકરણને પ્રવેગ આપતી ગીરો બૅંકો. પરંતુ એ બૅંકોને ઓર્લિયન પરિવારની જપ્ત કરી લેવામાં આવેલી જાગીરોમાંથી પૈસા પેદા કરવા માટે ઉપયોગમાં લેવાની છે. ફરમાનમાં સામેલ ન કરવામાં આવેલી એ શરત માની લેવા કોઈ મૂડીદાર તૈયાર નથી, અને ગીરો બૅંક ખાલી ફરમાન જ રહે છે, વગેરે વગેરે.

બોનાપાર્તને બધા વર્ગોના સુખદાતા વડીલ તરીકે ગણાવાનું મન છે. પરંતુ તે એક વર્ગ પાસેથી લઈ લીધા વગર બીજા વર્ગને આપી ન શકે. ફ્રોન્દના સમયમાં ગીઝના ઠાકોર વિશે કહેવાતું કે તે ફ્રાંસમાં સૌથી વધારે ઉપકારી આદમી



છે કારણ કે તેણે પોતાની બધી જાગીરોને પોતાની તરફ પોતાના હિમાયતીઓનાં ઋણબંધનોમાં પલટાવી નાખી છે. એવી જ રીતે બોનાપાર્તને ફ્રાંસનો સૌથી વધારે ઉપકારી આદમી બની રહેવામાં અને ફ્રાંસની સમગ્ર મિલકતને, ફ્રાંસના સમગ્ર શ્રમને, પોતાની તરફ વ્યક્તિગત ઋણબંધનમાં પલટાવી નાખવામાં ભારે ખુશી થાય. તેને આખું ફ્રાંસ ચોરી લેવાનું ગમે, જેથી તે ફ્રાંસને પાછું ફ્રાંસના જ હાથમાં ભેટ ધરી શકે, અથવા વધારે સાચું કહીએ તો ફ્રેંચ નાણાં વડે નવેસરથી ફ્રાંસને ખરીદી શકે કારણ કે ડિસેંબરની ૧૦મી તારીખના સમાજના મોવડી તરીકે જે કંઈ તેની માલિકીનું હોવું જોઈએ તેને ખરીદી લેવાનું તેને માટે અનિવાર્ય રીતે જરૂરી છે. અને રાજ્યનાં બધાં સંઘટનો, સેનેટ, રાજ્ય પરિષદ, વિધાન ઘટક, લિજિયન ઓફ ઓનરની બહુમાન પદવી, સૈનિક ચંદ્રકો, હમામો, સાર્વજનિક સાધન સંપત્તિ, રેલવે, રાષ્ટ્રીય રક્ષક દળના સાધારણ સિપાહીઓને બકાત રાખીને બધા સરદારો, અને ઓર્લિયન પરિવારની જપ્ત કરી લેવામાં આવેલી જાગીરો—એ સર્વ ખરીદીના કારોબારના અંશો બની રહે છે. સેનામાં તેમ જ સરકારી તંત્રમાં દરેક સ્થાન ખરીદીનું સાધન બની રહે છે, પરંતુ ફ્રાંસને પાછું ફ્રાંસના જ હાથમાં ભેટ ધરવા માટે જે પ્રક્રિયા મારફત લઈ લેવામાં આવે છે તેનું સૌથી વધારે મહત્ત્વનું લક્ષણ તો સોદા દરમિયાન ડિસેંબરની ૧૦મી તારીખના સમાજના મોવડી તથા સભ્યોનાં ખીસાંમાં જતા અમુક ટકા હિસ્સાનું છે. ઓર્લિયન પરિવારની જાગીરોને જપ્ત કરી લેવાના કૃત્યનું વર્ણન કરતી વેળા મિસ્ટર દે મોર્નીની રખાત ઠકરાણી લ... એ જે શબ્દચાતુરીથી વિનોદ કરેલો—"c'est le premier vol* de l'aigle"**—તે આ ગરુડના, કાગડા જેવા વધારે લાગતા ગરુડના, દરેક ઉડાનને લાગુ થાય છે. તે પોતે અને તેના ચેલાઓ દરરોજ એકબીજાને પેલા ઇટાલિયન કાર્થુસિયનની શિખામણ જેવા સાદ પાડતા રહે છે. કોઈ કંજૂસ જેના આધારે હજી ઘણાં વરસ જિંદગી ગુજારી શકે એવા પોતાના માલનો હિસાબ ડંફાસિયું પ્રદર્શન કરીને લગાવતો હતો ત્યારે ઇટાલિયન કાર્થુસિયને શિખામણ આપેલી: "Tu fai conto sopra i beni, bisogna prima far il conto sopra gli anni."***

---

* «Vol» શબ્દનો અર્થ ઉડાન પણ થાય છે અને ચોરી પણ થાય છે. **(માર્ક્સની નોંધ.)**

** "એ તો ગરુડનું પહેલું ઉડાન (ચોરી) છે."—**સં.**

*** "તું તારા માલનો હિસાબ લગાવે છે, પણ તારે પહેલાં તો તારાં વરસોનો હિસાબ લગાવવો જોઈએ." **(માર્ક્સની નોંધ.)**

તેઓ વરસોના હિસાબમાં ભૂલ કરી બેસવાની બીકે મિનિટોનો હિસાબ લગાવે છે. કેટલાક જણનો જમેલો ધક્કામુક્કી કરીને આગળ ધસતો દરબારમાં તથા મંત્રાલયોમાં ઘૂસી જાય છે તેમ જ વહીવટ તથા સેનાને મોખરે પહોંચી જાય છે, આખું ધાડું એવું છે કે તેમાંથી સારામાં સારા આદમીની બાબતમાં પણ કહેવું પડે કે સૂલૂકના મોટા માંધાતાઓના જેવો જ બેહૂદો ડોળદમામ કરીને વરણાગિયા જામામાં કાયા ભરાવી દેતો એ ધાંધલિયો, હલકટ, લૂંટફાટિયો, મનસ્વી આદમી ક્યાંથી આવેલો છે તેની કોઈને ખબર નથી. ડિસેંબરની ૧૦મી તારીખના સમાજના એ ઉપલા સ્તરનો આચારવિચારનો ઉપદેશક **વેરોન-ક્રેવેલ*** છે અને ચિંતક **ગ્રાનિયે દે કાસાન્યાક** છે, એ બાબતનો વિચાર કરવામાં આવે કે તરત એ સ્તરનો સ્પષ્ટ ખ્યાલ આવી જાય છે. ગીઝો પોતાના પ્રધાનપદના દિવસોમાં રાજવંશતરફી વિરોધી દળની સામે ચારસ્તાની અખબારમાં એ ગ્રાનિયેનો ઉપયોગ કરતો ત્યારે તેને વિશે શેખી મારતી વેળા વ્યંગમાં ટકોર કરતો: "c'est le roi des drôles," "એ તો રંગલાઓનો રાજા છે." લૂઈ બોનાપાર્તના દરબાર અને ટોળકીના સંબંધમાં રાજપ્રતિનિધિ[109] શાસનને અથવા લૂઈ સોળમાને યાદ કરવાનું ખોટું ગણાશે કેમ કે "ફ્રાંસને રાખેલી સ્ત્રીઓની સરકારનો અનુભવ ઘણી વાર થઈ ચૂક્યો છે, પરંતુ રાખેલા પુરુષોની સરકારનો અનુભવ અગાઉ ક્યારેય નથી થયો."**

પોતાની પરિસ્થિતિના આંતરવિરોધી તકાદાઓથી ધકેલાતો, અને સાથે સાથે જ જાદુગરની જેમ સતત હેરત પેદા કરીને લોકોની નજર પોતાની ઉપર, નેપોલિયનનું સ્થાન લેનારા આદમીની ઉપર, ઠેરવાયેલું રાખવાની જરૂરત અનુભવતો, એટલે કે દરરોજ સૂક્ષ્મ રૂપના સત્તાપલટાઓ કરવાની જરૂરત અનુભવતો, બોનાપાર્ત આખા મૂડીવાદી અર્થતંત્રને ગોટાળામાં ગરકાવ કરી દે છે, ૧૮૪૮ની ક્રાંતિને અનુલ્લંઘનીય લાગેલા સર્વકંઈનું ઉલ્લંઘન કરે છે, ક્રાંતિની બાબતમાં કેટલાકને સહિષ્ણુ તો કેટલાકને ઉત્સુક બનાવે છે અને વ્યવસ્થાના નામે વાસ્તવિક અંધાધૂંધી પેદા કરે છે, પરંતુ સાથે સાથે જ આખા રાજ્ય તંત્રમાંથી ક્રાંતિના તેજોમંડળને હઠાવી દે છે, તેને ભ્રષ્ટ કરી નાખે છે અને તદ્દન ઘૃણાસ્પદ

---

* બાલ્ઝાકે «Cousine Bette» નામે કૃતિમાં «Constitutionnel»ના માલિક ડૉક્ટર વેરોનના નમૂનાના આધારે ઘડેલા ક્રેવેલના પાત્રમાં એકદમ દુરાચારી પૅરિસવાસી કૂપમંડૂકનું ચિત્રણ કર્યું છે. (**માર્ક્સની નોંધ.**)

** અહીંયાં ટાંકેલા શબ્દો માદામ જિરાર્દેનના છે. (**માર્ક્સની નોંધ.**)



તથા હાસ્યાસ્પદ બનાવી દે છે. ત્રિયેરના પવિત્ર વસ્ત્રની[110] પૂજાની નકલ તે પૅરિસમાં નેપોલિયનના શહેનશાહી જામાની પૂજામાં કરે છે. પરંતુ જ્યારે શહેનશાહી જામો આખરે લૂઈ બોનાપાર્તને ખભે ગોઠવાશે ત્યારે વાન્દોમ સ્તંભની[111] ટોચ પરથી નેપોલિયનની બ્રોંઝ પ્રતિમા તૂટીને ભોંયે પટકાઈ જશે.

૧૮૫૧ના ડિસેંબર અને ૧૮૫૨ના માર્ચ દરમિયાન લિખિત

૧૮૫૨માં ન્યુ યૉર્કમાં *«Die Revolution»* નામક જર્મન સામયિકના પ્રથમ અંક તરીકે પ્રકાશિત

હસ્તાક્ષર: **કાર્લ માર્ક્સ**

જર્મન ભાષામાં લિખિત

## ટિપ્પણીઓ

[1] **ફાયરબાખ સંબંધી થિસિસો**—કાર્લ માર્ક્સે એ નિબંધ ૧૮૪૫ની વસંતમાં બ્રસેલ્સમાં લખ્યો હતો. એ વખતે તેમણે પોતાના ઐતિહાસિક ભૌતિકવાદના સિદ્ધાંતની તથા માનવ સમાજના વિશ્લેષણમાં ભૌતિકવાદના વિનિયોગની મુખ્ય રૂપરેખા ઘડી લીધી હતી. એંગેલ્સના શબ્દોમાં એ નિબંધ "પહેલો દસ્તાવેજ છે કે જેમાં નવા વિશ્વ દૃષ્ટિકોણના ભવ્ય બીજાંકુર એકત્રિત છે."

માર્ક્સે એ નિબંધમાં ફાયરબાખના તથા તેના પુરોગામી ભૌતિકવાદની મુખ્ય ખામીનો, એટલે કે તેના તરંગી સ્વરૂપનો તેમ જ માનવક્રિયા ક્રાંતિકારી તથા "અમલમાં ટીકાત્મક" હોય છે એ બાબતને સમજવાની તેની અશક્તિનો, નિર્દેશ કર્યો છે. માર્ક્સે જગતની અનુભૂતિ કરવામાં તથા તેને પલટાવી નાખવામાં ક્રાંતિકારી પ્રવૃત્તિની નિર્ણાયક ભૂમિકા ઉપર ભાર મૂક્યો છે.—પૃ. ૩૭

[2] માર્ક્સે અને એંગેલ્સે 'કોમ્યુનિસ્ટ લીગ'ના કાર્યક્રમ તરીકે ઘડી કાઢેલું **'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું'** પહેલી વાર ૧૮૪૮ના ફેબ્રુઆરીમાં લંડનમાં અલગ પુસ્તિકાના રૂપમાં પ્રકાશિત થયું હતું. ૧૮૪૮ના માર્ચ-જુલાઈ દરમિયાન તે જર્મન વિદેશવાસીઓના મુખપત્ર «*Deutsche Londoner Zeitung*»માં પ્રગટ થયું હતું. એ જ વર્ષ (૧૮૪૮) દરમિયાન તે જર્મન ભાષામાં અલગ પુસ્તિકાના રૂપમાં લંડનમાં ફરી પ્રગટ થયું હતું. પહેલી આવૃત્તિની કેટલીય છાપભૂલો એ પ્રકાશનમાં સુધારી લેવામાં આવી હતી. લેખકોનાં ત્યાર પછીનાં પ્રકાશનોમાં 'જાહેરનામું'ની એ વાચના સામેલ કરવામાં આવી હતી. કેટલીય યુરોપીય ભાષાઓમાં 'જાહેરનામું'ના અનુવાદ પણ ૧૮૪૮ દરમિયાન પ્રગટ થયા હતા.



'જાહેરનામું'ની ૧૮૭૨ની જર્મન આવૃત્તિ માર્ક્સ અને એંગેલ્સના થોડાક સુધારાઓ તથા પ્રસ્તાવના સાથે પ્રગટ થઈ હતી. માર્ક્સના અવસાન પછી વિવિધ યુરોપીય ભાષાઓમાં 'જાહેરનામું'ની કેટલીય આવૃત્તિઓ પ્રગટ થઈ હતી. એંગેલ્સે એ આવૃત્તિઓની વાચના પ્રકાશન પહેલાં તપાસી લીધી હતી.

'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું'એ મૂડીવાદના પતનની અને સર્વહારા વર્ગીય ક્રાંતિના વિજયની અનિવાર્યતાની વૈજ્ઞાનિક સાબિતીનું સ્થાન લઈ લીધું છે. તેમાં સર્વહારા વર્ગના ક્રાંતિકારી આંદોલનનાં કર્તવ્ય અને લક્ષ્યો નિર્ધારિત કરવામાં આવ્યાં છે.—પૃ. ૪૧

[3] **કોમ્યુનિસ્ટ લીગ**—૧૮૪૭થી ૧૮૫૨ સુધી અસ્તિત્વમાં રહેલું સર્વહારા વર્ગનું પ્રથમ આંતરરાષ્ટ્રીય સામ્યવાદી સંગઠન. જુઓ એંગેલ્સનો લેખ 'કોમ્યુનિસ્ટ લીગના ઇતિહાસ વિશે'.—પૃ. ૪૧

[4] અહીંયાં નિર્દેશ ૧૮૪૮ના ફેબ્રુઆરીમાં ફ્રાંસમાં થયેલી ક્રાંતિ તરફ છે.—પૃ. ૪૧

[5] «The Red Republican» (લાલ પ્રજાસત્તાકપંથી)—૧૮૫૦ના જૂનથી નવેંબર સુધી લંડનમાં જ્યૉર્જ જૂલિયન તરફથી પ્રકાશિત ચાર્ટિસ્ટ દૈનિક. ૧૮૫૦ના નવેંબરમાં એ દૈનિકના ૨૧-૨૪ અંકોમાં 'જાહેરનામું'નો સંક્ષેપ પ્રગટ થયો હતો.—પૃ. ૪૧

[6] અહીંયાં નિર્દેશ ૧૮૪૮ના જૂનની ૨૩-૨૪ તારીખે પૅરિસના સર્વહારા વર્ગના વિદ્રોહ તરફ છે. તેમાં ૪૦-૪૫ હજાર લોકોએ ભાગ લીધો હતો. ઝપાઝપીઓ દરમિયાન ૬૦૦થી વધારે નાકાબંધીઓ ખડી કરવામાં આવી હતી. વિદ્રોહીઓનું અતિ વ્યાપક સૂત્ર હતું: "લોકશાહીવાદી અને સામાજિક પ્રજાસત્તાક ઝિંદાબાદ!" વિદ્રોહને નિર્દયતાથી દબાવી દેવામાં આવ્યો હતો. ૧૮૪૮ અને ૧૮૪૯ દરમિયાન આખા યુરોપમાં ફેલાઈ ગયેલી ક્રાંતિની પરાકાષ્ઠા તેમાં અંકિત હતી. લેનિને તેને સર્વહારા વર્ગ અને મૂડીદાર વર્ગ વચ્ચેના પ્રથમ મહાન આંતરવિગ્રહ તરીકે ગણાવ્યો હતો.—પૃ ૪૧.

[7] «Le Socialiste» (સમાજવાદી)—૧૮૭૧ના ઑક્ટોબરથી ૧૮૭૩ના મે માસ સુધી ન્યુ યોર્કમાં ફ્રેંચ ભાષામાં પ્રકાશિત દૈનિક. તે ઇન્ટરનેશનલના ઉત્તર અમેરિકા વિભાગના ફ્રેંચ પેટા વિભાગોનું મુખપત્ર હતું. દૈનિકે હેગ કૉંગ્રેસ પછી ઇન્ટરનેશનલ જોડેનો સંબંધ તોડી નાખ્યો હતો. 'કોમ્યુનિસ્ટ

પાર્ટીનું જાહેરનામું'નો ઉલ્લેખિત ફ્રેંચ અનુવાદ «Le Socialiste» માં ૧૮૭૨ના જાન્યુઆરીથી માર્ચ દરમિયાન પ્રગટ થયો હતો.—પૃ. ૪૧

[8] **૧૮૭૧નું પૅરિસ કોમ્યુન**—૧૮૭૧ના માર્ચની ૨૮મી તારીખથી મે માસની ૨૮મી તારીખ સુધી અસ્તિત્વમાં રહેલી કામદાર વર્ગની ક્રાંતિકારી સરકાર. બહોળા અર્થમાં પૅરિસ કોમ્યુનને ૧૮૭૧ના માર્ચની ૧૮મી તારીખની સર્વહારા વર્ગીય ક્રાંતિ અને ત્યાર પછી સર્વહારા વર્ગની સરમુખત્યારીનો ગાળો અંકિત કરતી ઘટના ગણવામાં આવે છે. માર્ક્સની 'ફ્રાંસમાં આંતરવિગ્રહ' નામે કૃતિમાં પૅરિસ કોમ્યુનના ઇતિહાસની છણાવટ કરવામાં આવી છે અને તેનું સારતત્ત્વ પ્રકાશમાં આણવામાં આવ્યું છે. (આ પ્રકાશન, ખંડ ૨)—પૃ. ૪૨

[9] **કોલોનમાં કોમ્યુનિસ્ટોની** ઉપર મુકદ્દમો (૧૮૫૨ના ઑક્ટોબરની ચોથી તારીખથી નવેંબરની બારમી તારીખ સુધી)—પ્રશિયાની સરકારે કોમ્યુનિસ્ટ લીગના અગિયાર સભ્યોની ઉપર ચલાવેલો ઉશ્કેરણીજનક મુકદ્દમો. સાત આરોપીઓને ત્રણથી છ વરસ સુધી કિલ્લામાં કેદની સજાઓ ફટકારવામાં આવી હતી. તેમની ઉપર બનાવટી દસ્તાવેજોના આધારે ઘોર દેશદ્રોહનો આરોપ મૂકવામાં આવ્યો હતો.—પૃ. ૪૩

[10] અહીંયાં ઉલ્લેખ પૅરિસમાં ૧૮૪૮ના જૂનમાં થયેલા વિદ્રોહ તરફ છે.—પૃ. ૪૫

[11] ઍંગેલ્સે આ પ્રસ્તાવના ૧૮૯૦ના મે માસની પહેલી તારીખે લખી હતી. બીજી ઇન્ટરનૅશનલની પૅરિસ કૉંગ્રેસના (જુલાઈ, ૧૮૮૯) નિર્ણય મુજબ, એ દિવસે યુરોપ અને અમેરિકાના કેટલાક દેશોમાં કામદારો તરફથી સામુદાયિક દેખાવો, હડતાલો, તથા સભાઓનો કાર્યક્રમ અમલમાં મૂકવામાં આવ્યો હતો. તેમણે આઠ કલાકના કામદિનની તેમ જ કૉંગ્રેસના બીજા ઠરાવો મુજબની માંગો ઉઠાવી હતી. એ દિવસથી આખી દુનિયામાં કામદારો દર વરસે મે માસની પહેલી તારીખને ક્રાંતિકારી પરિબળોના મૂલ્યાંકનના તથા સર્વહારા વર્ગના આંતરરાષ્ટ્રીય ઐક્યના દિન તરીકે ઊજવવા લાગ્યા.—પૃ. ૪૬

[12] અહીંયાં નિર્દેશ ૧૧-૧૩મી સદીઓની લશ્કરી-સંસ્થાનવાદી જેહાદો તરફ છે. એ ચડાઈઓ પશ્ચિમ યુરોપના મોટા મોટા સામંતી ઉમરાવો, લડાયક સરદારો, તથા ઇટાલિયન વ્યાપારીઓએ જેરૂસલેમ તથા બીજાં "ધાર્મિક સ્થળો"નાં પવિત્ર સ્મારકો મુસલમાનોના હાથમાંથી છીનવી લેવાના ધાર્મિક ઉદ્દેશે પૂર્વના



દેશોમાં ચલાવી હતી. આખી દુનિયામાં વર્ચસ્વ જમાવી દેવાની કોશિશ કરતા કૅથોલિક ચર્ચ તથા પોપે એ જેહાદોને પ્રેરવાનું તથા વાજબી ઠરાવવાનું કરતૂત કર્યું હતું, અને મુખ્ય લશ્કરી તાકાત લડાયક સરદારોએ પૂરી પાડી હતી. એ જેહાદોનું લક્ષ્ય નવાં સંસ્થાનો કબજે કરી લેવાનું હતું. જેહાદોમાં ભાગ લેનારાં ઇટાલિયન વ્યાપારી શહેરોની (વેનીસ, જેનોઆ, તથા અન્ય) નેમ પૂર્વ ભૂમધ્ય પ્રદેશનો વ્યાપાર પોતાને હસ્તક કરી લેવાનો હતો. પરંતુ પૂર્વ ભૂમધ્ય પ્રદેશમાં તેમની ફતેહો કાયમી ન બની શકી. જે વિસ્તારો મુસલમાનોના હાથમાંથી છીનવી લેવામાં આવ્યા હતા તે થોડા વખતમાં પાછા તેમના હાથમાં ચાલ્યા ગયા.—પૃ. ૫૨

[13] માર્ક્સ અને ઍંગેલ્સે આગળ જતાં પોતાની કૃતિઓમાં "શ્રમનું મૂલ્ય" તથા "શ્રમની કિંમત" શબ્દોને બદલે માર્ક્સ તરફથી રજૂ કરવામાં આવેલા વધારે શુદ્ધ શબ્દો "શ્રમશક્તિનું મૂલ્ય" અને "શ્રમશક્તિની કિંમત" વાપર્યા છે. (આ સંબંધમાં માર્ક્સની કૃતિ 'મજૂરી અને મૂડી'ની ઍંગેલ્સે લખેલી પ્રસ્તાવના, જુઓ આ પુસ્તકમાં પૃષ્ઠ ૮૬-૯૫)—પૃ. ૫૬

[14] અહીંયાં નિર્દેશ અઢારમી સદીની ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિ તરફ છે.—પૃ. ૬૩

[15] આ નિર્દેશ ચૂંટણી સંબંધી સુધારા પ્રત્યે છે. ઉપયુક્ત બિલ હાઉસ ઓફ કોમન્સમાં ૧૮૩૧માં પાસ થયું હતું, અને તેને હાઉસ ઓફ લોર્ડ્ઝમાં આખરી બહાલી ૧૮૩૨માં આપવામાં આવી હતી. એ સુધારો જમીનદાર તથા નાણાકીય ઉમરાવશાહીની રાજકીય ઇજારદારી વિરુદ્ધ લક્ષ્યાંકિત હતો, અને તેણે પાર્લમેન્ટને ઔદ્યોગિક મૂડીદાર વર્ગની પહોંચમાં આણી દીધી. સુધારા માટેના સંઘર્ષમાં પ્રેરક પરિબળો રહેલા સર્વહારા વર્ગ તથા નાના મૂડીદારોને લિબરલ મૂડીદાર વર્ગે દગો દીધો અને તેઓને ચૂંટણી સંબંધી અધિકારો ન આપ્યા.—પૃ. ૭૨

[16] **૧૬૬૦—૧૬૮૯નો પુનઃસ્થાપના ગાળો**—ઇંગ્લૅંડમાં સત્તરમી સદીની મૂડીવાદી ક્રાંતિના પરિણામે પદભ્રષ્ટ થઈ ગયેલા સ્ટુઅર્ટ રાજવંશના ફરી વાર શાસનનો સમય.

**૧૮૧૪—૧૮૩૦નો પુનઃસ્થાપના ગાળો**—ફ્રાંસમાં બૂર્બોન રાજવંશના ફરી વાર શાસનનો સમય. સામંતો અને પાદરીઓનાં હિતોનું સમર્થન કરનારા

બૂર્બોન રાજવંશના પ્રત્યાઘાતી શાસનને ૧૮૩૦માં જુલાઈની ક્રાંતિના પરિણામે ઉથલાવી પાડવામાં આવ્યું. — પૃ. ૭૨

[17] **ફ્રેંચ વૈધતાવાદીઓ** — મોટા જમીનદાર ઉમરાવોનાં હિતોનું પ્રતિનિધિત્વ કરતા અને ૧૮૩૦માં ઉથલાવી પાડવામાં આવેલા બૂર્બોન રાજવંશના સમર્થકો. નાણાકીય અમીરશાહી તથા મોટા મૂડીદારોની ઉપર આધાર રાખતા ઓર્લિયન રાજવંશની વિરુદ્ધ સંઘર્ષમાં તેમણે સામાજિક વાણીવિલાસનો આશરો લીધો અને મૂડીવાદી શોષણ સામે કામદાર જનતાનું રક્ષણ કરતા હોવાનો દાવો કર્યો. — પૃ. ૭૩

[18] **'તરુણ ઈંગ્લૅંડ'** — ઓગણીસમી સદીના પાંચમા દાયકામાં સ્થાપવામાં આવેલું ટોરી પાર્ટીના (જુઓ ટિપ્પણી ૮૧) બ્રિટિશ રાજકારણીઓ તથા લેખકોનું જૂથ. 'તરુણ ઈંગ્લૅંડ'ના આગેવાનોએ મૂડીદાર વર્ગના વધતા જતા આર્થિક તથા રાજકીય સામર્થ્ય અંગે જમીનદાર ઉમરાવોના અસંતોષને વ્યક્ત કરવાની સાથે સાથે, કામદાર વર્ગને પોતાના પ્રભાવ હેઠળ આણવા માટે તથા મૂડીદાર વર્ગ સામેના સંઘર્ષમાં તેનો ઉપયોગ કરવા માટે, વાણીવિલાસની ચાલાકીઓનો આશરો લીધો. — પૃ. ૭૩

[19] **યુંકર** — સંકુચિત અર્થમાં પૂર્વ પ્રશિયાનો મોટો જમીનદાર, બહોળા અર્થમાં જર્મનીના જમીનદારોનો વર્ગ. — પૃ. ૭૪

[20] અહીંયાં નિર્દેશ જર્મનીમાં ૧૮૪૮ — ૧૮૪૯ની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ તરફ છે. — પૃ. ૭૯

[21] **જેરૂસલેમ** — પેલેસ્ટાઈનનું જાણીતું શહેર, ખ્રિસ્તીઓ તેમ જ યહૂદીઓનું પવિત્ર સ્થળ. — પૃ. ૭૯

[22] **ચાર્ટીઝમ** — બ્રિટિશ કામદારોનું રાજકીય આંદોલન. તેનો ઉદ્ભવ કામદારોની આર્થિક દુર્દશા અને તેમના રાજકીય અધિકારોના અભાવને કારણે થયો હતો. તે ઓગણીસમી સદીના ચોથા દાયકાથી લઈને છઠ્ઠા દાયકાના મધ્ય સુધી ચાલતું રહ્યું હતું. આંદોલનના મુદ્રાલેખ જનતાના અધિકારપત્રમાં અંકિત માંગો પૂરી કરાવવા માટે સંઘર્ષ લડવાનો હતો. અધિકારપત્રમાં સાર્વજનીન મતાધિકારની માંગ સામેલ હતી; અને કામદારો માટે એ અધિકારના અમલની ખાતરી ઊભી કરે એવી કેટલીક જોગવાઈઓ પણ રજૂ કરવામાં આવી હતી.



લેનિનના શબ્દોમાં ચાર્ટીઝમ "પહેલું વ્યાપક, રાજકીય રીતે સંગઠિત, ખરું સર્વહારા વર્ગીય ક્રાંતિકારી લોક-આંદોલન હતું". — પૃ. ૮૩

[23] પ્રજાસત્તાકની તેમ જ લોકશાહીવાદી તથા સામાજિક સુધારાઓની હિમાયત કરતા *«La Réforme»* (૧૮૪૩થી ૧૮૫૦ સુધી પૅરિસમાં પ્રકાશિત) અખબારના સમર્થકો. — પૃ. ૮૩

[24] ૧૮૪૬ના ફેબ્રુઆરીમાં, રાષ્ટ્રીય સ્વતંત્રતા હાંસલ કરવાના ઉદ્દેશે, પોલીશ પ્રદેશોમાં વિદ્રોહની તૈયારીઓ કરવામાં આવી હતી. એ વિદ્રોહના મુખ્ય પહેલકો પોલીશ ક્રાંતિકારી લોકશાહીવાદીઓ હતા (દેમ્બોવ્સ્કી તથા બીજા). પણ પોલૅંડના અમીરઉમરાવોના એક હિસ્સાએ વિશ્વાસઘાત કર્યો અને પ્રશિયાની પોલીસે વિદ્રોહના આગેવાનોને ગિરફતાર કરી લીધા એટલે સંગઠિત વિદ્રોહને બદલે કેવળ છૂટાછવાયા બળવા જ થઈ શક્યા. માત્ર ક્રેકોવમાં જ વિદ્રોહીઓને વિજય મળ્યો. ક્રેકોવ ૧૮૧૫થી ઑસ્ટ્રિયા, રશિયા, અને પ્રશિયાના સંયુક્ત કબજામાં હતું. ત્યાં વિદ્રોહીઓએ રાષ્ટ્રીય સરકારની સ્થાપના કરી. એ સરકારે એક ઘોષણાપત્ર પ્રગટ કરીને સામંતી ઉમરાવોને મળતી ખાસ સેવાઓ રદ કરી નાખી. ક્રેકોવના વિદ્રોહને ૧૮૪૬ના માર્ચમાં કચડી નાખવામાં આવ્યો. ૧૮૪૬ના નવેંબરમાં ઑસ્ટ્રિયા, પ્રશિયા, તથા રશિયા વચ્ચે એક સંધિ થઈ, અને એ સંધિ મુજબ ક્રેકોવને ઑસ્ટ્રિયન સામ્રાજ્યમાં સામેલ કરી દેવામાં આવ્યું. — પૃ. ૮૪

[25] **મજૂરી અને મૂડી** પ્રકાશન માટે તૈયાર કરતી વેળા માર્ક્સે મૂડીવાદી સમાજમાં વર્ગસંઘર્ષનો આધાર બની રહેતા આર્થિક સંબંધોની સહેલાઈથી સમજી શકાય એવી રૂપરેખા આપવાનું લક્ષ્ય રાખ્યું હતું. તેમનો ઉદ્દેશ સર્વહારા વર્ગને સૈદ્ધાંતિક હથિયાર પૂરું પાડવાનો હતો, તેમને એ બાબતની ઊંડી સમજણ આપવાનો હતો કે મૂડીવાદી સમાજમાં મૂડીદાર વર્ગનું શાસન કામદારોની મજૂરી ઉપર આધારિત હોય છે. માર્ક્સે વધારાના મૂલ્ય વિશેના પોતાના સિદ્ધાંતનાં મૂળભૂત તત્ત્વોને વિકસાવીને મૂડીવાદી સમાજની અંદર કામદાર વર્ગના નિરપેક્ષ તથા સાપેક્ષ દરિદ્રીકરણના સંબંધમાં સામાન્ય વિધાન ઘડી કાઢ્યું.

એ કૃતિની અહીંયાં સામેલ કરવામાં આવેલી વાચના એંગેલ્સે સંપાદિત કરેલી ૧૮૯૧ની આવૃત્તિની વાચના અનુસાર તૈયાર કરવામાં આવી છે. — પૃ. ૮૯

[26] «*Neue Rheinische Zeitung Organ der Demokratie*». (નૂતન રાઈની સમાચારપત્ર. લોકશાહીવાદનું મુખપત્ર)—કોલોનમાં ૧૮૪૮ના જૂનની પહેલી તારીખથી ૧૮૪૯ના મે માસની ૧૯મી તારીખ સુધી પ્રકાશિત દૈનિક. માર્ક્સ તેના મુખ્ય તંત્રી હતા અને ઍંગેલ્સ સંપાદક મંડળમાં સામેલ હતા.—પૃ. ૮૬

[27] **જર્મન કામદાર મંડળ**—માર્ક્સ અને ઍંગેલ્સે બ્રસેલ્સમાં ૧૮૪૭ના ઑગસ્ટના અંતમાં એ મંડળની સ્થાપના એવા ઉદ્દેશે કરી હતી કે બેલ્જિયમમાં વસતા જર્મન કામદારોની રાજકીય જાગૃતિને વિકસાવી શકાય અને તેમની અંદર વૈજ્ઞાનિક સામ્યવાદના વિચારો ફેલાવી શકાય. માર્ક્સ અને ઍંગેલ્સ તથા તેમના સહયોગીઓ તરફથી સંચાલિત એ મંડળ બેલ્જિયમના ક્રાંતિકારી કામદારોની એકતા સાધતું કાનૂની કેંદ્ર બની ગયું. મંડળના મુખ્ય સભ્યો કોમ્યુનિસ્ટ લીગની શાખાના સભ્યો પણ હતા. ફ્રાંસમાં ૧૮૪૮ના ફેબ્રુઆરીની મૂડીવાદી ક્રાંતિ પછી થોડાક જ દિવસોમાં બેલ્જિયમની પોલીસે જર્મન કામદાર મંડળના સભ્યોને ગિરફતાર તથા દેશનિકાલ કરી દીધા એટલે મંડળનું કામ બંધ થઈ ગયું.—પૃ. ૮૬

[28] અહીંયાં નિર્દેશ હંગેરીમાં ૧૮૪૯માં ઝાર નિકોલાઈ પહેલાનાં લશ્કરોની દખલગીરી તરફ છે. તેમાં ઉદ્દેશ હંગેરીની મૂડીવાદી ક્રાંતિને કચડી નાખવાનો અને ઑસ્ટ્રિયામાં હેબ્સબર્ગ રાજવંશનું શાસન ફરી સ્થાપવાનો હતો.—પૃ. ૮૬

[29] અહીંયાં નિર્દેશ ૧૮૪૯ના મે-જુલાઈ દરમિયાન શાહી બંધારણના (૧૮૪૯ના માર્ચની ૨૮મી તારીખે ફ્રૅંકફર્ટની રાષ્ટ્રીય સભાએ સ્વીકારેલા પરંતુ બીજાં ઘણાં જર્મન રાજ્યોએ ન સ્વીકારેલા બંધારણના) સમર્થનમાં થયેલા લોક-વિદ્રોહો તરફ છે. એ વિદ્રોહો આપોઆપ ફાટી નીકળેલા હતા અને વિદ્રોહીઓમાં એકતા નહોતી એટલે ૧૮૪૯ના જુલાઈના મધ્ય સુધીમાં તેમને કચડી નાખવામાં આવ્યા.—પૃ. ૮૬

[30] આગળ જતાં માર્ક્સના કાગળોમાંથી એક હસ્તપ્રત મળી છે, જેમાં 'શ્રમ' શીર્ષક હેઠળ મજૂરી અને મૂડી વિશે તારવણીના રૂપમાં એક વ્યાખ્યાનમાળાની કાચી રૂપરેખા આપી છે અને પહેલા પાનામાં આવી નોંધ છે: "બ્રસેલ્સ, ડિસેંબર ૧૮૪૭." વિષયની દૃષ્ટિએ જોતાં એ હસ્તપ્રત અમુક પ્રમાણમાં માર્ક્સની અધૂરી રચના 'મજૂરી અને મૂડી'ના જ આગળના ભાગ જેવી



લાગે છે. પરંતુ એ રચનાના પ્રકાશન માટે પ્રસ્તુત છેલ્લું પ્રકરણ માર્ક્સના કાગળોમાંથી ન મળ્યું.—પૃ. ૮૬

[31] માર્ક્સે 'મૂડી'માં લખ્યું છે: "ક્લાસિકલ રાજકીય અર્થશાસ્ત્રનો ઉલ્લેખ કરતી વેળા મારો નિર્દેશ પેટીના સમયથી મૂડીવાદી સમાજમાં ઉત્પાદનના વાસ્તવિક સંબંધોનું પરીક્ષણ કરતા અર્થશાસ્ત્ર તરફ છે." બ્રિટનમાં ઍડમ સ્મીથ અને ડૅવિડ રિકાર્ડો રાજકીય અર્થશાસ્ત્રના મોખરાના પ્રતિનિધિઓમાં સામેલ હતા.—પૃ. ૮૮

[32] ઍંગેલ્સે 'ડ્યૂરિંગ-ખંડન'માં લખ્યું છે: "રાજકીય અર્થશાસ્ત્રે સૌપ્રથમ સત્તરમી સદીમાં થોડીક પ્રતિભાવાન વ્યક્તિઓના મસ્તકમાં આકાર ધારણ કર્યો હતો એ ખરું, પરંતુ તેના મર્યાદિત અર્થમાં, પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓ તથા ઍડમ સ્મીથના ચોક્કસ નિરૂપણમાં, તે તાત્ત્વિક દૃષ્ટિએ અઢારમી સદીની પેદાશ છે..."—પૃ. ૮૮

[33] અહીંયાં ઍંગેલ્સનો નિર્દેશ ૧૮૯૧નો મે-દિન મનાવવાના સંબંધમાં છે. અમુક દેશોમાં (બ્રિટન તથા જર્મની) મે-દિન પહેલા રવિવારે, ૧૮૯૧માં ત્રીજી તારીખે પડતા રવિવારે, મનાવવામાં આવ્યો હતો.—પૃ. ૯૫

[34] અહીંયાં નિર્દેશ પ્રશિયામાં ૧૮૪૮ના માર્ચમાં થયેલી ક્રાંતિ તરફ છે.—પૃ. ૯૬

[35] ઑસ્ટ્રિયાના શાહી લશ્કરે વિયેનાના લોક-વિદ્રોહને એક અઠવાડિયાના ભયંકર સંઘર્ષ પછી ૧૮૪૮ના નવેંબરની પહેલી તારીખે કચડી નાખ્યો અને શહેર કબજે કરી લીધું.

પ્રશિયામાં ૧૮૪૮ના નવેંબર અને ડિસેંબરમાં પ્રત્યાઘાતીઓએ સત્તાપલટો કર્યો. નવેંબરની પહેલી તારીખે પ્રત્યાઘાતી સરકાર ખુલ્લંખુલ્લા સત્તાસ્થાને આવી ગઈ. નવેંબરની નવમી તારીખે પ્રશિયાની રાષ્ટ્રીય સભાને બર્લિનમાંથી બ્રાન્ડનબુર્ગ ફેરવી નાખવામાં આવી અને તેનું અધિવેશન ત્યાં ભરવામાં આવ્યું. વિધાન સભાની બહુમતીએ પોતાનું અધિવેશન બર્લિનમાં જ ચાલુ રાખ્યું, પરંતુ નવેંબરની પંદરમી તારીખે સિપાહીઓએ તેને જોરજુલમથી વિખેરી નાખ્યું. સત્તાપલટાનું સમાપન ડિસેંબરની પાંચમી તારીખે વિધાન સભાના વિસર્જનમાં અને પ્રત્યાઘાતી બંધારણની ઘોષણામાં થયું.—પૃ. ૯૬

[36] માર્ક્સનો નિર્દેશ ૧૮૪૮-૪૯ દરમિયાન હંગેરી, ઇટાલી, અને પોલૅંડના રાષ્ટ્રીય મુક્તિ વિદ્રોહો તરફ છે.—પૃ. ૯૬

[37] અહીંયાં પુરાણા જમાનાની એવી કથા તરફ નિર્દેશ છે કે ફ્રાઇગિયાના રાજા ગોર્ડિયસે રથની ધૂંસરી જોડે ઊધને બાંધીને અટપટી ગાંઠ મારી દીધી. પછી આકાશવાણી થઈ કે જે આદમી આ ગાંઠને ખોલી નાખશે તે એશિયામાં રાજ ચલાવશે. મહાન સિકંદરે ગાંઠને ખોલવાની કોશિશ જ ન કરી, તેને તલવાર વડે કાપી નાખી.—પૃ. ૧૦૩

[38] ફ્રાંસમાં ૧૮૪૮થી ૧૮૫૧ સુધીના સમયમાં બનેલી ક્રાંતિકારી ઘટનાઓના વાસ્તવિક પૃથક્કરણના આધારે લખાયેલી 'લૂઈ **બોનાપાર્તની અઢારમી બ્રૂમેર'** માર્ક્સની અત્યંત મહત્ત્વની રચનાઓમાં સ્થાન ધરાવે છે. તેમાં માર્ક્સે ઐતિહાસિક ભૌતિકવાદના બધા મૂળભૂત સિદ્ધાંતોનું—વર્ગસંઘર્ષ અને સર્વહારા વર્ગીય ક્રાંતિ તેમ જ રાજ્ય અને સર્વહારા વર્ગની સરમુખત્યારીના સિદ્ધાંતોનું, વધારે સ્પષ્ટ નિરૂપણ કર્યું છે. તેમાં મૂડીવાદી રાજ્ય તરફ સર્વહારા વર્ગના દૃષ્ટિકોણની બાબતમાં માર્ક્સે તારવેલો નિષ્કર્ષ ખૂબ જ મહત્ત્વનો છે. રાજ્ય તંત્રના સંબંધમાં તેમણે લખ્યું છે: "બધી ક્રાંતિઓએ એ તંત્રને તોડી નાખવાને બદલે વધારે પરિપૂર્ણ બનાવવાનું કામ કર્યું..." (જુઓ ગ્રંથનું પૃ. ૨૩૪). લેનિને જણાવ્યું છે કે રાજ્યના સંબંધમાં માર્ક્સવાદી સિદ્ધાંતમાં એ વિધાન અત્યંત મહત્ત્વનું છે.

'લૂઈ બોનાપાર્તની અઢારમી બ્રૂમેર' કૃતિમાં માર્ક્સે આગામી ક્રાંતિમાં કામદાર વર્ગના સંભવિત સંગાથી તરીકે કિસાનોના સવાલનું વધારે વિગતવાર પૃથક્કરણ કર્યું છે, સામાજિક જીવનમાં રાજકીય પાર્ટીઓની ભૂમિકાની રૂપરેખા રજૂ કરી છે, અને બોનાપાર્તશાહીનાં તાત્ત્વિક લક્ષણોનું સાચું સ્વરૂપ ઉઘાડું પાડ્યું છે.—પૃ. ૧૨૮

[39] **૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખ**—એ દિવસે બોનાપાર્ત અને તેના ટેકેદારોએ ફ્રાંસમાં પ્રતિક્રાંતિકારી સત્તાપલટો કર્યો હતો.—પૃ. ૧૨૮

[40] **પુનર્જાગૃતિ**—પશ્ચિમ તથા મધ્ય યુરોપનાં કેટલાક દેશોમાં મૂડીવાદી સંબંધોના ઉદ્ભવના પરિણામે થયેલા સાંસ્કૃતિક તથા સૈદ્ધાંતિક વિકાસનો યુગ. એ યુગ પંદરમી સદીના ઉત્તરાર્ધથી સોળમી સદી સુધી ચાલુ રહ્યો. તેમાં સાહિત્ય, કલા, અને વિજ્ઞાનનો સર્વસામાન્ય વેગીલો વિકાસ થયો અને ગ્રીસ તથા રોમની ક્લાસિકલ સંસ્કૃતિના ઊંડા અભ્યાસની પ્રવૃત્તિ ફરી શરૂ થઈ (એટલે તેને પુનર્જાગૃતિ યુગ નામ આપવામાં આવ્યું). એંગેલ્સે



પુનર્જાગૃતિ યુગની છણાવટ 'પ્રકૃતિની દ્વંદ્વાત્મકતા'ની પ્રસ્તાવનામાં કરી છે. (જુઓ આ પ્રકાશન, ભાગ ૨)—પૃ. ૧૪૯

[41] **બીજું પ્રજાસત્તાક**—ફ્રાંસમાં ૧૮૪૮-૫૨ દરમિયાન અસ્તિત્વમાં રહેલું પ્રજાસત્તાક. માર્ક્સે એ ગાળાની છણાવટ 'ફ્રાંસમાં વર્ગસંઘર્ષ—૧૮૪૮થી ૧૮૫૧' અને 'લૂઈ બોનાપાર્તની અઢારમી બ્રૂમેર' નામે કૃતિઓમાં કરી છે.—પૃ. ૧૨૯

[42] **મોંતાન** (પર્વત જૂથ) (૧૭૯૩-૯૫)—અઢારમી સદીના અંતમાં ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિ દરમિયાન રાષ્ટ્રીય સભામાં (કન્વેન્શન) ક્રાંતિકારી લોકશાહીવાદી જૂથ.—પૃ. ૧૩૦

[43] **બ્રૂમેર**—ફ્રેંચ પ્રજાસત્તાકપંથી પંચાંગનો એક માસ.

**અઢારમી બ્રૂમેર** (૧૭૯૯ના નવેંબરની નવમી તારીખ)—એ દિવસે કરવામાં આવેલા સત્તાપલટાના પરિણામે નેપોલિયન બોનાપાર્તની લશ્કરી સરમુખત્યારીની સ્થાપના થઈ. "અઢારમી બ્રૂમેરની બીજી આવૃત્તિ"ના ઉલ્લેખમાં માર્ક્સનો નિર્દેશ ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખના સત્તાપલટા તરફ છે.—પૃ. ૧૩૦

[44] અહીંયાં નિર્દેશ સત્તરમી સદીમાં ઇંગ્લેંડમાં થયેલી મૂડીવાદી ક્રાંતિ તરફ છે.—પૃ. ૧૩૨

[45] ધર્મગ્રંથમાં મોટે ભાગે પાદરીઓએ શાસક વર્ગોના હિતમાં સુધારીવધારીને રજૂ કરેલું લોકવાર્તાઓ તથા લોકસાહિત્યની ધાર્મિક તથા બિનધાર્મિક રચનાઓનું બહોળું સંકલન છે.—પૃ. ૧૩૨

[46] **બેદલામ**—લંડનનું પાગલખાનું.—પૃ. ૧૩૨

[47] ૧૮૪૮ના ડિસેંબરની દસમી તારીખે લૂઈ બોનાપાર્ત સાર્વજનીન મતાધિકારના આધારે ફ્રાંસના પ્રમુખ તરીકે ચૂંટાયો હતો.—પૃ. ૧૩૩

[48] બાઇબલના વર્ણન મુજબ, ઇજિપ્તમાંથી યહૂદીઓની હિજરત દરમિયાન ભીરુ માણસો સફરની હાડમારીઓ અને ભૂખની પીડાને લીધે પાછાં કેદના દિવસોને ઝંખવા લાગ્યાં કારણ કે કેદમાં તેમને કંઈ નહિ તો પેટ ભરીને

ખાવાનું મળી જતું હતું. "ઇજિપ્તનાં માંસનાં તપેલાં માટે તલસવું" શબ્દો કહેવત જેવા બની ગયા છે.—પૃ. ૧૩૩

[49] **હિક રોડસ, હિક સાલ્ટા!** (રોડસ અહીંયાં, કૂદો અહીંયાં!)—ઈસપના ટુચકામાંથી લેવામાં આવેલા આ શબ્દો એક બડાઈખોરને કહેવામાં આવેલા છે. તેણે દાવો કરેલો કે પોતે રોડસમાં જબ્બર છલાંગ મારેલી, અને એ સંબંધમાં તેણે સાક્ષીઓ રજૂ કરવાની તૈયારી બતાવેલી. તેને જણાવી દેવામાં આવેલું: "સાક્ષીઓની શી જરૂર છે? રોડસ અહીંયાં જ છે, અહીંયાં જ છલાંગ માર!" એ શબ્દોનો રૂપકાત્મક અર્થ આવો છે: "તું જે કંઈ કરી શકતો હો તે અહીંયાં જ કરી બતાવ!"

**અહીં ગુલાબ, અહીંયાં નાચો!**—હેગેલે ઉપરોક્ત અવતરણનો આવો અર્થ કરીને (ગ્રીક ભાષામાં રોડસ એક ટાપુનું નામ છે, પરંતુ એ શબ્દનો અર્થ ગુલાબ પણ થાય છે) તેનો ઉપયોગ પોતાની કૃતિ 'અધિકાર મીમાંસાના સિદ્ધાંતો'ની પ્રસ્તાવનામાં કર્યો છે.—પૃ. ૧૩૪

[50] લૂઈ બોનાપાર્તના પ્રમુખપદની અવધિ ૧૮૫૨ના મે માસમાં પૂરી થઈ. ૧૮૪૮ના ફ્રેંચ બંધારણમાં પ્રમુખની ચૂંટણી દર ચાર વરસે મે માસના બીજા રવિવારે કરવાની જોગવાઈ હતી.—પૃ. ૧૩૫

[51] **કિલિયાઝમ** (ગ્રીક શબ્દ કિલિયાસ, એટલે એક હજાર, ઉપરથી)—એવી માન્યતા ધરાવતો રહસ્યવાદી ધાર્મિક મત કે ઈસુ ખ્રિસ્ત ફરી અવતાર લેશે અને સુવર્ણ યુગની સ્થાપના થશે, એ સુવર્ણ યુગમાં ઇન્સાફ, સાર્વજનીન સમાનતા, અને સમૃદ્ધિની બોલબાલા હશે.—પૃ. ૧૩૫

[52] **કેપિટોલ**—રોમની એક ટેકરી. ત્યાં આવેલું જૂપિટરનું દેવળ મજબૂત કિલ્લા જેવું હતું. પુરાણી દંતકથા મુજબ, ઈસુ પૂર્વે ૩૯૦ની સાલમાં ગાલોની ચડાઈના વખતે દેવળનાં હંસલાંએ રોમને બચાવી લીધું હતું. હંસલાંએ શોર મચાવી દીધો એટલે કેપિટોલના સંત્રીઓ જાગી ગયા.—પૃ. ૧૩૫

[53] અહીંયાં નિર્દેશ કહેવાતા "આફ્રિકી" અથવા "અલજીરિયાઈ" જનરલો તથા અફસરો તરફ છે. આઝાદી ખાતર લડતા કબીલાઓની સામે ફ્રાંસના સંસ્થાનવાદી યુદ્ધમાં એ જનરલોને લશ્કરી "યશ" મળ્યો હતો. રાષ્ટ્રીય વિધાન સભામાં "આફ્રિકી" જનરલો કાવેન્યાક, લામોરીસિયેર, તથા બેદો પ્રજાસત્તાકપંથીઓના આગેવાનો હતા.—પૃ. ૧૩૫



[54] **રાજવંશતરફી વિરોધી દળ**—ફ્રાંસમાં જુલાઈની રાજશાહી દરમિયાન પ્રતિનિધિ સભામાં ઓદીલોન બાર્રોની આગેવાની હેઠળનું જૂથ. એ જૂથના સભ્યો ઔદ્યોગિક તથા વ્યાપારી મૂડીદાર વર્ગનાં ઉદારમતવાદી વર્તુળોના વલણને વ્યક્ત કરતા હતા. તેમણે ક્રાંતિને ટાળવાના અને ઓર્લિયન રાજવંશના શાસનને જાળવી રાખવાના ઉપાય તરીકે સાધારણ ચૂંટણી સુધારાની હિમાયત કરી હતી.—પૃ. ૧૩૬

[55] **જુલાઈની રાજશાહી**—લૂઈ ફિલિપનું શાસન (૧૮૩૦-૪૮). તેનું નામ જુલાઈની ક્રાંતિ ઉપરથી પડ્યું હતું.—પૃ. ૧૩૭

[56] **૧૮૪૮ના મે માસની પંદરમી તારીખે** લોકોના દેખાવો દરમિયાન કામદારો તથા કારીગરો બંધારણ સભાની ઈમારતમાં ઘૂસી ગયા. એ વખતે સભાનું અધિવેશન ચાલુ હતું. તેમણે સભાનું વિસર્જન કરી નાખ્યું અને ક્રાંતિકારી સરકારની સ્થાપના કરી. પરંતુ થોડી વારમાં બંધારણ સભાની વહારે આવી પહોંચેલા રાષ્ટ્રીય રક્ષક દળ તથા લશ્કરના સિપાહીઓએ દેખાવ કરનારાઓને વિખેરી નાખ્યા. કામદારોના આગેવાનોને (બ્લાંકી, બાર્બેસ, અલબેર, રાસપાઇલ, વગેરે) ગિરફ્તાર કરી લેવામાં આવ્યા.—પૃ. ૧૩૮

[57] **ફરતું રક્ષક દળ**—કામચલાઉ સરકારે ક્રાંતિકારી જનતાનો સામનો કરવા માટે ૧૮૪૮ના ફેબ્રુઆરીની ૨૫મી તારીખે તેની રચના કરી હતી. તેમાં મોટે ભાગે અવનત સર્વહારાઓના માણસો સામેલ હતા. તેનો ઉપયોગ જૂનના વિદ્રોહને દબાવી દેવા માટે કરવામાં આવ્યો હતો.—પૃ. ૧૩૮

[58] રોમન ઇતિહાસકાર યૂસેબિયસના કથન મુજબ, ઈસવી સન ૩૧૨માં સમ્રાટ કોન્સ્ટન્ટીનને પોતાના દુશ્મન માક્સેંટિયસ ઉપર વિજય મેળવતાં પહેલાં આકાશમાં ક્રૉસ દેખાયો હતો અને તેમાં આવા શબ્દો અંકિત હતા: "આ નિશાન થકી તું ફતેહ હાંસલ કરશે!"—પૃ. ૧૪૦

[59] **ક્રાપુલીન્સ્કી**—હેઈનેના કાવ્ય 'બે શૂરાઓ'નો નાયક, ઉડાઉ પોલીશ ઉમરાવ. ક્રાપુલીન્સ્કી નામ ફ્રેંચ શબ્દ «*Crapule*» ઉપરથી બનેલું છે. તેનો અર્થ છે—અતિ ભોગવિલાસ, અકરાંતિયાપણું, છાકટાઈ, તેમ જ લફંગો, મવાલી. અહીંયાં માર્ક્સનો નિર્દેશ લૂઈ બોનાપાર્ત તરફ છે.—પૃ. ૧૪૧

[60] «*Le National*» (રાષ્ટ્રીય)—૧૮૩૦થી ૧૮૫૧ સુધી પૅરિસમાં પ્રકાશિત ફ્રેંચ દૈનિક, વિનીત મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓનું મુખપત્ર. કામચલાઉ

સરકારમાં એ વલણના મુખ્ય પ્રતિનિધિઓ મારાસ્ત, બાસ્તીદ, અને ગાર્નિયે-પાજેસ હતા.—પૃ. ૧૪૧

[61] «*Journal des Débats politiques et litteraires*» (રાજકીય અને સાહિત્યિક વિવાદનું પત્ર)—પૅરિસમાં ૧૭૮૯માં સ્થપાયેલું મૂડીવાદી દૈનિક. જુલાઈની રાજશાહી દરમિયાન સરકારી છાપું, ઓર્લિયનતરફી મૂડીદાર વર્ગનું મુખપત્ર. ૧૮૪૮ની ક્રાંતિ દરમિયાન તે પ્રતિક્રાંતિકારી મૂડીદાર વર્ગના, કહેવાતી વ્યવસ્થાની પાર્ટીના, વિચારો વ્યક્ત કરતું હતું.—પૃ. ૧૪૧

[62] અહીંયાં નિર્દેશ **વિયેનાની સંધિઓ** તરફ છે. નેપોલિયનનાં યુદ્ધોમાં સંડોવાયેલા દેશોએ ૧૮૧૫ના મે અને જૂનમાં વિયેનામાં સંધિ કરી હતી. ૧૮૧૪-૧૫ની વિયેના કૉંગ્રેસે ફ્રાંસની ૧૭૯૨ની સીમાઓ ફરી સ્થાપી અને તેની ઉપર વિજેતા રાજ્યો (ઇંગ્લૅંડ, ઑસ્ટ્રિયા, તથા રશિયા)ના કડક નિયંત્રણની વ્યવસ્થા કરી. ફ્રાંસને યુરોપમાં કોઈ જાતની પ્રાદેશિક ઇજાફત કરવાની મનાઈ ફરમાવી દેવામાં આવી.—પૃ. ૧૪૨

[63] **બંધારણીય અધિકારપત્ર**—ફ્રાંસમાં ૧૮૩૦ની મૂડીવાદી ક્રાંતિ પછી અપનાવવામાં આવેલો એ અધિકારપત્ર જુલાઈની રાજશાહીનો મૂળભૂત કાનૂન હતો. તેમાં રાષ્ટ્રના સર્વોપરી અધિકારોની માત્ર નામ પૂરતી ઘોષણા કરવામાં આવી હતી અને રાજાની સત્તાને થોડીઘણી મર્યાદિત બનાવવામાં આવી હતી.—પૃ. ૧૪૩

[64] **કલીશી**—૧૮૨૬થી ૧૮૬૭ સુધી પૅરિસમાં કરજદારોનું કેદખાનું.—પૃ. ૧૪૩

[65] ફ્રેંચ પ્રજાસત્તાકની સ્થાપના પછી તરત સવાલ ઊભો થયો કે ફ્રાંસનો રાષ્ટ્રધ્વજ કેવો હોવો જોઈએ. પૅરિસના ક્રાંતિકારી કામદારોએ માંગ ઉઠાવી કે ૧૮૩૨ના જૂન વિદ્રોહમાં પૅરિસના ઉપનગરના કામદારોએ જે લાલ ઝંડો લહેરાવ્યો હતો તેને જ રાષ્ટ્રધ્વજનું સ્થાન આપવામાં આવે, પરંતુ મૂડીદાર વર્ગના પ્રતિનિધિઓએ ત્રિરંગી (નીલા, સફેદ, અને લાલ) ધ્વજની જોરદાર માગણી કરી. અઢારમી સદીના અંતમાં મૂડીવાદી ક્રાંતિ દરમિયાન અને નેપોલિયન પહેલાના શાસનકાળમાં ત્રિરંગી ઝંડો જ ફ્રાંસનો રાષ્ટ્રધ્વજ રહ્યો હતો. ૧૮૪૮ની ક્રાંતિ પહેલાં પણ «*Le National*»નું સમર્થન કરનારા મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓ ત્રિરંગી ઝંડાને જ પોતાનો ઝંડો માનતા હતા. કામદારોના પ્રતિનિધિઓને ત્રિરંગી ઝંડો રાષ્ટ્રધ્વજ તરીકે સ્વીકારી લેવો



પડ્યો, પરંતુ તેમની માગણી મુજબ ધ્વજદંડ ઉપર લાલ ગુલાબના આકારનું ફૂમતું લગાવી દેવામાં આવ્યું.—પૃ. ૧૪૮

[66] **પ્રીટોરિયનો**—પ્રાચીન રોમમાં સમ્રાટના અંગરક્ષકો. તેઓ આંતરિક ધાંધલધમાલમાં સતત ભાગ લેતા રહેતા અને ઘણી વાર પોતાના પાલનહારને રાજગાદીએ બેસાડી દેતા. અહીંયાં નિર્દેશ ડિસેંબરની દસમી તારીખના સમાજ તરફ છે. (જુઓ આ પુસ્તક પૃ. ૧૮૬-૧૮૯)—પૃ. ૧૪૯

[67] ૧૮૪૯ના મે-જુલાઈ દરમિયાન નેપલ્સ અને ઑસ્ટ્રિયાનાં રાજ્યોએ મળીને રોમના પ્રજાસત્તાકમાં દખલગીરી કરી હતી.—પૃ. ૧૪૯

[68] માર્ક્સનો નિર્દેશ લૂઈ બોનાપાર્તના જીવનની નીચેની ઘટનાઓ તરફ છે: લૂઈ બોનાપાર્ત સ્વિટ્ઝરલૅંડના થુરગાઉ વિસ્તારમાં એ દેશનો નાગરિક બન્યો હતો, અને ૧૮૪૮માં બ્રિટનમાં રહેવાસ દરમિયાન સ્વેચ્છાએ ખાસ પોલીસ દળમાં (ઇંગ્લૅંડમાં સાધારણ નાગરિક વસતિમાંથી રચવામાં આવતું અનામત પોલીસ દળ) જોડાયો હતો.—પૃ. ૧૪૯

[69] **ઓર્લિયનપંથીઓ**—બૂર્બોન રાજવંશની ગૌણ શાખાના ઓર્લિયન પરિવારના હિમાયતીઓ. ૧૮૩૦ની જુલાઈ પુનઃસ્થાપનાના પરિણામે એ પરિવાર સત્તાસ્થાને આવી ગયો હતો. ૧૮૪૮ની ક્રાંતિના પરિણામે તેના શાસનને ઉથલાવી પાડવામાં આવ્યું હતું. ઓર્લિયનપંથીઓ નાણાની અમીરશાહી તથા મોટા મૂડીદાર વર્ગનાં હિતોની સેવા બજાવતા હતા.—પૃ. ૧૫૦

[70] **વ્યવસ્થાની પાર્ટી**—ફ્રાંસનાં બે રાજશાહીપંથી જૂથોની એકસંપી—વૈધતાવાદીઓ અને ઓર્લિયનપંથીઓ. રૂઢિચુસ્ત મોટા મૂડીદાર વર્ગની એ પાર્ટી ૧૮૪૮માં અસ્તિત્વમાં હતી. ૧૮૪૯થી લઈને ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખના સત્તાપલટા સુધી તે બીજા પ્રજાસત્તાકની વિધાન સભામાં મોખરાનું સ્થાન ધરાવતી હતી.—પૃ. ૧૫૦

[71] **કાલીગુલા**—રોમન સમ્રાટ (ઈસવી સન ૩૭-૪૧). તેને પ્રીટોરિયન અંગરક્ષકોએ રાજગાદીએ બેસાડ્યો હતો.—પૃ. ૧૫૩

[72] ફ્રેંચ સરકારે ચડાઈનાં લશ્કરો ઇટાલી મોકલવાના ખર્ચ માટે બંધારણ સભાની મંજૂરી, ઑસ્ટ્રિયાની સામે પ્યેમોંતને મદદ કરવાનું અને રોમના પ્રજાસત્તાકની રક્ષા કરવાનું બહાનું કાઢીને, મેળવી લીધી. પરંતુ સરકારની ખરી મુરાદ

તો રોમના પ્રજાસત્તાકમાં દખલગીરી કરવાની અને પોપની લૌકિક સત્તા ફરી સ્થાપવાની હતી.—પૃ. ૧૫૪

[73] *«Le Moniteur universel»* (સાર્વજનિક સંદેશ)—ફ્રેંચ દૈનિક, સરકારનું સત્તાવાર મુખપત્ર, ૧૭૮૯થી ૧૯૦૧ સુધી પૅરિસમાં પ્રકાશિત. તેમાં સરકારી નિવેદનો, સંસદીય અહેવાલો, સત્તાવાર દસ્તાવેજો, વગેરે નિયમિત પ્રગટ કરવામાં આવતું.—પૃ. ૧૫૪

[74] અહીંયાં નિર્દેશ વિધાન સભાનો નાણાકીય તથા સલામતી સંબંધી કારોબાર સંભાળતા રાજશાહીવાદી સભ્યો લેફ્લો, બાઝ, તથા પાનાએ ૧૮૫૧ના નવેંબરની છઠ્ઠી તારીખે સભામાં રજૂ કરેલા **બિલ** તરફ છે. તેને ગરમાગરમ ચર્ચાઓ પછી નવેંબરની સત્તરમી તારીખે નકારી કાઢવામાં આવ્યું હતું.—પૃ. ૧૫૪

[76] **બંધારણવાદીઓ**—બંધારણીય પ્રજાસત્તાકના હિમાયતીઓ. તેઓ રાજાની જોડે ગાઢ સંકળાયેલા મોટા મૂડીદાર વર્ગ અને ઉદારમતવાદી ઉમરાવ વર્ગના પ્રતિનિધિઓ હતા.

**જીરોંદ**—અઢારમી સદીના ઉત્તરાર્ધની ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિના સમયનું એક મૂડીવાદી રાજકીય જૂથ. તે મવાળ મૂડીદાર વર્ગનાં હિતોનું પ્રતિનિધિત્વ કરતું હતું, ક્રાંતિકારી તથા પ્રતિક્રાંતિકારી પરિબળોની વચ્ચે ડોલતું રહેતું, અને રાજશાહીવાદીઓની સાથે સમજાવટ કરી લેવાની નીતિને અનુસરતું હતું. તેનું જીરોંદ નામ એક વિસ્તારના નામ ઉપરથી પડ્યું હતું. વિધાન સભા તથા રાષ્ટ્રીય સભામાં એ વિસ્તારના પ્રતિનિધિઓ મવાળ જૂથના આગેવાનો હતા.

**જેકોબીન**—અઢારમી સદીના અંતની ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિના સમયનું એક ઉદ્દામ મૂડીવાદી રાજકીય જૂથ. તે સામંતશાહી તેમ જ આપખુદ શાસનને નાબૂદ કરી નાખવાની આવશ્યકતાનું મક્કમ તથા સુસંગત સમર્થન કરતું હતું.—પૃ. ૧૫૫

[70] **૧૮૪૮ના એપ્રિલની સોળમી** તારીખે પૅરિસના કામદારોએ "શ્રમની સંઘટના" તથા "માનવીના હાથે માનવીના શોષણની નાબૂદી" સંબંધી અરજી કામચલાઉ સરકાર સમક્ષ રજૂ કરવા શાંતિમય દેખાવ કર્યો હતો. તેની સામે રાષ્ટ્રીય રક્ષક દળની ટુકડીઓ બોલાવીને કામદારોને વિખેરી નાખવામાં આવ્યા હતા.—પૃ. ૧૫૫

[77] **ફ્રોંદ**—ફ્રાંસમાં આપખુદશાહી સામે ઉમરાવ વર્ગ તથા મૂડીદાર વર્ગની અંદર ૧૬૪૮થી ૧૬૫૩ દરમિયાન ચાલતું રહેતું એક આંદોલન, તેના ઉમરાવ



વર્ગીય આગેવાનો પોતાના ખાંધિયાઓ તથા પરદેશી સિપાહીઓની મદદ ઉપર આધાર રાખતા અને પોતાના હેતુઓ સાધવા માટે કિસાનોના વિદ્રોહો તથા શહેરોના લોકશાહીવાદી આંદોલનનો ઉપયોગ કરતા.—પૃ. ૧૫૭

[78] **પિટર શ્લેમીલ**—કામીસોની વાર્તા પિટર શ્લેમીલનો નાયક. તેણે નાણાંની થેલીના બદલામાં પોતાનો પડછાયો આપી દીધો હતો.—પૃ. ૧૫૭

[79] **ફ્રીજિયન ટોપી**—પ્રાચીન ફ્રીજિયનોની લાલ રંગની ટોપી. ફ્રાંસમાં અઢારમી સદીના અંતમાં થયેલી મૂડીવાદી ક્રાંતિ દરમિયાન તેના આધારે જેકોબીન ટોપી બનાવવામાં આવી. ત્યારથી એ ટોપી સ્વતંત્રતાનું પ્રતીક બની ગઈ.—પૃ. ૧૫૭

[80] **લિલી ફૂલ**—બૂર્બોન રાજવંશનું કુળચિહ્ન.—પૃ. ૧૫૯

[81] **ટોરી**—ઈંગ્લૅંડની એક રાજકીય પાર્ટી. તેની સ્થાપના સત્તરમી સદીના અંતમાં થઈ હતી. તે ઉમરાવ વર્ગીય સામંતો અને ચર્ચના આગેવાનોનાં હિતોની હિમાયત કરતી હતી, પુરાણી સામંતી પરંપરાઓનું સમર્થન કરતી હતી, અને ઉદારમતવાદી તથા પ્રગતિશીલ માંગોનો વિરોધ કરતી હતી. ઓગણીસમી સદીના મધ્યમાં એ જ પાર્ટીમાંથી કોન્સોર્વેટીવ (રૂઢિચુસ્ત) પાર્ટી વિકાસ પામી.—પૃ. ૧૬૧

[82] **એમ્સ**—પશ્ચિમ જર્મનીનું એક શહેર. ત્યાં શામ્બોરના ઠાકોરનું કાયમી રહેઠાણ હતું. બૂર્બોન રાજવંશની એક શાખાનો વંશજ એ ઠાકોર ફ્રાંસની રાજગાદીનો દાવેદાર હતો અને પોતાને હેનરી પાંચમા તરીકે ઓળખાવતો હતો.

**ક્લેરમોન્ત**—લંડન નજીક એક કિલ્લો. ફ્રાંસમાં ૧૮૪૮ના ફેબ્રુઆરીની ક્રાંતિ પછી દેશમાંથી ભાગી ગયેલો લૂઈ ફિલિપ ત્યાં રહેતો હતો.—પૃ. ૧૬૧

[83] **જેરિકો**—બાઇબલની એક કથા મુજબ, યહૂદીઓએ પેલેસ્ટાઈન પહોંચીને કબજે કરેલું પહેલું શહેર. તેને ઘેરો નાખીને પડેલા લોકોની તૂરીઓના જોરદાર અવાજથી તેની દીવાલો ભાંગી પડી હતી.—પૃ. ૧૬૬

[84] અહીંયા નિર્દેશ લૂઈ બોનાપાર્તના મનસૂબાઓ તરફ છે. તે ઉમેદ રાખતો હતો કે પોપ પાયસ નવમો ફ્રાંસનો તાજ તેને પહેરાવશે. બાઇબલની કથા મુજબ, ઈસરાયેલના રાજા ડૅવિડનો રાજ્યાભિષેક હજરત સૅમ્યુએલે કર્યો હતો.—પૃ. ૧૭૦

[85] **ઑસ્ટરલીટ્ઝ** — મોરાવિયામાં આવેલા એ સ્થળે ૧૮૦૫ના ડિસેંબરની બીજી તારીખે રશિયા તથા ઑસ્ટ્રિયાનાં લશ્કરોની સામે નેપોલિયન પહેલાએ વિજય હાંસલ કર્યો હતો. — પૃ. ૧૭૦

[86] અહીંયાં નિર્દેશ ૧૮૩૦ના જુલાઈની ક્રાંતિ તરફ છે. — પૃ. ૧૭૦

[87] અહીંયાં નિર્દેશ લૂઈ બોનાપાર્તના પુસ્તક *«Des idées napoleoniennes»* (નેપોલિયનના વિચારો) તરફ છે. એ પુસ્તક પૅરિસમાં ૧૮૩૯માં પ્રગટ થયું હતું. — પૃ. ૧૮૬

[88] **બુર્ગગ્રાફો** — ચૂંટણીના સંબંધમાં નવો કાનૂન ઘડવા માટે વિધાન સભા તરફથી રચવામાં આવેલી સમિતિના સત્તર મુખ્ય ઓર્લિયનપંથી તથા વૈધતાવાદી સભ્યોને સત્તાના ગેરવાજબી દાવા બદલ તેમ જ પ્રત્યાઘાતી આકાંક્ષાઓ બદલ એવું નામ આપવામાં આવ્યું હતું. એ નામ વિક્તોર હ્યુગોના ઐતિહાસિક નાટકના નામ ઉપરથી લેવામાં આવ્યું હતું. નાટકની ઘટનાઓનું સ્થળ મધ્યયુગીન જર્મની છે. એ સમયના જર્મનીમાં સમ્રાટે નીમેલો બુર્ગગ્રાફ "બુર્ગ"માં, એટલે કે કિલ્લેબંધી વાળા શહેર અથવા કિલ્લામાં, શાસન ચલાવતો. — પૃ. ૧૮૧

[89] ૧૮૫૦ના જુલાઈમાં વિધાન સભામાં અપનાવવામાં આવેલા અખબારી કાનૂન મુજબ, અખબારોના પ્રકાશકો પાસેથી વસૂલ કરવામાં આવતી રકમ સારી પેઠે વધારી દેવામાં આવી, અને પુસ્તિકાઓને પણ લાગુ થતો ટિકિટ કર દાખલ કરવામાં આવ્યો. — પૃ. ૧૮૩

[90] *«La Presse»* (અખબાર) — ૧૮૩૬થી પૅરિસમાં પ્રકાશિત દૈનિક. તે જુલાઈની રાજશાહી દરમિયાન વિરોધી દળનું અખબાર હતું, ૧૮૪૮ અને ૧૮૪૯માં મૂડીવાદી પ્રજાસત્તાકપંથીઓનું મુખપત્ર હતું. ત્યાર બાદ બોનાપાર્તપંથી બની ગયું હતું. — પૃ. ૧૮૩

[91] અહીંયાં નિર્દેશ લૂઈ બોનાપાર્તના જીવનની નીચેની બે ઘટનાઓ તરફ છે: તેણે ૧૮૩૬ના સપ્ટેંબરની ૩૦મી તારીખે સ્ટ્રાસબુર્ગમાં બે તોપ રેજિમેન્ટોની મદદના આધારે વિદ્રોહ ઉશ્કેરવાની કોશિશ કરી હતી. વિદ્રોહીઓનાં હથિયારો છીનવી લેવામાં આવ્યાં હતાં, અને લૂઈ બોનાપાર્તને ગિરફતારી પછી દેશપાર કરીને અમેરિકા મોકલી દેવામાં આવ્યો હતો. ૧૮૪૦ના ઑગસ્ટમાં



તેણે બૂલોન ખાતેની ગૅરિસનના સિપાહીઓમાં વિદ્રોહ ઉશ્કેરવાની કોશિશ કરી હતી. તેમાં તે નાકામયાબ થઈ ગયો હતો, અને તેને જીવનભરની કેદની સજા કરવામાં આવી હતી, પરંતુ તે ૧૮૪૬માં કેદમાંથી ભાગીને ઇંગ્લૅંડ પહોંચી ગયો હતો. — પૃ. ૧૮૭

[92] **એલીસી અખબારો** — બોનાપાર્તપંથી અખબારો. લૂઈ બોનાપાર્ત પ્રમુખ હતો ત્યારે પૅરિસમાં તેના નિવાસ એલીસી મહેલ ઉપરથી એવું નામ પડ્યું હતું. — પૃ. ૧૯૦

[93] માર્ક્સે અહીંયાં શબ્દ-શ્લેષ માટે શીલરના «Lied an die Freude» (ખુશી ગાન) કાવ્યની એક લીટી ટાંકી છે. તેમાં કવિએ ખુશીને "એલીસિયમની પુત્રી" તરીકે બિરદાવી છે. ક્લાસિકલ પુરાણકથાઓમાં એલીસિયમ અથવા એલીસી મેદાનના ઉલ્લેખો સ્વર્ગના નામ તરીકે જ કરવામાં આવ્યા છે. પૅરિસના જે તરુ માર્ગે લૂઈ બોનાપાર્તનો નિવાસ હતો તેનું નામ પણ Champs Elysées (એલીસી મેદાન) હતું. — પૃ. ૧૯૬

[94] ફ્રાંસમાં ૧૭૮૯ની મૂડીવાદી ક્રાંતિ પહેલાં **સંસદ** સર્વોચ્ચ અદાલતની કામગીરી કરતી. તે શાહી ફરમાનોની નોંધણી કરતી, અને તેને વાંધો ઉઠાવવાનો, એટલે કે દેશના રીતરિવાજ તથા વિધાનોનો ભંગ કરતાં ફરમાનોનો વિરોધ કરવાનો, અધિકાર હતો. — પૃ. ૨૦૦

[95] **બેલ ઈલ** — બીસ્કેના અખાતમાં એક ટાપુ. રાજકીય કેદીઓને ત્યાં અટકાયતમાં રાખવામાં આવતા હતા. — પૃ. ૨૦૪

[96] માર્ક્સે અહીંયાં ગ્રીક લેખક એથેનિયસના (ઈસવી સનની બીજી-ત્રીજી સદી) «Deipnosophistae» (મહેફિલી ફિલસૂફો) નામે પુસ્તકમાંની એક કહાણીનો હવાલો આપ્યો છે. એ કહાણી મુજબ, સ્પાર્ટાનો રાજા અગેસીલૌસ પોતાની સેના લઈને ઇજિપ્તના રાજા તાકોસને મદદ કરવા ગયો ત્યારે તેના ઠીંગણા કદ તરફ ઈશારો કરતાં તાકોસે કહ્યું: "પર્વતને સુવાવડની વીણ ઊપડી, ઝીયસ દેવને ગભરાટ થયો, પણ પર્વતે જણ્યો ખાલી ઉંદરડો!" જવાબમાં અગેસીલૌસ બોલ્યો: "હું તને કીડી જેવો લાગું છું, પરંતુ એક દિવસ સિંહ બની જવાનો છું." — પૃ. ૨૦૬

[97] «L'Assemblée nationale» (રાષ્ટ્રીય સભા) — પૅરિસમાં ૧૮૪૮થી

૧૮૫૭ સુધી પ્રકાશિત રાજશાહીવાદી-વૈધતાવાદી દૈનિક. ૧૮૪૮-૫૧ દરમિયાન તેણે બે રાજવંશતરફી પાર્ટીઓના — વૈધતાવાદીઓ અને ઓર્લિયનપંથીઓના — એકીકરણની હિમાયત કરનારાઓના વિચારોને ટેકો આપ્યો હતો. — પૃ. ૨૦૯

[98] ઓગણીસમી સદીના છઠ્ઠી દાયકામાં શામ્બોરનો ઠાકોર, ફ્રાંસની રાજગાદીનો વૈધતાવાદી દાવેદાર, વેનિસમાં રહેતો હતો. — પૃ. ૨૧૦

[99] અહીંયાં નિર્દેશ પુનઃસ્થાપનાના ગાળા દરમિયાન વૈધતાવાદી છાવણીની અંદર કાર્યનીતિ સંબંધી મતભેદો તરફ છે. લૂઈ અઢારમો અને વિલ્લેલે પ્રત્યાઘાતી કદમો બહુ જોઈવિચારીને ઉઠાવવાની તરફેણમાં હતા, પરંતુ ઠાકોર દ'અર્તુઆ (૧૮૨૪થી રાજા શાર્લ દસમો) અને પોલીન્યાક ફ્રાંસની પરિસ્થિતિને તદ્દન અવગણીને ક્રાંતિ પૂર્વેનું શાસન કશી મર્યાદાઓ વગર ફરી સ્થાપવાની હિમાયત કરતા હતા.

પુનઃસ્થાપનાના ગાળામાં લૂઈ અઢારમાનો નિવાસ ત્યુઇલરી મહેલમાં હતો, અને ઠાકોર દ'આર્તુઆ મહેલની માર્સાં મંડપ નામે ઓળખાતી અલગ પાંખમાં રહેતો હતો. — પૃ. ૨૧૧

[100] «The Economist» — ૧૮૪૩થી લંડનમાં પ્રકાશિત વ્યાપારી અને રાજકીય સમસ્યાઓને લગતું અંગ્રેજી દૈનિક, ઔદ્યોગિક મૂડીદાર વર્ગનું મુખપત્ર. — પૃ. ૨૧૫

[101] **પ્રથમ આંતરરાષ્ટ્રીય વ્યાપારી અને ઔદ્યોગિક પ્રદર્શન** ૧૮૫૧ના મે માસથી ઑક્ટોબર સુધી લંડનમાં ભરાયું હતું. — પૃ. ૨૨૦

[102] «Le Messager de l'Assemblée» (સભા સંદેશ) — પૅરિસમાં ૧૮૫૧ના ફેબ્રુઆરીની સોળમી તારીખથી ડિસેંબરની બીજી તારીખ સુધી પ્રકાશિત ફ્રેંચ બોનાપાર્ત-વિરોધી દૈનિક. — પૃ. ૨૨૩

[103] **દીર્ઘ સંસદ** (૧૬૪૦-૧૬૫૩) — મૂડીવાદી ક્રાંતિ ફાટી નીકળી ત્યારે રાજા ચાર્લ્સ બીજાએ ભરેલી ઈંગ્લૅંડની સંસદ. તે દેશની બંધારણ સભા બની ગઈ. ૧૬૪૯માં સંસદે ચાર્લ્સને મોતની સજા કરી અને પ્રજાસત્તાકની ઘોષણા કરી. ૧૬૫૩માં ક્રોમવેલે એ સંસદનું વિસર્જન કરી નાખ્યું. — પૃ. ૨૨૯

[104] **સેવેન્નો** — દક્ષિણ-પૂર્વ ફ્રાંસમાં લાંગેદોક પ્રદેશમાં આવેલો પહાડી વિસ્તાર. ત્યાં ૧૭૦૨થી કિસાનોનો વિદ્રોહ ચાલતો હતો. પ્રોટેસ્ટંટ ધર્મમાં માનનારાઓની



ઉપર વરસાવવામાં આવતા દમનના વિરોધમાં શરૂ થયેલો એ વિદ્રોહ થોડા વખતમાં જ ઉઘાડા સામંત-વિરોધી વિદ્રોહમાં પલટાઈ ગયો હતો.

અહીંયાં નિર્દેશ ફ્રાંસના પશ્ચિમ પ્રદેશમાં આવેલા વાંદેયા વિસ્તારમાં ૧૭૯૩માં ક્રાંતિની વિરુદ્ધ ઉમરાવોની આગેવાની હેઠળ અને વિસ્તારની પછાત કિસાનપ્રજાની મદદના આધારે થયેલા પ્રતિક્રાંતિકારી બળવા તરફ છે. — પૃ. ૨૩૭

[105] **રાષ્ટ્રીય સંમેલન** — અઢારમી સદીના અંતમાં મૂડીવાદી ક્રાંતિ દરમિયાન ફ્રાંસનું સર્વોચ્ચ પ્રતિનિધિ સંઘટન. તે ૧૭૯૨ના સપ્ટેંબરથી ૧૭૯૫ના ઑક્ટોબર સુધી ચાલુ રહ્યું હતું. ક્રાંતિ પુરજોસમાં હતી ત્યારે સંમેલને પ્રગતિશીલ નીતિ અપનાવી હતી, અને ક્રાંતિની સિદ્ધિઓને મક્કમ બનાવવાની તથા સામંતી વ્યવસ્થાને નાબૂદ કરી નાખવાની કોશિશ કરતા ફ્રેંચ મૂડીદાર વર્ગનાં હિતોને વ્યક્ત કર્યાં હતાં. — પૃ. ૨૩૮

[106] **સિનાઈ પર્વત** — અરબ પ્રદેશના સિનાઈ દ્વીપકલ્પની પર્વતમાળા. બાઈબલ મુજબ, હજરત મૂસાને એ જ પર્વતની ટોચે ઈશ્વર પાસેથી દૈવી આદેશો અંકિત કરેલી પટ્ટીઓ મળી હતી. — પૃ. ૨૪૨

[107] **કૉન્સ્ટન્સની પરિષદ** (૧૪૧૪-૧૮) — જોર પકડી રહેલા સુધારા આંદોલનથી રોમન કૅથોલિક ચર્ચની સ્થિતિ નબળી પડી ગઈ હતી. તેને ફરી દૃઢ બનાવવાના આશયે કોન્સ્ટન્સની પરિષદ ભરવામાં આવી હતી. — પૃ. ૨૪૨

[108] અહીંયાં નિર્દેશ જર્મન અથવા "સાચા સમાજવાદ" તરીકે ઓળખાતા પ્રત્યાઘાતી વહેણ તરફ છે. એ વહેણ જર્મનીમાં ગત સદીના પાંચમા દાયકામાં મુખ્યત્વે નિમ્ન-મૂડીવાદી બુદ્ધિજીવીઓમાં વ્યાપક રૂપે ફેલાઈ ગયું હતું. માર્ક્સ અને ઍંગેલ્સે એ વહેણની છણાવટ 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું'માં કરી છે. (જુઓ આ પુસ્તકમાં પૃષ્ઠ. ૭૬-૭૯) — પૃ. ૨૪૩

[109] આ નિર્દેશ લૂઈ પંદરમાની બાલ્યાવસ્થા દરમિયાન ૧૭૧૫થી ૧૭૨૩ સુધી રાજપ્રતિનિધિ તરીકે ફિલિપ દ'ઓર્લિયનના શાસન તરફ છે. — પૃ. ૨૪૬

[110] **ત્રિયેરનું પવિત્ર વસ્ત્ર** — ત્રિયેરના કૅથીડ્રલમાં જાળવી રાખવામાં આવેલો કૅથોલિક ધાર્મિક અવશેષ. કહેવાય છે કે ઈસુ ખ્રિસ્તને ક્રૉસમાં જડી દેવામાં આવ્યા ત્યારે મોતની વેળાએ તેમણે પહેરેલાં વસ્ત્રોમાંથી એ અવશેષ જાળવી

રાખવામાં આવ્યો હતો. ભાવિક જાત્રાળુઓ ભક્તિની લાગણીથી તેના દર્શને જતા.—પૃ. ૨૪૭

[111] **વાન્દોમ સ્તંભ** નેપોલિયનના વિજયોના સ્મારક તરીકે ૧૮૦૬-૧૦ દરમિયાન પૅરિસમાં ખડો કરવામાં આવ્યો હતો. તેને દુશ્મન લશ્કરો પાસેથી કબજે કરી લેવામાં આવેલી તોપોનું કાંસુ ઓગાળીને ઢાળવામાં આવ્યો હતો, અને તેની ટોચે નેપોલિયનની પ્રતિમા સ્થાપવામાં આવી હતી. ૧૮૭૧ના મે માસની ૧૬મી તારીખે પૅરિસ કોમ્યુનના હુકમ મુજબ વાન્દોમ સ્તંભને પાડી નાખવામાં આવ્યો હતો, પરંતુ ૧૮૭૫માં પ્રત્યાઘાતીઓએ તેને ફરી ખડો કરી દીધો હતો.—પૃ. ૨૪૭

## નામ નિર્દેશિકા

### અ



### આ



### ઊ

## એ

**એગીસ પહેલો** (Agis I) (મૃત્યુ ઈસુ પૂર્વે લગભગ ૩૯૯)—સ્પાર્ટાનો રાજા (ઈસુ પૂર્વે લગભગ ૪૨૬થી ૩૯૯.)—૨૦૬

**એડલર, વિક્ટર** (Adler, Viktor) (૧૮૫૨—૧૯૧૮)—ઑસ્ટ્રિયાની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનો એક સંગઠક અને નેતા.—૨૫

**એપિક્યૂરસ** (Epicurus) (૩૪૧—૨૭૦ ઈ. સ. પૂર્વે)—પ્રાચીન ગ્રીક ભૌતિકવાદી ફિલસૂફ, અનીશ્વરવાદી.—૧૧

**એવેલિંગ, એલ્યેઓનોરા** (Aveling, Eleanor) (૧૮૫૫—૧૮૯૮)—બ્રિટિશ અને આંતરરાષ્ટ્રીય કામદાર આંદોલનમાં સુખ્યાત મહિલા. માર્ક્સની નાની પુત્રી. અંગ્રેજ સમાજવાદી એડવર્ડ એવેલિંગની પત્ની.—૧૬

**એંગેલ્સ, ફ્રેડરિક** (Engels, Frederick) (૧૮૨૦-૧૮૯૫).—૭-૮, ૧૨-૧૪, ૧૭-૨૭, ૨૯, ૪૧-૪૬, ૮૬-૮૭

## ઓ

**ઓપૂલ, અલ્ફોંસ આંરી** (Hautpoul, Alphonse Henri) (૧૭૮૯—૧૮૬૫)—ફ્રેંચ જનરલ, વૈધતાવાદી, પછી બોનાપાર્તપંથી, યુદ્ધ પ્રધાન (૧૮૪૯-૫૦).—૧૭૫, ૧૮૧, ૧૮૯-૧૯૨

**ઓર્લિયન** (Orleans)—ફ્રાંસનો રાજવંશ (૧૮૩૦—૧૮૪૮).—૧૫૦, ૧૫૯-૧૬૦, ૨૦૭-૨૧૨, ૨૩૫, ૨૪૫

**ઓર્લિયન, ડ્યૂક** (Orleans, Duc)—જુઓ લૂઈ ફિલિપ.

**ઓર્લિયન, હેલેન** (લગ્ન પહેલાં મેકલેનબર્ગ), ડચેસ (Orleans, Helene (Mecklenburg) Duchesse) (૧૮૧૪—૧૮૫૮)—લૂઈ ફિલિપના સૌથી મોટા પુત્ર ફેર્દીનાન્દની વિધવા.—૧૪૨, ૧૭૩

**ઓવેન, રોબર્ટ** (Owen, Robert) (૧૭૭૧—૧૮૫૮)—મહાન બ્રિટિશ તરંગવાદી સમાજવાદી.—૩૮, ૮૧, ૮૩

## ક

**કાબે, એત્યેન** (Cabet, Etienne) (૧૭૮૮—૧૮૫૬)—ફ્રેંચ પત્રકાર, તરંગી સામ્યવાદનો ખ્યાતનામ સિદ્ધાંતકાર, "ઈકારિયાની સફર"નો લેખક. તેણે ચોથા અને પાંચમા દાયકામાં સર્વહારા વર્ગના રાજકીય આંદોલનમાં ભાગ લીધો હતો.—૪૫, ૮૩



**કાર્લિયે, પિયેર** (Carlier, Pierre) (૧૭૯૯—૧૮૫૮)—પૅરિસનો વડો પોલીસ અમલદાર (૧૮૪૯-૫૧), બોનાપાર્તપંથી.—૧૭૫, ૧૮૯, ૧૯૬, ૨૨૪

**કાવેન્યાક, લૂઈ એજેન** (Cavaignac, Louis Eugène) (૧૮૦૨—૧૮૫૭)—ફ્રેંચ જનરલ અને રાજકારણી, મવાળ મૂડીવાદી પ્રજાસત્તાકપંથી, ૧૮૪૮ના મે માસથી યુદ્ધ પ્રધાન. તેણે પૅરિસના કામદારોના જૂન વિદ્રોહને ભયંકર નિર્દયતાથી કચડી નાખ્યો હતો. કાર્યવાહક સત્તાનો પ્રધાન (જૂન-ડિસેંબર, ૧૮૪૮).—૧૪૩, ૧૪૮-૧૫૦, ૧૫૮, ૨૦૨, ૨૧૭

**કાલીગુલા** (Caligula) (૧૨—૪૧)—રોમાન સમ્રાટ (૩૭-૪૧).—૧૫૩

**કુઝેન, વિક્તોર** (Cousin, Victor) (૧૭૯૨—૧૮૬૭)—ફ્રેંચ આદર્શવાદી સારસંગ્રહવાદી તત્ત્વજ્ઞાની.—૧૩૧

**કોસિદિયેર, માર્ક** (Caussidière, Marc) (૧૮૦૮—૧૮૬૧)—ફ્રેંચ નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદી. તેણે ૧૮૩૪માં લિયાં વિદ્રોહમાં ભાગ લીધો હતો. ૧૮૪૮ના ફેબ્રુઆરી-જૂન દરમિયાન પૅરિસનો વડો પોલીસ અમલદાર, બંધારણ સભાનો સભ્ય. તે ૧૮૪૮ના જૂનમાં ઈંગ્લૅંડ ચાલ્યો ગયો.—૧૩૦

**કૉંસ્તાન, બૅન્જામીન** (Constant, Benjamin) (૧૭૬૭—૧૮૩૦)—ફ્રેંચ લેખક અને ઉદારમતવાદી રાજકારણી.—૧૩૧

**ક્રેતોન, નિકોલસ જોસેફ** (Creton, Nicolas Joseph) (૧૭૯૮—૧૮૬૪)—ફ્રેંચ વકીલ, બીજા પ્રજાસત્તાકમાં બંધારણ સભા તથા વિધાન સભાનો સભ્ય, ઓર્લિયનપંથી.—૨૦૮

**ક્રોમવેલ, ઑલિવર** (Cromwell, Oliver) (૧૫૯૯—૧૬૫૮)—૧૭મી સદીની અંગ્રેજ મૂડીવાદી ક્રાંતિ દરમિયાન મૂડીવાદી વર્ગનો આગેવાન. ૧૬૫૩થી ઈંગ્લૅંડ, સ્કોટલૅંડ અને આયર્લૅંડનો લૉર્ડ પ્રોટેક્ટર.—૧૩૧, ૨૨૭-૨૨૮

## ગ

**ગીઝ, ડ્યૂક ઓફ** (Guise, Duke of)—જુઓ આંરી બીજો (લોરેનનો).

**ગીઝો, ફ્રાંસુઆ** (Guizot, François) (૧૭૮૭—૧૮૭૪)—ફ્રેંચ મૂડીવાદી ઈતિહાસકાર અને રાજનીતિજ્ઞ, ૧૮૪૦થી ૧૮૪૩ સુધી નાણાકીય મૂડીના હિતમાં ફ્રેંચ વિદેશ અને ગૃહ નીતિનો સંચાલક.—૧૩૧, ૧૪૫, ૨૧૨, ૨૩૨, ૨૪૬

**ગેટે, જોહાન્ન વોલ્ફગાંગ** (Goethe, Johann Wolfgang) (૧૭૪૯—૧૮૩૨)—મહાન જર્મન કવિ અને તત્ત્વજ્ઞાની.—૧૩૬

**ગ્રાકખી (બંધુઓ)** (Gracchi) ગેઈયસ સેમ્પ્રોનિયસ (Gaius Sempronius) (ઈસુ પૂર્વે ૧૫૩—૧૨૧) અને ટાઈબિરિયસ સેમ્પ્રોનિયસ (Tiberius Sempronius) (ઈસુ પૂર્વે ૧૬૩—૧૩૩)—પ્રાચીન રોમમાં જનતાના પ્રવક્તાઓ. તેમણે જમીન સંબંધી કાનૂનોનો અમલ કિસાનોના હિતમાં કરાવવા માટે સંઘર્ષ લડયો હતો.—૧૩૧

**ગ્રાનિયે દે કાસાન્યાક, અદોલ્ફ** (Granier de Cassagnac, Adolphe) (૧૮૦૬—૧૮૮૦)—ફ્રેંચ પત્રકાર, કશા સિદ્ધાંતો વગરનો રાજકારણી, ૧૮૪૮ સુધી ઓર્લિયનપંથી, પછી બોનાપાર્તપંથી, બીજા સામ્રાજ્ય દરમિયાન વિધાન સભાનો સભ્ય.—૨૪૬

**ગ્રૂન, કાર્લ** (Grün, Karl) (૧૮૧૭—૧૮૮૭)—જર્મન નિમ્ન-મૂડીવાદી પત્રકાર, પાંચમા દાયકાના મધ્યમાં "સાચા" સમાજવાદનો એક મુખ્ય પ્રતિનિધિ.—૭૯

જ

**જિરાર્દેન, એમિલ દે** (Girardin, Emile de) (૧૮૦૩—૧૮૮૧)—ફ્રેંચ મૂડીવાદી પત્રકાર અને રાજકારણી, «Presse» અખબારનો તંત્રી. ૧૮૪૮ની ક્રાંતિ પહેલાં ગીઝો સરકારનો વિરોધી, ક્રાંતિના સમયમાં મૂડીવાદી પ્રજાસત્તાકપંથી, વિધાન સભાનો સભ્ય (૧૮૫૦-૫૧), પછી બોનાપાર્તપંથી.—૧૯૭

**જિરાર્દેન, દેલ્ફીન દે** (Girardin, Delphine de) (૧૮૦૪—૧૮૫૫)—ફ્રેંચ લેખિકા, એમિલ દે જિરાર્દેનની પત્ની.—૨૪૬

**જિરો, શાર્લ જોસેફ બાર્થેલેમે** (Giraud, Charles Joseph Barthélemy) (૧૮૦૨—૧૮૮૧)—ફ્રેંચ ન્યાયશાસ્ત્રી, રાજાશાહીવાદી, કેળવણી પ્રધાન (૧૮૫૧).—૨૨૪

**જુઆનવીલ, ફ્રાંસુઆ ફેર્દીનાન્દ ફિલિપ લૂઈ મારી, ઓર્લિયનનો ડ્યૂક, પ્રિન્સ** (Joinville, François Ferdinand Philippe Louis Marie, Duc of Orleans, Prince) (૧૮૧૮—૧૯૦૦)—લૂઈ ફિલિપનો પુત્ર. ૧૮૪૮ના ફેબ્રુઆરીની ક્રાંતિના વિજય પછી તે ઇંગ્લૅંડ ચાલ્યો ગયો.—૨૧૧, ૨૨૨

ઝ

**ઝાસૂલિચ, વેરા ઈવાનોવ્ના** (૧૮૪૯—૧૯૧૯)—રશિયામાં નરોદવાદી આંદોલનમાં અને આગળ જતાં સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં સક્રિય સામેલગીર, 'શ્રમની મુક્તિ' નામક દળના પ્રવર્તકોમાં મુખ્ય, ત્યાર પછી મેન્શેવિક.—૨૪

ડ

**ડ્યૂરિંગ, યૂજેન** (Dühring, Eugen) (૧૮૩૩—૧૯૨૧)—જર્મન આધ્યાત્મિક અર્થશાસ્ત્રી અને ફિલસૂફ, પ્રત્યાઘાતી નિમ્ન-મૂડીવાદી સમાજવાદનો પ્રતિનિધિ; ડ્યૂરિંગના દાર્શનિક વિચારો પ્રત્યક્ષવાદ, આધ્યાત્મિક ભૌતિકવાદ, અને આદર્શવાદનું સર્વગ્રાહી સંયોજન કરે છે. બર્લિન વિશ્વવિદ્યાલયમાં પ્રાધ્યાપક (૧૮૬૩—૧૮૭૭).—૨૪, ૨૯

ત

**તોકવીલ, અલેક્સીસ** (Tocqueville, Alexis) (૧૮૦૫—૧૮૫૯)—ફ્રાંસનો મૂડીવાદી ઇતિહાસકાર અને રાજકારણી, વૈધતાવાદી, બીજા પ્રજાસત્તાક દરમિયાન બંધારણ સભા અને વિધાન સભાનો સભ્ય, વિદેશ પ્રધાન (જૂન-ઑક્ટોબર, ૧૮૪૯).—૨૧૨

**તોરિન્યી, પિયેર ફ્રાંસુઆ એલિઝાબેથ** (Thorigny, Pierre François Elizabeth) (૧૭૯૮—૧૮૬૯)—ફ્રેંચ વકીલ. તેણે ૧૮૩૪ના એપ્રિલના લિયાં વિદ્રોહના સંબંધમાં કાનૂની તપાસ કરી હતી. બોનાપાર્તપંથી, ગૃહ પ્રધાન.—૨૨૪

થ

**થિયેર, અદોલ્ફ** (Thiers, Adolphe) (૧૭૯૭—૧૮૭૭)—ફ્રાંસનો મૂડીવાદી ઇતિહાસકાર અને રાજકારણી, વિધાન સભાનો સભ્ય (૧૮૪૪-૫૧), ઓર્લિયનપંથી, પ્રજાસત્તાકનો પ્રમુખ (૧૮૭૧-૭૩), પૅરિસ કોમ્યુનનો ખૂનખાર ખાતમો કરી નાખનારો.—૧૫૪, ૧૬૨, ૧૬૪-૧૬૮, ૨૧૦-૨૧૨, ૨૧૬, ૨૧૯, ૨૨૮

દ

**દાંતોન, જ્યોર્જ જાક** (Danton, Georges Jaeques) (૧૭૫૯—૧૭૯૪)—અઢારમી સદીના અંતની મૂડીવાદી ક્રાંતિનો મશહૂર આગેવાન, જેકોબીન જૂથની મવાળ પાંખનો આગેવાન.—૧૩૦-૧૩૧



18—888

**દુપેન, આંદ્રે મારી જાં જાક** (Dupin, André Maric Jean Jacques) (૧૭૮૩—૧૮૬૫)—ફ્રેંચ ન્યાયશાસ્ત્રી અને રાજકારણી, ઑર્લિયનપંથી, વિધાન સભાનો અધ્યક્ષ (૧૮૪૯-૫૧), પછી બોનાપાર્તપંથી.—૧૮૮-૧૮૯, ૧૯૪

**દુપ્રા, પાસ્કાલ** (Duprat, Pascal) (૧૮૧૫—૧૮૮૫)—ફ્રેંચ પત્રકાર, મૂડીવાદી પ્રજાસત્તાકપંથી, બીજા પ્રજાસત્તાક દરમિયાન બંધારણ સભા અને વિધાન સભાનો સભ્ય, લૂઈ બોનાપાર્તનો વિરોધી.—૧૯૬-૧૯૭

**દુશાતેલ, શાર્લ** (Duchâtel, Charles) (૧૮૦૩—૧૮૬૭)—ફ્રેંચ રાજકારણી, ઓર્લિયનપંથી, ગૃહ પ્રધાન (૧૮૩૯-૪૦, ૧૮૪૦—ફેબ્રુઆરી ૧૮૪૮).—૨૧૦

**દેફલોત, પૉલ** (De Flotte, Paul) (૧૮૧૭—૧૮૬૦)—ફ્રેંચ નૌકાદળનો અફસર, બ્લાંકીપંથી. તેણે પૅરિસમાં ૧૮૪૮ના મે માસની પંદરમી તારીખની ઘટનાઓમાં અને જૂનના વિદ્રોહમાં સક્રિય ભાગ લીધો હતો. વિધાન સભાનો સભ્ય (૧૮૫૦-૫૧).—૧૮૦

**દેમૂલેન, કેમીલ** (Desmoulins, Camille) (૧૭૬૦—૧૮૯૪)—ફ્રેંચ પત્રકાર, અઢારમી સદીના અંતની ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિનો એક મશહૂર આગેવાન, જેકોબીન જૂથની મવાળ પાંખનો આગેવાન.—૧૩૧

## ન

**નેપોલિયન ત્રીજો, લુઈ બોનાપાર્ત** (Napoleon III, Louis Bonaparte) (૧૮૦૮—૧૮૭૩)—નેપોલિયન પહેલાનો ભાણેજ, બીજા પ્રજાસત્તાકનો રાષ્ટ્રપતિ, ફ્રેંચ સમ્રાટ (૧૮૫૨—૧૮૭૦).—૧૩૦-૧૪૨, ૧૫૦-૧૮૪, ૧૮૯-૨૧૨, ૨૧૪-૨૧૮, ૨૨૩-૨૩૨, ૨૩૫-૨૪૬

**નેપોલિયન પહેલો (બોનાપાર્ત)** (Napoleon I, Bonaparte) (૧૭૬૯—૧૮૨૧)—ફ્રાંસનો સમ્રાટ (૧૮૦૪—૧૮૧૪ અને ૧૮૧૫).—૧૩૦-૧૪૦, ૧૮૮-૧૯૧, ૨૨૮-૨૨૯, ૨૩૨-૨૪૧, ૨૪૭

**નેયમેયેર, મેક્સીમીલિયન જ્યોર્જ જોસેફ** (Neumayer, Maximilien Georges Joseph) (૧૭૮૯—૧૮૬૬)—ફ્રેંચ જનરલ, વ્યવસ્થાની પાર્ટીનો સમર્થક.—૧૯૭

**નેય, એડગર** (Ney, Edgard) (૧૮૧૨—૧૮૮૨)—ફ્રેંચ અફસર, બોનાપાર્તપંથી, પ્રમુખ લૂઈ બોનાપાર્તનો મદદનીશ.—૧૭૩



## પ

**પૅરિસ, કાઉન્ટ ઓફ** (Paris, Count of)—જુઓ લૂઈ ફિલિપ અલબેર.

**પિયસ નવમો** (Pius IX) (૧૭૯૨—૧૮૭૮)—રોમનો પોપ (૧૮૪૬-૭૮).—૧૭૩

**પુબ્લીકોલા (પુબ્લીયસ વાલેરી પુબ્લીકોલા)** (Publicolas [Publius Valeri Publicola]) (મૃત્યુ ઈસુ પૂર્વે ૫૦૩)—રોમના ગણરાજ્યનો પુરાણપ્રસિદ્ધ રાજકારણી.—૧૩૧

**પેરો, બેંજામીન પિયેર** (Perrot, Benjamin Pierre) (૧૭૯૧—૧૮૬૫)—ફ્રેંચ જનરલ. તેણે ૧૮૪૮ના જૂન વિદ્રોહને દબાવી દેવામાં ભાગ લીધો હતો. ૧૮૪૯માં પૅરિસના રાષ્ટ્રીય રક્ષક દળનો સરદાર.—૨૦૦

**પેરસીન્યી, જાં ગિલબેર વિક્તોર, કાઉન્ટ** (Persigny, Jean Gilber Victor, Count) (૧૮૦૮—૧૮૭૨)—ફ્રેંચ રાજકારણી, બોનાપાર્તપંથી, વિધાન સભાનો સભ્ય (૧૮૪૯-૫૧), ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખના સત્તાપલટાના સંગઠકોમાંનો એક, ગૃહ પ્રધાન (૧૮૫૨-૫૪ અને ૧૮૬૦-૬૩).—૨૦૫, ૨૨૩

**પોલીન્યાક, ઓગ્યુસ્ત જૂલ આર્માન્દ મારી** (Polignac, Auguste Jules Armand Marie) (૧૭૮૦—૧૮૪૭)—ફ્રાંસનો રાજકારણી, વૈધતાવાદી અને પોપવાદી, વિદેશ પ્રધાન અને વડો પ્રધાન (૧૮૨૯-૩૦).—૨૧૧

**પ્રુધોં, પિયેર જોઝેફ** (Proudhon, Pierre-Joseph) (૧૮૦૯—૧૮૬૩)—ફ્રેંચ પત્રકાર, અર્થશાસ્ત્રી, અને સમાજશાસ્ત્રી, નિમ્ન-મૂડીવાદી વર્ગની વિચારધારાનો નિરૂપક અને અરાજકતાવાદનો પ્રસારક.—૧૩, ૧૫, ૭૯, ૧૬૮

**પ્લેખાનોવ, ગેઓર્ગી વલેન્તીનોવિચ** (૧૮૫૬—૧૯૧૮)—રૂસી અને આંતરરાષ્ટ્રીય સમાજવાદી આંદોલનનો એક આગેવાન, માર્ક્સવાદનો ખ્યાતનામ પ્રચારક. તેણે ૧૮૮૩માં પરદેશમાં પ્રથમ રૂસી માર્ક્સવાદી સંગઠન "શ્રમ મુક્તિ જૂથ"ની સ્થાપના કરી હતી. તે આગળ જતાં મેન્શેવિક બની ગયો હતો.—૨૪

## ફ

**ફાયરબાખ, લુડવિગ** (Feuerbach, Ludwig) (૧૮૦૪—૧૮૭૨)—માર્ક્સવાદ પૂર્વેના સમયનો જાણીતો જર્મન ભૌતિકવાદી ફિલસૂફ.—૧૧-૧૨, ૨૪, ૩૯-૪૦

**ફાલૂ, આલફ્રેદ** (Falloux, Alfred) (૧૮૧૧—૧૮૮૬)—ફ્રેંચ

**બેર્યે, પિયેર અન્તુઆન** (Berryer, Pierre Antoine) (૧૭૯૦—૧૮૬૮)—ફ્રેંચ વકીલ અને રાજકારણી, વૈધતાવાદી.—૧૬૨, ૧૮૧, ૨૧૦, ૨૧૯

**બેર્નાર** (Bernard)—ફ્રેંચ કર્નલ, પૅરિસમાં ૧૮૪૮ના જૂનના વિદ્રોહમાં ભાગ લેનારાઓની ઉપર દમન વરસાવનારાં લશ્કરી પંચોનો અધ્યક્ષ. ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખના સત્તાપલટા પછી તેણે બોનાપાર્તના પ્રજાસત્તાકપંથી વિરોધીઓની ઉપર મુકદ્દમા ચલાવવામાં સક્રિય ભાગ લીધો હતો.—૧૪૯

**બ્રૂટસ, માર્કસ જુનિયસ** (Brutus, Marcus Junius) (ઈસુ પૂર્વે લગભગ ૮૫—૪૨)—રોમનો રાજકીય આગેવાન. તેણે જુલિયસ સીઝરની વિરુદ્ધ કાવતરામાં આગેવાની કરી હતી.—૧૩૧

**બ્રોલ્યી, એશિલ શાર્લ** (Broglie, Achille Charles) (૧૭૮૫—૧૮૭૦)—ફ્રેંચ રાજકારણી, વડો પ્રધાન (૧૮૩૫-૩૬), વિધાન સભાનો સભ્ય (૧૮૪૯-૫૧), ઓર્લિયનપંથી.—૧૮૧, ૨૧૨

**બ્લાં, લૂઈ** (Blanc, Louis) (૧૮૧૧—૧૮૮૨)—ફ્રેંચ નિમ્ન-મૂડીવાદી સમાજવાદી અને ઈતિહાસકાર.—૮૪, ૧૩૦

**બ્લાંકી, લૂઈ ઓગ્યૂસ્ત** (Blanqui, Louis Auguste) (૧૮૦૫—૧૮૮૧)—તેણે ૧૮૪૮ની ક્રાંતિમાં ફ્રાંસના લોકશાહીવાદી અને સર્વહારા વર્ગીય આંદોલનની ઉગ્ર ઉદ્દામ પાંખનું સમર્થન કર્યું હતું. તેને કેટલીય વાર ગિરફ્તાર કરવામાં આવ્યો હતો.—૧૩૮

## મ

**માઝાનિયેલ્લો** (જેને તોમાસો અનિયેલોનું નામ આપવામાં આવ્યું હતું) (Masaniello [Tommaso Aniello]) (૧૬૨૦—૧૬૪૭)—માછીમાર, ૧૬૪૭માં સ્પેનના શાસનની સામે નેપલ્સના લોક-વિદ્રોહનો આગેવાન.—૨૨૬

**માઝ્ઝિની, જુસેપ્પે** (Mazzini, Giuseppe) (૧૮૦૫—૧૮૭૨)—રોમન પ્રજાસત્તાકની કામચલાઉ સરકારનો અધ્યક્ષ (૧૮૪૯), ૧૮૫૦માં લંડનમાં યુરોપી લોકશાહીવાદની કેંદ્રીય સમિતિનો એક સંગઠક. પ્રથમ ઈન્ટરનૅશનલની સ્થાપના થઈ રહી હતી ત્યારે તેણે તેની ઉપર પોતાનો પ્રભાવ પાડવાની કોશિશ કરી હતી, અને ઇટાલીમાં સ્વતંત્ર કામદાર આંદોલનના વિકાસનો અવરોધવાનું કામ કર્યું હતું.—૧૫

**માન્યાન, બર્નાર પિયેર** (Magnan, Bernard Pierre) (૧૭૯૧—૧૮૬૫)



—ફ્રેંચ માર્શલ, બોનાપાર્તપંથી, ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખના સત્તાપલટાનો એક સંગઠક.—૨૧૩, ૨૨૪

**મારાસ્ત, આર્માન્દ** (Marrast, Armand) (૧૮૦૧—૧૮૫૨)—ફ્રેંચ પત્રકાર, મવાળ મૂડીવાદી પ્રજાસત્તાકવાદીઓનો એક આગેવાન, «National» અખબારનો તંત્રી, ૧૮૪૮માં કામચલાઉ સરકારનો સભ્ય અને પૅરિસનો મેયર, બંધારણ સભાનો અધ્યક્ષ (૧૮૪૮-૪૯).—૧૩૨, ૧૪૩, ૧૫૪

**માઉરેર, ગેઓર્ગ લૂડવીગ** (Maurer, Georg Ludwig) (૧૭૯૦—૧૮૭૨)—જર્મનીનો પ્રસિદ્ધ મૂડીવાદી ઈતિહાસકાર. તેણે પ્રાચીન અને મધ્યયુગીન જર્મનીની સમાજ વ્યવસ્થા વિશે સંશોધન કર્યું હતું.—૪૮

**માર્ક્સ, કાર્લ** (Marx, Karl) (૧૮૧૮—૧૮૮૩).—૧૧-૩૭, ૮૬-૮૯

**માર્ક્સ, જેની** (Marx, Jenny) (બાળપણનું પારિવારિક નામ—ફોન વેસ્ટફાલેન, ૧૮૧૪—૧૮૮૧)—કાર્લ માર્ક્સની ગૃહસ્વામિની.—૧૨, ૧૫

**માલેવીલ, લિયોં** (Maleville, Léon) (૧૮૦૩—૧૮૭૯) ફ્રેંચ રાજકારણી, ઓર્લિયનપંથી, બીજા પ્રજાસત્તાક દરમિયાન બંધારણ સભા અને વિધાન સભાનો સભ્ય, ગૃહ પ્રધાન (૧૮૪૮ના ડિસેંબરના ઉત્તરાર્ધમાં).—૨૦૪

**મેકફર્લેન, હેલેન** (Macfarlane, Helen) (૧૮૪૯—૧૮૫૦)—દરમિયાન ચાર્ટિસ્ટ અખબારોની ફૂર્તિલી સંવાદદાતા. તેણે "કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું"નો અંગ્રેજી અનુવાદ કર્યો હતો.—૪૧

**મોગેન, ફ્રાંસુઆ** (Mauguin, François) (૧૭૮૫—૧૮૫૪)—ફ્રેંચ વકીલ, ૧૮૪૮ સુધી ઉદારમતવાદી રાજવંશતરફી વિરોધી દળનો એક આગેવાન, બીજા પ્રજાસત્તાક દરમિયાન બંધારણ સભા અને વિધાન સભાનો સભ્ય.—૧૯૪

**મોપા, શાર્લેમા એમિલ** (Maupas, Charlemagne Emile) (૧૮૧૮—૧૮૮૮)— ફ્રેંચ વકીલ, બોનાપાર્તપંથી, પૅરિસનો વડો પોલીસ અમલદાર (૧૮૫૧), ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખના સત્તાપલટાનો એક સંગઠક, પોલીસ પ્રધાન (૧૮૫૨-૫૩).—૨૨૪

**મોર્ગન, લેવિસ હેનરી** (Morgan, Lewis Henry) (૧૮૧૮—૧૮૮૧)—સુખ્યાત અમેરિકી વૈજ્ઞાનિક, આદિમ સમાજનો ઈતિહાસકાર, ભૌતિકવાદી.—૪૮

**મોર્ની, શાર્લ ઓગ્યૂસ્ત લૂઈ જોસેફ, ડ્યૂક દે** (Morny, Charles Auguste Louis Joseph, Duc de)(૧૮૧૧—૧૮૬૫)—ફ્રેંચ રાજકારણી, બોનાપાર્તપંથી,

Auguste Georges, Marquis) (૧૮૦૫—૧૮૬૭)—ફ્રેંચ રાજકારણી, વૈધતાવાદી પાર્ટીનો આગેવાન, બીજા પ્રજાસત્તાક દરમિયાન બંધારણ સભા અને વિધાન સભાનો સભ્ય.—૨૧૨

**લાસાલ, ફર્દીનાન્દ** (Lassal, Ferdinand) (૧૮૨૫—૧૮૬૪)—જર્મન નિમ્ન-મૂડીવાદી પત્રકાર, વકીલ, તેણે ૧૮૪૮-૪૯ દરમિયાન રાઈન પ્રાંતમાં લોકશાહીવાદી આંદોલનમાં અને સાતમા દાયકાના આરંભમાં કામદાર આંદોલનમાં ભાગ લીધો હતો. સામાન્ય જર્મન કામદાર સંઘના સંસ્થાપકોમાંનો એક, "ઉપરથી" પ્રશિયાની આગેવાની હેઠળ જર્મનીના એકીકરણની નીતિનો સમર્થક, જર્મન કામદાર આંદોલનમાં તકવાદી પ્રવૃત્તિનો સંસ્થાપક.—૧૫, ૪૩

**લૂઈ, ફિલિપ** (Louis Philippe) (૧૭૭૩—૧૮૫૦)—ઓર્લિયન ડ્યૂક, ફ્રાંસનો સમ્રાટ (૧૮૩૦—૧૮૪૮).—૧૩૬, ૧૪૩, ૧૪૬-૧૪૮, ૧૭૩, ૨૧૨-૨૧૪

**લૂઈ ફિલિપ અલબેર, કાઉન્ટ ઓફ પૅરિસ** (Louis Philippe Albert, Count of Paris) (૧૮૩૮—૧૮૯૪)—લૂઈ ફિલિપનો પૌત્ર, ફ્રાંસની રાજગાદીનો ઓર્લિયનપંથી દાવેદાર.—૨૦૯

**લૂથર, માર્તીન** (Luther, Martin) (૧૪૮૩—૧૫૪૬)—ધાર્મિક સુધારાના આંદોલનનો સુખ્યાત આગેવાન, જર્મનીમાં પ્રોટેસ્ટ ધર્મનો (લૂથર સંપ્રદાયનો) પ્રવર્તક, જર્મનીના નગરવાસીઓની વિચારધારાનો નિરૂપક.—૧૩૦

**લેદ્રૂ-રોલેં, અલેક્સાંદર ઓગ્યૂસ્ત** (Ledru-Rollin, Alexandre Auguste) (૧૮૦૭—૧૮૭૪)—ફ્રેંચ પત્રકાર, નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓનો આગેવાન, «Réforme» અખબારનો તંત્રી, બંધારણ સભા તથા વિધાન સભામાં મોંતાન જૂથનો આગેવાન, આગળ જતાં વિદેશવાસી.—૭૪, ૧૪૩, ૧૫૮, ૧૬૪

**લેફ્લો, અદોલ્ફ એમાનુએલ શાર્લ** (Le-Flô, Adolphe Emmanuel Charles) (૧૮૦૪—૧૮૮૭)—ફ્રેંચ જનરલ અને રાજકારણી, વ્યવસ્થાની પાર્ટીનો પ્રતિનિધિ, બીજા પ્રજાસત્તાક દરમિયાન બંધારણ સભા અને વિધાન સભાનો સભ્ય.—૧૫૪, ૨૨૯

**લોક્ક, જૉન** (Locke, John) (૧૬૩૨—૧૭૦૪)—અંગ્રેજ ઇંદ્રિયવાદી-દ્વૈતવાદી ફિલસૂફ.—૧૩૧

**લૉંગે, જાં** (Longuet, Jean) (૧૮૭૬—૧૯૩૮)—કાર્લ માર્ક્સનો પૌત્ર તથા જૅની માર્ક્સનો પુત્ર. ફ્રેંચ સોશ્યાલિસ્ટ પાર્ટી અને બીજી ઇન્ટરનેશનલના સુધારક નેતાઓમાંનો એક.—૧૬



**લૉંગે, જૅની** (Longuet, Jenny) (૧૮૪૪—૧૮૮૩)—કાર્લ માર્ક્સની સૌથી મોટી પુત્રી, ફ્રેંચ સોશ્યાલિસ્ટ શાર્લ લૉંગેની પત્ની.—૧૬

## વ

**વાઈટલિંગ, વિલ્હેલ્મ** (Weitling, Wilhelm) (૧૮૦૮—૧૮૭૧)—જર્મન કામદાર આંદોલનના મુખ્ય કાર્યકરોમાંનો એક, તરંગવાદી "સમતાલક્ષી" સામ્યવાદના સિદ્ધાંતકારોમાંનો એક.—૪૫

**વાતીમેનીલ, અન્તુઆં** (Vatimesnil, Antoine) (૧૭૮૯—૧૮૬૦)—ફ્રેંચ રાજકારણી, વૈધતાવાદી, વિધાન સભાનો સભ્ય.—૨૦૪

**વિદાલ, ફ્રાંસુઆ** (Vidal, François) (૧૮૧૪—૧૮૭૨)—ફ્રેંચ અર્થશાસ્ત્રી, નિમ્ન-મૂડીવાદી સમાજવાદી, ૧૮૪૮માં લુક્ઝેમ્બુર્ગ પંચનો મંત્રી, વિધાન સભાનો સભ્ય (૧૮૫૦-૫૧).—૧૮૧

**વિયેયરા** (Vieyra)—ફ્રેંચ કર્નલ, બોનાપાર્તપંથી. તેણે ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખના સત્તાપલટામાં સક્રિય ભાગ લીધો હતો.—૧૬૯

**વિલ્લેલ, જાં બાપ્તીસ્ત સેરાફેં જોસેફ** (Villéle, Jean Baptist Serafim Joseph) (૧૭૭૩—૧૮૫૪)—ફ્રેંચ રાજકારણી, વૈધતાવાદી, વડો પ્રધાન (૧૮૨૨-૨૮).—૨૧૧

**વેઈસ, કલોદ મારિયસ** (Vaisse, Claude Marius) (૧૭૯૯—૧૮૬૪)—ફ્રેંચ રાજકારણી, બોનાપાર્તપંથી, ગૃહ પ્રધાન (જાન્યુઆરી-એપ્રિલ ૧૮૫૧).—૨૦૪

**વેરોં, લૂઈ દેઝિરે** (Véron, Louis Désiré) (૧૭૯૮—૧૮૬૭)—ફ્રેંચ પત્રકાર અને રાજકારણી, બોનાપાર્તપંથી, «Constitutionel» અખબારનો માલિક.—૨૪૬

## શ

**શામ્બોર, આંરી શાર્લ, કાઉન્ટ** (Chambord, Henri Charles, Count) (૧૮૨૦—૧૮૮૩)—બૂર્બોન રાજવંશનો છેલ્લો પ્રતિનિધિ, કાર્લ દસમાનો પૌત્ર, હેનરી પાંચમો નામ ધારણ કરીને ફ્રાંસની રાજગાદીનો દાવેદાર.—૧૬૨, ૧૮૬, ૨૧૦, ૨૧૪

**શાર્રાસ, જાં બાપ્તીસ્ત અદોલ્ફ** (Charras, Jean Baptiste Adolphe) (૧૮૧૦—૧૮૬૫)—ફ્રેંચ કર્નલ અને રાજકારણી, મવાળ મૂડીવાદી

